ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ : : એકવીસમું

# બંગાળાનો બળવો

( ખંડ પહેલો તથા બીજો )

લેખક

ડૉ. ભૂપેન્દ્રનાથ દત્ત પી એચ. ડી.

( રાજા મહેન્દ્રપ્રતાપ અને શ્રી શૈલેન્દ્ર ઘોષના લેખો સાથે )




પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ,

સુરત

[ રૂપિયા દોઢ ]

# યૌવનની આહુતિ

પૂંઠા પર છાપેલા ચિત્રમાં એક નૌજુવાન ભારત-માતાના સ્વાતંત્ર્ય યજ્ઞની વેદી પર પોતાના મસ્તકનું બલિદાન દઈ રહ્યો છે. બંગાળના જે જુવાનોએ નિજ માતૃભૂમિની મુક્તિને કાજે, પોતાના શિરને સાટે જે યજ્ઞ માંડ્યો હતો તેના પ્રતિક રૂપે આ ચિત્ર છે. 'જનની જન્મભૂમિ'ના નિસ્તેજ મુખ તરફ નિહાળતો આ જુવાન પોતાનુંજ શિર વધેરતાં હસી રહ્યો છે. કુરબાનીની ધગશ એના મુખ ઉપર સ્પષ્ટ દીસી આવે છે.

ઉંચે વાદળમાંથી ડોકીયાં કરતું જેવું મુખ તે આ પુસ્તકના લેખક ડા. ભૂપેન્દ્રનાથ દત્ત–તે સ્વામી વિવેકાનંદના ભાઈ-નું છે.



—ગાંડીવ છાપખાનું, કેળાપીઠ, સુરતમાં
આવૃત્તિ ] છાપી, ગાંડીવ સાહિત્ય મંદિરમાંથી— [ બીજી
ઇશ્વરલાલ વીમાવાળાએ પ્રગટ કરી.

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

દર બુધવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂા. ૪) પરદેશ શિલિંગ દસ.

**ગાંડીવ છાપખાનું**

ગયા દશ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં ગાંડીવે પ્રકટ કરેલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

---

**સરનામું: ૧૮૦ કેળાંપીઠ, સુરત.**

---

**સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.**

ઝૂઝેલા, બળતામાં કૂદી પડેલા, તેઓજ કંઈ ન જાણીએ, એમના પ્રત્યે પૂજાના બે પુષ્પ વેરવા જેટલો પણ ભક્તિભાવ ન દર્શાવીએ તો આપણા જેવા નગુણા-આપણા જેવા નિર્માલ્ય કોણ ?

હિંસાપ્રવૃત્તિની ચર્ચાના પ્રકરણ વિનાનો હિન્દનો રાષ્ટ્રીય ઇતિહાસ ઉણો ને અધુરોજ ગણાશે. દુનિયાભરના બધા દેશોમાં એ પ્રવૃત્તિ થઇ છે ને તેણે ઇતિહાસમાં ફાળો આપ્યો છે. આપણે ત્યાંય એ બન્યું છે. અને દેશની પ્રગતિનું ઘડતર સમજવા ઇચ્છનાર દરેક વ્યક્તિએ એનો અભ્યાસ કરવો જરૂરી છે. બલિદાનની જે અપૂર્વ તૈયારી, સ્વતંત્રતાની જે તીવ્ર તાલાવેલી, અને સાહસનાં અતુલ દૃષ્ટાંતો એ ઇતિહાસમાંથી આપણને સાંપડે છે એ તો આપણો અતિ મોંઘો વારસો છે. યુનાઇટેડ સ્ટેટસની પ્રજા રૂદન કરે કે "અમારી પાસે ઇતિહાસ નથી!" આપણે શોક કરવો રહ્યો–લોહી નીગળતો શોક કરવો રહ્યો કે અમારે ઇતિહાસ છે; પણ એ ઇતિહાસને ઝીલવા જેટલી, એનું ગૌરવ જાળવવા જેટલી અમારામાં મરદાનગી નથી !

–શું મરદાનગી નથીજ ? એ શોક ક્યાં સુધી ? જ્યાં સુધી ઇતિહાસ બરાબર પરખ્યો નથી, ત્યાં સુધી ઇતિહાસનું ગૌરવ જાળવવાની શક્તિ નથી પ્રગટતી. ઇતિહાસ બરાબર સમજવાની–ઇતિહાસનું હાર્દ સજીવપણે ઓળખવાની આજે ખાસ જરૂર છે. એ હાર્દ પરખાય તો મરદાનગીનું પ્રાગટ્ય દૂર કે અસંભવ નજ હોય.

એ હાર્દપરખ માટે આ અને આવા ઇતિહાસોની ગાથા હિંદવાસીઓ વાંચે ને વિચારે—ગુજરાતીઓ વાંચે ને વિચારે ને પ્રચારે.

**નટવરલાલ વીમાવાળા.**

* * *

આ બીજી આવૃત્તિમાં કશો મહત્વનો ફેરફાર કરવામાં આવ્યો નથી.

ઈ. વી.

# અંજલિનો ધર્મ

જાન સાટે હિન્દને મુક્ત કરવા નીકળેલા નિષ્ફળ બળવાવીરોની કહાણી,—'પંજાબનું પ્રચંડ કાવતરૂં' વાંચીને એક જણે સવાલ કરેલો: આ શું બધું સાચું હશે ?

કેવો ક્રૂર સવાલ ? શચીન્દ્ર બાબુએ પોતાની એ ચોપડીમાંજ લખ્યું છે કે 'આવા કાવતરાંઓ ફક્ત પોલિસ દાદાઓની બનાવટી કૃતિઓ છે-સાચાં નથી થતાં, એવું દેશજનોને માનતા જોઇ અમારો આત્મા કકળી ઉઠતો. પોતાના દેશજનોમાં આટલું કરવાની શક્તિ જ ન હોય એવું માનનારી એ મનોદશાથી અમને ખૂબ આઘાત પહોંચતો." શચીન્દ્ર બાબુને ખરે આઘાત પહોંચે; પણ એ આઘાત પહોંચાડનારી, બળવાવીરોના એ મરણિયા પ્રયાસોને કેવળ કલ્પના સૃષ્ટિની વાતો માનનારી, આપણા દેશમાં તે એવું બને ? એવું વિચારનારી મનોદશા-હજુ ટળી નથી શકી. તેમાંયે આપણું ગુજરાત-વહેવારૂ ગુજરાત જે એવી બળવાપ્રવૃત્તિથી ૯૯ ટકા વિમુખ રહ્યું છે તેને તો એ બધી વાતો સ્વપ્નસૃષ્ટિ જેવીજ લાગે તો તેમાં શી નવાઈ ?

પણ અજ્ઞાનનાં એ થર, હીન મનોદશાનો એ મેલ હવે તો ખંખેરી નાંખ્યેજ છૂટકો. હિંસામાર્ગ આપણા દેશ માટે અનુકૂળ હોય યા પ્રતિકૂળ, આદર્શસિદ્ધ હોય યા નહિ, એ વસ્તુ જુદી છે. પણ જાણી બુઝીને, જોખમ સમજીને, સ્વતંત્રતાની અતિ તીવ્ર ધગશ રોમેરોમ સળગી ઉઠવાથીજ મરણિયા બનીને જે નવજુવાનો એ પ્રવૃત્તિમાં પડેલા તેમના વિષેનું આપણું-ગુજરાતનું-અજ્ઞાન તો અક્ષમ્યજ ગણી શકાય. ઈંગ્રેજોએ પણ 'દુશ્મન પક્ષ' ના એ વીરોને અંજલિ આપી છે-ઘણીયે વાર મુક્ત કંઠે એમાંના કેટલાકની પ્રશંસા કરી છે. તો આપણે, એમના માડીજાયાઓ, જેમને કાજે એઓ

## સાચું ઇતિહાસ તત્વ

બંગાળના સાહિત્યમાં આજે પ્રવર્તમાન જમાનાનાં ઇતિહાસની ચર્ચા સારી પેઠે ચાલી રહી છે. ઘણા બંધુઓ પોતાના અનુભવો, પોતાની જાણમાં આવેલી વાતો આજે છપાવીને પ્રસિદ્ધ કરી રહ્યા છે. ખરેજ, આપણા પોતાના કાળનો-સમકાલીન-ઇતિહાસ પ્રકટ થાય એ ભારે જરૂરનું છે. તેને અભાવે, નહિ તો, ભવિષ્યમાં કદાચ ઇતિહાસ લખવાનું કામ જ અતિશય મુશ્કેલ થઇ જશે. હું તો અનુભવી છું. રાજકારણ એ શી વસ્તુ છે એનું મને બરાબર જ્ઞાન છે. ને એથીજ હું જાણું છું કે ઇતિહાસના ગ્રંથ રૂપે જે કંઇ પ્રસિદ્ધ થાય છે તે અથવા બહારની પ્રજા-દુનિયા જેને વિષે જાણતી હોય તેજ-તેજ કંઈ સાચો ઇતિહાસ નથી. અરે, સાચું ઇતિહાસ તત્વ તો ઘણી વાર જનસમુદાયના મોટા ભાગથી અજ્ઞાતજ રહે છે. આગળ પાછળનો તમામ વિચાર કરવા છતાંયે ઇતિહાસકારો ઘણી વાર એ સાચું તત્વ નથી નિર્માણ કરી શકતા, નથી નક્કી કરી શકતા. એથીજ ઘણીયે વાર ખોટી વાતો ઇતિહાસ રૂપે પ્રચાર પામી જાય છે.

## મુદ્દત નથી પાકી

બંગાળામાં બળવાની જે હીલચાલ ચાલી, સરકારે જેને રાજદ્રોહની હીલચાલ તરીકે ડામી, એ પ્રવૃત્તિ બંગાળના આજના રાજકીય ઇતિહાસમાં કંઇ અનેરૂં સ્થાન ભોગવે છે. પણ

ખરી વાત તો એ છે કે બંગમૈયાની ક્રાન્તિપ્રવૃત્તિનો ઇતિહાસ લખવાનો વખત હજુ આવ્યો નથી–ના, એ લખવાનો સુયોગ આજે તો નથીજ. અરે, હજુ તો જુદા જુદા માણસો અંગત રીતે જે જાણે છે તે બધું પ્રસિદ્ધ કરવા જેવો પણ કાળ નથી આવ્યો–એને માટે અનેક કારણો છે. ને તેથી સાચો શુદ્ધ, પૂરો ઇતિહાસ તો લોકો હાલ નહિજ પામે. તોયે હું જે કંઇ જાણું છું તેનો કેટલોક ભાગ અહિં રજુ કરવા તત્પર થાઉં છું.

## તખ્તકો જ

બંગાળાનો એ બળવા સંપ્રદાય થોડા ગણ્યા ગાંઠયા, અભણ અથવા અર્ધદગ્ધ જુવાનિયાઓની ધાંધલવૃત્તિમાંથી નીપજ્યો હોય એમ રખે કોઇ ધારે. બળવા સંપ્રદાયના ઇતિહાસની ઉત્પત્તિ સમજવા માટે તો બંગમૈયાનો ચાળીસ ચાળીસ વરસનો ઇતિહાસ ઉકેલવો પડશે. બંગાળાના આજના ઇતિહાસમાંથી કોઈ પણ પ્રકારે–કોઈ પણ કારણે–આ બળવાપ્રવૃત્તિનો ઇતિહાસ કાપી નાંખી શકાય તેમ નથી. કારણ એ કંઇ Exotic નથી–નોખું અંગ નથી; બંગાળના રાષ્ટ્રીય ઇતિહાસના ઉત્તરોત્તર ઘડતરમાંનો એ એક થર જ છે–એક તખ્તકો જ છે.

## ઇતિહાસની યાદ

નૈ। જુવાન બંગાળ જન્મ્યું ક્યારથી ? છેક બાબુ રામગોપાળ ઘોષના વખતમાં એનો ઉદ્ભવ થયો. તે પછી બ્રાહ્મો સમાજનો ઉદ્ભવ થયો, અને સારાય બંગાળના હિન્દુધર્મીઓની વિચારસરણી પર તેની છાપ પડી. રાજનારાયણ બસુના બળવા વિચારો અને હિન્દુ મહામેળાની શરૂઆત; રાષ્ટ્રવાદી વર્તમાન પત્રની સ્થાપના; નેશનલ થીએટર એટલે કે સ્વદેશપ્રેમના પાયા પર રચાયેલા અનેક નાટકોની રજુઆત; એ બધા કેડે હિન્દુધર્મનું

પુનરૂત્થાન કરવા ઇચ્છનારાઓની સજાગ્રત પ્રવૃત્તિ; બંકીમચન્દ્ર, ભૂદેવ મુખોપાધ્યાય, હેમચન્દ્ર બંદ્યોપાધ્યાય ને યોગેન્દ્રનાથ વિદ્યાભૂષણ વગેરેની રાજકીય પ્રવૃત્તિ અને સાથે સાથે હૂગલીની ચોમેર લાઠીબાજી શીખવનાર અખાડાઓની સ્થાપના; સુરેન્દ્રનાથ બેનરજી ને આનંદ-મોહન બસુની રાષ્ટ્રીય પ્રવૃત્તિ અને વિદ્યાર્થી મંડળોની સ્થાપના; તથા તે ઉપરાંત ઇંડીયન એસોસીયેશન અને વળી કોંગ્રેસ— મહાસભાનું પ્રચાર કાર્ય; શિશિરકુમાર ઘોષની સ્વાતંત્ર્યવાદી પ્રવૃત્તિ અને સાથે સાથે સ્વામી વિવેકાનંદનો Aggressive Hinduism ધસમસતી હિન્દુવટ-નો પ્રચાર અને એ સૌને અંતે ખુદ બળવા વાદીઓના જ મંડળોની સ્થાપના અને તેમની કામગીરી આ બધાં બંગાળના રાષ્ટ્રજીવનના ઘડતરના જુદા જુદાં અવિયુજ્ય પગથીયાં. એકને લ્યો ને બીજાને પડતું મૂકો એ બનેજ નહિ.

## સંસ્કૃતિઓની અથડામણ

જ્યારે જ્યારે કોઈ બે સંસ્કૃતિઓ અથડામણમાં આવે છે ત્યારે-એ અથડામણને પરિણામે, કંઈક નવીજ જાતની-કોઈક નવાજ સ્વરૂપની વિચારસરણી-કોઇક નવુંજ તત્વ ઉદ્ભવ્યા વિના નથી રહેતું, બંગાળમાં અંગ્રેજોની સત્તા વિસ્તાર પામતાં-ઇંગ્રેજી કેળવણી અને આગલી હિન્દી ભારતીય શિક્ષણપ્રણાલિ વચ્ચે અથડામણ ઉભી થઈ અને તેમાંથી કેટલાક નવાજ વિચારોના પ્રચંડ ઝરણાં ફુટી નીકળ્યાં. નવીન ભારતના પરમપ્રેરિત પુરૂષ રામમોહનરાય મારફતે એનાં બી રોપાયાં. યુરોપી વિચારસરણીના સહવાસમાં રાજા આવ્યા ને ફ્રેન્ચ વિપ્લવ-રાજ્યક્રાન્તિ તથા એ ક્રાન્તિના ઝંડાધારી સમા એન્સાઇક્લોપીડીસ્ટો પ્રત્યે તેમને અપૂર્વ ભક્તિભાવ પ્રગટયો. પણ તે વેળા બંગાળમાં રાજદ્વારી ચર્ચાનું નહોતું નામ કે નહોતું નિશાન; એટલે રાજા રામમોહનરાય એ ક્ષેત્રમાં બળવાના વિચારોનો કશો પ્રચાર ન કરી શકયા. તેમણે

એનો પ્રયોગ ધર્મ અને સમાજના ક્ષેત્રોમાં કર્યો. એજ—એજ બળવાના વિચારોનો પડઘો બ્રાહ્મસમાજ પર જઇને અથડાયો. પરિણામ શું આવ્યું?

## સ્વરાજની ભૂખ-વધારે ક્યાં?

પરિણામ એ આવ્યું કે બ્રાહ્મસમાજ અતિશય Radical ખૂબ પરિવર્તનવાદી બન્યો ને છેવટે સનાતન-જૂના વિચારના પ્રજાસમૂહમાંથી કેવળ છૂટો પડી ગયો. ઘણાને સાંભળીને નવાઈ લાગશે કે બ્રાહ્મસમાજની છાપ—તેની વિચારસરણીની અસર બંગાળની બળવા સામતિના ઉપર ખૂબ જ હતી, તે વેળા એક વાર મેં બરાબર ગણતરી કરી જોઈ હતી ને મને માલમ પડેલું કે મુખ્ય મુખ્ય બળવાવાદીઓમાં ઘણાખરા બ્રાહ્મસમાજમાં જોડાયેલા, અથવા બીજી રીતે તેની છાયા હેઠળ આવેલા હતા. અને આજેય શું છે? આજેય હિન્દની રાજકારણી પ્રકૃતિનું પૃથક્કરણ કરી જુઓ. તમને નક્કી એમજ માલમ પડશે કે જે જે પ્રાંત કે દેશવિભાગમાં બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ કે પછી આર્યસમાજે (આ બધાય સમાજ કે પંથોએ પુરાતન ધર્મ ને સામાજીક રૂઢિઓ સામે જંગ મચાવેલો, અર્થાત્ એટલા એટલા સ્થાનોમાંજ રેડીકલ અથવા પરિવર્તનપ્રેમી વિચારો પ્રચાર પામેલા) પોતાની નવી વિચારસરણી પ્રકટાવી છે તેજ—તેટલીજ જગાઓએ આજે રાષ્ટ્રીય પ્રવૃત્તિ વધારે જોશભેર ચાલે છે—સ્વતંત્રતાની તાલાવેલી, સ્વરાજની ભૂખ સવિશેષ પ્રકટેલી છે.

## ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર પણ—!

આમ વિલાયતી કેળવણીને અંગે બંગાળમાં સ્વતંત્રતાની તરસ સારી પેઠે જાગી. ૪૦-૫૦ વરસ પહેલાંના બંગાળી સાહિત્યમાં ડોકીયું કરી જુઓ એટલે મારા કથન માટે બીજી સા-

બીતીની જરૂર નહિ રહે. એમ તો બંગાળામાં ઈસ્વી ૧૯૦૧ની સાલ પહેલાં ઘણીયે વાર છૂપી બળવા મંડળીઓ સ્થપાયલી. પણ સ્વતંત્રતાની ધગશ દેશ આખામાં ન જાગેલી તેથી તેમજ બીજાં અનેક કારણોને લીધે તેમનું જીવતર ક્ષણભંગુર જ નીવડેલું. અલબત્ત તે પહેલાં કયો સુશિક્ષિત બંગાળી સ્વતંત્રતાના વિચારોનો પ્રચાર નહોતો કરતો ? ભરોસાપાત્ર સ્થળેથી મેં જાણેલું કે સ્વર્ગસ્થ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર મહાશય પોતાના મિત્રોને આ દિશામાં કાર્ય કરવા ઘણીવાર કહેતા. બીજા વિદ્વજ્જનો વિષે તો આગળ હું કહી પણ ગયો.

## આગલા ભણકારા

આ પ્રમાણે જણાશે કે બંગાળમાં વ્યક્તિઓમાં કે નાનકડાં મંડળોમાં બળવાના વિચારોનો ઝરો સતત વહ્યાં જ કરતો હતો. અલબત્ત, મહાસભાની ધમાલના ગાળામાં થોડોક કાળ એ થંભી ગયેલો, પણ મને સાંભરે છે ત્યાં સુધી ઇસ્વી ૧૯૦૧માં બંગાળમાં બળવા સમિતિની ફરી સ્થાપના થઇ, તે પહેલાં એક વરસ આગળ એના ભણકારા વાગવા માંડેલા—સૂચનાઓ થયેલી; તેમાં બે પરદેશવાસીઓનો પણ હાથ હતો. પણ ૧૯૦૧ની સાલમાં તો એ મંડળ પાકી રીતે અસ્વિત્વમાં આવ્યું.

## એક અજબ ટોલ્લો

એ સમયની એક જાણવા લાયક વાત મારે કહેવી જોઇએઃ પૂજ્ય અરવિંદ ઘોષ અને તેમના ભાઇ બારીન્દ્ર ઘોષે એવો ટોલ્લો લગાવ્યો-લગાવ્યો ને સારા બંગાળમાં પ્રચાર્યો કે નર્મદાને કાંઠે વસતા સાધુઓએ યોગબળે સિદ્ધ કર્યું છે કે રાજપૂતાનાના કોઇક સૂર્યવંશી કુળમાં ભાવી ભારતનો સમ્રાટ જન્મ્યો છે.—અત્યારે તે બચુકલો છે, બાળક છે, પણ તેની સરદારી સ્વીકારીને-તેનું આધિપત્ય કબુલીને સમગ્ર હિન્દમાં વ્યાપક થાય એવી ગુપ્ત બળવા

મંડળી સ્થપાઇ છે. દક્ષિણમાં એની ખાસ જમાવટ છે. ઇસ્વી૦ ૧૯૦૬ માં હિન્દભરમાં બળવો પ્રકટી નીકળશે. પણ અરેરે, બાયલા બંગાળીઓ કશુંય નથી કરતા! તેઓ ક્યારે આ પ્રવૃત્તિમાં જોડાશે? તેમણેય જોડાવું ઘટે. આ વાત ખુદ મારે કાને-હા, મારે સગ્ગે કાને મેં પૂજ્ય અરવિન્દ ઘોષને મોંઢેથી જ સાંભળી છે. અલબત્ત, આ વાતના પહેલા ભાગને તો અમે કમનસીબ નાસ્તિક બંગાળી જુવાનિયાઓ 'ભંગડવિદ્યા' તરીકે—ટાઢા પહોરની ગપ્પ તરીકે સારી પેઠે હસી કાઢતા; પણ એજ વાતના પાછલા અડધા ભાગે બંગાળના ઇતિહાસમાં અજબ રંગ પૂર્યો છે.

## શી આબરૂ?

જે જે બંગાળીઓ વડોદરેથી આવેલા તે સૌ આ આખી વાત ખૂબ ફેલાવતા. જાણે એ શિવાય તેમને બીજો કશો ધંધોજ ન હોય—જાણે એજ એમની મોટી મૂડી થઇ પડેલી. અલબત્ત, એવી છપ્પરથી કંઈ બંગાળીઓ ગેલમાં ન આવી ગયા—પણ પેલો નામોશીભર્યો ભાગ: "બાયલા બંગાળીઓ કશુંય નથી કરી શકવાના"- એ કારમું આળ ગળી જવાને બંગાળી નૌજવાનો જરાય તૈયાર નહોતા. અમે સૌ માંહોમાંહે બોલતા, કે ભવિષ્યના સ્વતંત્ર ભારતના દરબારગઢમાં બંગાળા કંઈ નહિ તો દશવીશ હજાર સિપાઇઓ સમેત હાજર ન થાય તો પછી એની શી આબરૂ રહેશે—એ કયે મોંઢે ઉંચું જોઈ શકશે? અલબત્ત, ૧૯૦૬માં જ પ્રચંડ ક્રાન્તિ થઇ જશે એ વાત અમે માની નહોતા શકતા.

## બહુરાબ, તમારો બળવો ક્યાં?

તોયે કોઈક કોઇક તો, વિદ્યાર્થીઓમાં ઉશ્કેરણી પ્રચારવા માટે એનો બેશક ફેલાવો કરતા. એમ ને એમ જ્યારે ૧૯૦૬ની સાલ આવી પહોંચી ત્યારે અનેક વિદ્યાર્થીઓ કહેવા લાગ્યા: કેમ

બાઇશાબ ! ક્યાં છે તમારો બળવો ? બધી ઠોકાઠોકજ કની !—તે વેળા એ ટાઢા પહોરનીનો એકદમ રૂપકાર્થ ઘટાવી કહેનારા કહેતા કે ૧૯૦૬ની સાલમાં જે પ્રચંડ સ્વદેશીની પ્રવૃત્તિ ચાલી તે પ્રકારાન્તરે પણ એ ભવિષ્યવાણીનું જ સ્વરૂપ! આ ધમાલમાં કસોટી સારી થઇ ગઇ. જેઓ ધાંધલીયાજ હતા. તેવાઓ થાકીને સરકી ગયા અને જેઓ એનું યથાર્થ સ્વરૂપ સમજેલા, તેઓ ચીવ્વટાઇથી પોતાના કામમાં ચોંટી રહ્યા.

## એ વીરવર (!) દક્ષિણી !

હું કહી ગયો કે પેલી છપ્પરના પાછલા ભાગે બંગાળના ઇતિહાસમાં અજબ રંગ પૂર્યો. બંગાળીઓએ બાયલાપણાનું આ કલંક ધોઇ નાંખવુંજ જોઇશે એ મુદ્દાને બંગાળીઓએ પકડી લીધો ને એટલાજ ખાતર બંગાળમાં નિશાનબાજી વગેરેના અખાડાઓ ઠેરઠેર સ્થપાવા લાગ્યા. સાથે સાથેજ રસાયણવિદ્યાની ચર્ચા પણ સારી પેઠે થવા લાગી. પછી ઇ૦ સ૦ ૧૯૦૩ કે ૧૯૦૪માં "બાયલા" બંગાળીઓએ એક 'વીરવર' દક્ષિણીને બોમ્બ ખરીદવા સારૂ પૈસા આપ્યા. તેણે કહેલું કે દક્ખણથી હું બોમ્બ લાવીશ, ને સાથે સાથે તેના ફેંકનારાઓને પણ તેડતો આવીશ. પણ નાણાથેલી ખિસ્સામાં ગોઠવી હાવરા સ્ટેશનેથી ગાડીમાં તે બેઠો—તે બેઠો. તે પછી એ 'વીરવર' નાં દર્શન કોઇનેય ન થયાં. હાયરે બાયલા બંગાળીઓ, ને ધન્ય ધન્ય શૂરા દક્ષિણીઓ! પાછળથી બંગાળના ઇતિહાસે સિદ્ધ કર્યું કે 'ઉલટા સમજહિ રામ' —વસ્તુ સ્થિતિ હેરફેરજ હતી !

## 'પંચાજી' નું મ્હેં !

બંગાળની બળવા પ્રવૃત્તિનું પહેલું પ્રકરણ અહિં પૂરૂં થયેલું ગણીએ, તોય પોતાના ખાસ લક્ષણો–પોતાની વિશેષતાઓ

તો બંગાળી માત્રના ચિત્તમાં સર્વદા જાગ્રત રહે છે. બંગાળી પોતાનીજ માન્યતા અનુસાર, પોતાનીજ ભાવપ્રેરણા મુજબ કામ કરે છે. બંગસંસ્કારિતાનું એ ખાસ લક્ષણ છે. પછી આવ્યો બંગભંગ ને તેની સાથે સાથે જ સ્વદેશીની પ્રચંડ પ્રવૃત્તિ. બળવાવાદીઓનું કામ એથી સહેલું થયું—તેનો રસ્તો સરળ બન્યો. એ કાળે એમણે બે પાંચ જુલ્મી રાજપુરૂષોનાં માથાં શેં ન ભાંગ્યા—એવું કહી હિંદના કોઇક પરપ્રાંતીય રાજદ્વારી "પંડયાજી"ઓ અમને તુચ્છકારતા મેં સાંભળ્યા છે. અમે એ મ્હેણું ગળી ગયાઃ કારણ,—

કારણ અમારૂં કામ અમે બરાબર સમજતા હતા; બીજા કોઇને જવાબ દેવાની અમને લેશ પણ ઇચ્છા નહોતી.

## બંગાળનાં લક્ષણો

પણ ૧૯૦૬ની સાલમાં તો બોમ્બ હીલચાલ બરાબર આવિર્ભાવ પામી. એને માટે ત્રણ કારણ મુખ્ય ગણી શકાયઃ એક તો એ કે બંગાળી પ્રજા ભાવનાશીલ—લાગણીમય, કલ્પનાવશ અને શરીરે નબળી પ્રજા છે. એ લક્ષણોને સારાં ગણવા કે માઠાં, એ હું નથી જાણતો-નથી કહેતો. પણ એટલી વાત હું જાણું છું કે બંગાળવાસીઓ જેમ ધમાલ કરવામાં શૂરા છે તેમ સાચું કાર્ય કરવામાં યે ચીવ્વટવાળા છે અને આફતને ન ગણકારતાં સામી છાતીએ જગતમાં ચોમેર ભ્રમણ કરી શકે છે. એથી તો બંગાળની શક્તિઓને દાબી રાખી નથી શકાતી. એજ કારણે બીજા દેશોની ઇતિહાસ—સામગ્રીના જ્ઞાને આપણને ચંચળ-આકળા બનાવી મૂકયા. અમારામાંના સૌને ફ્રેંચ રાજક્રાન્તિનો ઇતિહાસ તો બરાબર માલમ નહોતો પણ મેઝિનીને ગેરીબાલ્ડીનાંજીવન તો સૌનેજ સારી પેઠે જાણીતાં હતાં. અરે, મેઝિનીના આત્મવૃત્તનો પહેલો ભાગ તો જાણે અમારો ધર્મગ્રંથજ થઈ પડેલો. (માનસશાસ્ત્રીઓ કહેશે, કે એમાં નવાઇ શી? એ

તો આનંદમઠ નીપજાવનારી જાતિજ કની!) અમે રૂશિયાના બળ-વાદીઓની પ્રવૃત્તિનું પણ ખૂબ અવલોકન કર્યા કરતા.

## તીવ્ર રઢ

બીજું કારણ આઃ રાષ્ટ્રદ્રોહી અને જુલ્મીઓને શિક્ષા કરવા માટે હથિયારવિહોણા સ્વદેશવત્સલો પાસે બીજો માર્ગ પણ કયો? ભીરૂ બની ગયેલી પ્રજાને સચેતન કરવા માટે બીજો કોઈ રસ્તો હતોજ નહિ. ને ત્રીજું આ 'બાયલા' બંગાળીઓએ બીજા પ્રાંતોને ટક્કર મારે એવું કામ કરી બતાવ્યેજ છુટકો એવી કોઇ તીવ્ર રઢ અમારામાં જાગી ઉઠી હતી.

## સાહસનાં શૂરાતન

આ ત્રણ કારણો ભેગાં મળ્યાં ને એમાંથી બોમ્બવૃત્તિની ઉત્પત્તિ થઇ. ટુંકમાં કહું તો કોંગ્રેસની અરજીઓ ને કાકલુદીઓની પદ્ધતિએ દેશવાસીઓના પુરૂષત્વને જાણે હણી નાંખેલું ને એ હણાયલી મરદાનગીને સચેતન કરી તેને ફરી સજીવન કરવાને માટે "વિષસ્ય વિષમૌષધમ્" જેવા ઉપાયની જરૂર અમને લાગેલી; એથીજ બળવા સંપ્રદાયના અંગભૂતોએ નક્કી કરેલું કે વીરતા બતાવી જાનને જોખમે જુલ્મીઓને સજા કરવી, અને એ રીતે દેશમાં સ્વતંત્રતાની તરસ અને સાહસનાં શરાતન ફરી પ્રકટાવવાં.

## પારો ઉંચે ક્યારે ચઢયો?

ને એ બોમ્બ પ્રવૃત્તિ કોઇ એકાદ માણસના મગજની ધૂન કે ઘેલછા હતી યા તો એકાદા માણસના પ્રયત્નનું પરિણામ હતું એમ ન સમજવું. એ વિષયમાં ઘણાક વિચાર ચલાવી રહેલા હતા ને એનો ઉદ્દભવ પણ ઘણાકના પ્રયાસથીજ થયેલો. હિંદની બોમ્બ હીલચાલ એ બંગાળી જાતિના માનસવિકાસનુંજ

પરિણામ છે. રાજા રામમોહન રાયના વખતથીજ બંગાળાની મનોદશા ધીમે ધીમે રેડીકેલીઝમ-પરિવર્તનવાદ તરફ ઢળતી જતી હતી. ધર્મ ને સમાજમાં પરિવર્તન કરનારી મનોદશા ન પ્રગટી હોત તો બોમ્બ ચળવળ પણ કદિ નજ શરૂ થાત. બંગાળીઓ કલ્પનાવશ એટલે પરિવર્તન તરફ તેઓ સહેજ વળ્યા ને તે પછી જેમ જેમ બંગાળમાં કેળવણી વધતી ગઇ તેમ તેમ બંગાળાના રાજકારણી બેરોમીટરનો પારો પણ ઉંચે ને ઉંચે ચઢવા લાગ્યો.

## પાદરી બાવા કેમ ચુપ થઇ ગયા?

ટીકાકારો એને 'અસંતોષ અને બળવાખોરી' લેખી ગાળો દેતા-પણ તેમને ઉપલું મૂળ સત્ય નહોતું સાંપડ્યું. હિંદમાં જન્મેલા એક પાદરી બાવાએ મને એક વાર અમેરીકામાં ધમકાવેલો ને કહેલું: તમે,-તમે બંગાળીઓજ ઈંગ્રેજદ્વેષી છો ને ઈંગ્રેજોની વિરૂદ્ધ શોરબકોર કર્યા કરો છો; હિન્દના બીજા મુલકો ઈંગ્રેજના અમલથી ખૂબ રાજી છે. એ તુચ્છકારથી મને જરાય ગુસ્સો ન ચઢયો. મેં સ્હેજ હસીને જવાબ દીધો: યુરોપના ઇતિહાસકારો સમક્ષ એક વાર એવો કોયડો ઉભો થયેલો કે ફ્રાન્સ જેવો વિપ્લવ માત્ર ફ્રાન્સમાંજ કેમ થયો-યુરોપના બીજા દેશોમાં કેમ ન થયો? આજના ઇતિહાસકારને આ કોયડાનો ઉકેલ મળી ગયો છે કે: તે વેળાના યુરોપના સર્વ દેશોમાં ફ્રાન્સ જ સૌથી વધારે કેળવાયલો ને સૌથી વધારે તવંગર દેશ હતો. એ કારણે યુરોપના બીજા દેશોમાં નહિ, ને ફ્રાન્સમાં આસ્માની સુલતાની થઇ ગઈ. એજ કારણે હિન્દના બીજા પ્રાંતોમાં નહિ, ને બંગાળમાં રાજકીય ખટાટોપ જામી પડયો છે.

પાદરી બાવા મુંગાજ રહ્યા. તેમની પાસે આનો શો જવાબ હોય?

## બંગાળાની એક ભૂલ

ઘણાક એવું માને છે કે સ્વદેશી ચળવળને પરિણામે બંગાળમાં બળવા પ્રવૃત્તિ કરનાર છૂપી મંડળીઓ સ્થપાઈ. પણ એના જેવી ભૂલ બીજી કશી ન હોય. આગળજ કહી ગયો, તેમ એ પ્રવૃત્તિની ઘણાક વખત પૂર્વે બંગાળમાં તો બળવાવાદી છૂપી મંડળીઓ પ્રકટેલી. એ કંઇ બંગભંગ રૂપી કારમા જખમનુંજ પરિણામ નહોતું. ઉંચી કેળવણી અને રાજકારણના વિષયની પારંગતતાના વિકાસનું એ પરિણામ હતું. ગયા ૭૦ વરસથી, ઉંચી કેળવણીને પરિણામે બંગાળાના રાજકીય જીવનના સૂર પડદે પડદે ઉંચા ચઢતા જાય છે. બળવા પ્રવૃત્તિ અને બોમ્બયુગ એ તેનું પરિણામ છે. અને હમણાં હમણાં એક બે બંગાળી બળવાવાદીઓ કોમ્યુનીઝમ તરફ ઢળી પડયા છે તે પણ એ પ્રત્યાઘાતનુંજ પરિણામ છે. સ્વદેશી ચળવળમાંથી બોમ્બ પ્રવૃત્તિની ઉત્પત્તિ થઈ નથી.

## અજબ વિસ્તાર !

ઉલટું ગામડાંઓમાં તો એ ચળવળનો પ્રચારજ બળવાવાદીઓ દ્વારા થયેલો અને તેમની મારફત જ એ પ્રવૃત્તિને વેગ મળેલો. એની વૃદ્ધિમાં બળવાસમિતિઓનો ફાળો સબળ લેખાય. સ્વદેશીની પ્રવૃત્તિ માત્ર સુરેન્દ્રનાથ બેનરજી, બિપિનપાલ કે કોંગ્રેસવાળાઓના તીખાં ભાષણોમાંજ આવી નહોતી જતી. ઠામે ઠામે બળવાવાદીઓએ ભેળા મળી મથકો સ્થાપી સ્વદેશી ચળવળને સફળ બનાવવા માટે ખૂબ મહેનત કરી હતી. અલબત્ત, એ ગાળામાં એમનું પોતાનું કામ પણ સહેલું બન્યું હતું. સમિતિની શાખાઓ અને સભાસદોની સંખ્યામાં ચોમેર સરસ વધારો થતો જતો હતો. સ્વદેશી પ્રવૃત્તિ પૂરી થવા આવતામાં તો દરિયા કિનારાથી તે ઠેઠ હિમાલય સુધી આખા બંગાળામાં બળવા સમિતિએ પોતાની શાખાઓ સ્થાપી દીધી હતી.

(ખેડુત મજુરોને બાદ કરતાં) કયો એવો વર્ગ હતો કે જેમાંથી એના સભ્ય ન થયા હોય? ખિતાબધારી જમીનદારથી માંડીને કિશોર વયના નિશાળીયાઓ સુધી સર્વ વર્ગ ને વયના લોકો અમારા મંડળમાં દાખલ થયા હતા.

## રખડેલ લાલચંદો?!

કોઇ એમ માનતું હોય કે બળવામંડળનો આટલો વિસ્તાર કોઈ થોડા ઘણા રખડેલ લાલચંદો કે અર્ધદગ્ધ જુવાનિયાઓને લીધે થયો હોય તો તે ભૂલ છે. ઉલટું "રખડેલ લાલચંદો" ને તો દાખલ પણ કરવામાં નહોતા આવતા. સભ્ય થવા માટે અંગકસરત જ્ઞાન ચર્ચા, ને નૈતિક સંયમને તો કેવળ અનિવાર્ય ગણવામાં આવતા. આવા ઉંચા આદર્શને લીધે તો કેટલાય અચ્છા અચ્છા નૌજવાનો મંડળમાં જોડાયા હતા. એ નૌજવાનોના આત્મત્યાગ, સાહસ, ચતુરાઇ, ને ચારિત્ર્યની નિર્મળતાનો જોટો જગતભરમાં જડવો યે મુશ્કેલ. બંગાળના આમવર્ગને એનો કશો ખ્યાલ નથી. એ જુવાનોના ત્યાગની તુલના તો ઇટાલિ, રૂશિયા કે બીજા દેશોના ઉચ્ચતમ બળવાવીરો સાથેજ થઇ શકે.

## ક્યાશ ક્યાં છે?

હિન્દના બળવાવાદીઓ કે કોંગ્રેસવાળાઓ—એમાંથી કોઇએ પણ પોતાની વિચારસરણીને અંગે સુવ્યવસ્થિત ફીલસુફીની રચના કરી નથી. આપણા રાજદ્વારી જીવનની ફીલસુફીમાં ધાંધલ ધમાલ ને વાંદરનકલ શિવાય કંઇ દેખાતું નથી. સ્વાર્થત્યાગ અને બલિદાનની વૃત્તિનો હિંદમાં ટોટો નથી. ને છતાંયે આપણે હજુ કશી સિદ્ધિ નથી મેળવી શક્યા એનું કારણ આપણો પાયોજ કાચો છે, એ છે. શું જોઇએ છે, કોને માટે જોઇએ છે. શા માટે જોઇએ, કેવી રીતે મળી શકે, શું મળશે ને કોણ મેળવશે—આ

બધા મુદ્દાઓ પર આપણે સદા ગોળમટોળ જ રહ્યા છીએ. એનું કારણ તપાસતાં જણાશે કે આપણા લોહીમાંજ Abstraction અને Vagueness અસ્પષ્ટતા અને અચોકસતા છે.

## ધુમાડામાં બાચકા !

તે શિવાય એક બીજી પણ જબરી ઉણપ રાજકારણના ક્ષેત્રમાં હંમેશ અનુભવમાં આવે છે. ભારેમાં ભારે બુદ્ધિમત્તા ધરાવનાર, ચિંતનશીલ માણસો હજુયે બળવાવાદની કે બીજા કોઇ પણ પ્રકારના રાજકારણની હીલચાલ તરફ વળ્યા નથી. એટલું ખરૂં કે હિન્દના રાજકારણમાં ઘણાય બુદ્ધિશાળી, નામીચા, હૃદય અને જ્ઞાનની વિશાળતાવાળા સજ્જનો છે. એની ના નહિ, પણ મોટા મોટા વકીલ બારીસ્ટરો પણ હિન્દના સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના કોયડાઓનો ઉકેલ કરી શકતા નથી કે કરી શકવાના પણ નથી. અલબત્ત, એ વાત એમ સહેલી પણ નથી. હમણાંની અસહકારની પ્રવૃત્તિમાં એક જાતનો સમન્વય કરવાનો પ્રયાસ છે ને એમાં એક જાતની રાજનૈતિક ફીલસુફી પણ સમાજ આગળ રજુ થાય છે, પણ એ ફીલસુફી ય નવી નથી જ. યૂરોપમાંથી આયાત કરેલા અસહકારના સિદ્ધાંતને હિન્દુધર્મના પાયા પર ગોઠવી આજના અસહકારની ફીલસુફી રચવામાં આવી છે. એ ફીલસુફીને વિજ્ઞાનના પાયા પર યોજવાનો પ્રયાસ થતો નથી; ને હિંદના રાજકારણને સમાજશાસ્ત્ર ને અર્થશાસ્ત્રના પાયા પર યોજ્યા વિના છૂટકો પણ નથીજ. તેવું ન થાય ત્યાં સુધી છેવટે ધૂમાડામાં બાચકા ભરવાપણું જ રહેવાનું છે.

## સ્વતંત્રતાની ભુરકી

આગળ હું કહી ગયો, કે અમે અમારા મંડળમાં દરેક વર્ગના માણસો મેળવી શક્યા હતા. પરિણામે અમને એટલું તો માલમ

પડેલું કે રાષ્ટ્રસેવાના કાર્યમાં સૌ સમાનતાનો સિદ્ધાંત કબુલે છે અને જ્ઞાતિભેદમાંથી ઉદ્ભવ પામતી આભડછેટને તો નથીજ માનતા. એટલે, આટલે કાળે પણ બ્રાહ્મસમાજ શીખામણો દઈ દઈ અને પ્રચારકાર્ય વડે બંગાળામાં જે ન કરી શકી. તે કામ રાષ્ટ્રસેવાને નામે ને કામે આપોઆપ પાર પડયું. અહિં એક બીજી વાત પણ નોંધવા જેવી છે. એ વાત તે ઉદારતાનું તત્વ: રાષ્ટ્રસેવાને માંચડે ઉભેલા, નવી નવી ભાવનાઓથી ઉત્સાહે ઉભરાતા આ નવજુવાનોને જુના વિચારના હિંદુઓ નભાવી લેતા, અને આ જુવાનો પણ એ જુના વિચારનાઓનું માન રાખતા. આ બધાં શુભ લક્ષણો જોઇ અમને લાગેલું કે કલકત્તા જેવા શહેરમાં પણ, સમાજ સુધારકો આટઆટલી પ્રવૃત્તિને અંતે જેમાં સફળતા ન મેળવી શકેલા, તે વસ્તુ રાષ્ટ્ર સેવા અને સ્વતંત્રતાના ભુરકીભર્યા નામે આપો આપ આવી જશે. સ્વતંત્રતાવાદીઓને નક્કી લાગેલું કે સ્વાતંત્ર્યની પ્રાપ્તિ પછી આપોઆપ સમાજ સુધારણા પણ થઇજ જશે. તેઓ બહાર પડયા હતા રાજકીય ત્રક્ષેમાં પુનરૂત્થાન કરવા; ત્યાંજ તેમની થોડી ઘણી મુસ્કેલીઓ કે વાંધા સાંધા હતાં. મૂર્તિપૂજા કે વિધવા વિવાહ, કે બાળલગ્નની પદ્ધતિ સારી કે નઠારી—એવા સવાલો વિષે બળવા સંપ્રદાયવાળા માથાઝીંક કરતાજ નહિ, ને તેથી તેમનું કામ સરળ રીતે ચાલવાનું બનતું.

## 'પહેલાં મારો દેશ'

'સ્વદેશી' યુગના કાળથી રાષ્ટ્રવાદી ભાવનાનું પ્રાકટ્ય થયું અને બહિષ્કારની પ્રવૃત્તિએ તો એવી મનોદશા પણ ઘડી કે "સારો કે માઠો, સાચો કે ખોટો, પહેલાં મારો દેશ." આ મનોદશા તો ધીમે ધીમે સાર્વત્રિક પ્રચાર પામવા લાગી. નેશનાલીઝમ—રાષ્ટ્રવાદ આર્યવાદમાં કે જુનવટપ્રેમી હિન્દુવાદમાં પણ પરિણમેલો. વેલેન્ટાઇન શિરોલે પોતાની કૃતિ 'હિંદની અશાંતિ' માં લખ્યું છે.

કેઃ હિન્દુ સ્વાતંત્ર્યવાદીઓનો રાષ્ટ્રવાદ એ 'હિન્દુ' રાષ્ટ્રવાદ હતો—એ વાત છેક ખોટી તો નહિજ. બંગાળના સ્વાતંત્ર્યવાદીઓ-માંના ઘણાક જુના વિચારના હિન્દુઓ હતા—આજેય ઘણા છે. અને નવાઇની વાત તો એ છે, કે એ વેળા અમારી સાથે એવા ઘણાય બ્રાહ્મો જુવાનો જોડાયા હતા, જેમણે ફરી સનાતની હિન્દુ બનવાની ઇચ્છા પણ દર્શાવેલી. તેઓ બ્રાહ્મો જન્મ્યા છતાં સનાતન હિન્દુ સમાજથી છૂટા પડી જઇને બ્રાહ્મો સમાજની સાથે એકાકાર રહેવાને નહોતા ઇચ્છતા. આ પણ પરિણામ હતું રાષ્ટ્રભાવનાનું જ. એનો અર્થ એ કેઃ હિન્દી રાષ્ટ્રત્વ તે વેળા હિન્દુધર્મનો પુનરૂદ્ધાર કરનારાઓની છાયામાં આવેલું હતું ને તેથી તેણે આર્યત્વ અને હિન્દુવટના પુનરૂદ્ધારની પ્રવૃત્તિનું સ્વરૂપ ધારણ કર્યું હતું.

## હિન્દુ—અને મુસલમાન

પહેલાં પહેલાં તો અમે અમારા મંડળમાં મુસ્લીમ જુવાનોને લેતા; પણ તે ગાળામાં મુસલમાનોમાંથી એવા જૂજ જાજ માણસોજ મળી આવતા, જેમનું બળવા પ્રવૃત્તિ પ્રત્યે વલણ હોય. થોડોક વખત મુસ્લીમ સભ્યો લેવાનું બંધ રખાયું હતું—પણ તુરતજ પાછી એ બંધી કાઢી નાંખવામાં આવી હતી. તોયે માંહો-માંહેના કુદરતી અણભરોસાને લીધે હોય, કે પછી બીજા કોઇ કારણે હોય, બીજા મુસ્લીમ સભ્યો તે પછી મળી જ ન શક્યા. તે સમય સુધી પણ મુસ્લીમ જનતા બળવાવાદને માટે તૈયાર નહોતી બનેલી. પછી તો બ્રાહ્મો સમાજમાંથી પણ માણસો નહોતા મળતા. તેથી બળવાવાદ સનાતની હિન્દુઓમાંજ મર્યાદિત થઇ રહ્યો. અને વળી તેમાંના ઘણાય પાછા હિન્દુધર્મનો પુનરૂદ્ધાર કરનારાઓના મંડળમાં સામેલ હતા, તેથી બળવાસંપ્રદાય અને હિન્દુવટ બે એકાકાર થઇ ગયાં. વળી એથીજ મુસ્લીમ બળવાવાદીઓ બોલતા કે હિન્દુઓએ

પહેલાં અમારા પર ભરોંસો ન રાખ્યો, તેમણે હિન્દીવટને બદલે હિન્દુવટનોજ પ્રચાર કર્યો.

## ઝનૂનનો આવિર્ભાવ

આ ગાળામાં તો બળવાસંપ્રદાયે ધર્મનુંજ રૂપ ધારણ કર્યું. ચુસ્ત-નિષ્ઠાવાળા માણસો જેમ ધર્મની તકરારમાં જરાયે પાછા પડતા નથી અને તેને ખાતર ગમે તેટલો-ગમે તેવો ત્યાગ પણ કરી શકે છે,—બળવાનો સંપ્રદાય પણ બંગાળમાં કંઇક એવીજ જાતનો થઇ પડયો. કોઇ પણ "વાદ" કે પંથ સાથે ઝનૂન ન હોય—Fanaticism ન હોય—તો સ્વાર્થત્યાગ-આત્મભોગ શકયજ નથી. બંગાળમાં જે જુવાનો સ્વતંત્રતામાર્ગના મુસાફર બન્યા હતા તેમનામાંના ઘણાકમાં આ લક્ષણ—ઝનૂન—નો આવિર્ભાવ થયો હતો. તેમણે મનમાં નક્કીજ માનેલું કે હિન્દની હિત સાધના માટે તેમનો માર્ગ એજ એક માત્ર ઉપાય છે અને એને માટે તેઓ સર્વસ્વનો ભોગ આપવાને પણ તૈયાર હતા.

## એ આફતો !

આવા આવા ગુણોને લીધેજ મુઠ્ઠીભર જુવાનો પણ બંગાળ આખામાં દાવાનળ પ્રકટાવવા સમર્થ બનેલા. બળવા સંપ્રદાયના પહેલા કાર્યકર્તાઓમાંના બધાનેજ પોતાની અંતર શ્રદ્ધાને લીધે સંકટ અને આફત વેઠવા પડેલાં અને કોઇક કેદમાં પડેલા, કોઇ ફાંસી ગયેલા તો કોઇક દેશનિકાલ પામેલા.

ટુંકમાં કહું તો અમારામાંના થોડાજ જેલયાત્રામાંથી પણ છટકી ગયા, અને તેનુંયે કારણ એ કે તેઓ તે વેળા પરદેશમાં હતા. તેમનામાંનાય કોઇ કોઇક તો ત્યાં, પરદેશમાં, જેલમાં પડેલા છે ને કેટલાક હજુય દેશનિકાલની સજા ભોગવી રહ્યા છે.

## સત્તર વરસનો સુધીર!

બંગાળીઓ ભીરૂ પ્રજા ગણાય છે. પણ અણીની ઘડીયે સ્પષ્ટ માલમ પડયું છે કે એ ભીરૂ બંગાળીઓમાંથી જ સાચા વીર પણ સાંપડે છે. કોઇક મહાન આદર્શ પ્રજાની સન્મુખ રજુ થાય અને તે દ્વારા પ્રજાને ઉત્તેજીત કે ઉન્મત્ત કરી શકાય તો સાધારણ માનવીઓજ આત્મત્યાગ કરી શકે છે. પ્રફુલ્લ ચાકી અને ખુદીરામ બોઝ એ બંને વીર નવજવાનોના નામ સૌએ સાંભળ્યાં હશે પણ એવા એવા તો સેંકડો ત્યાગી કિશોરો અને જુવાનીઆઓ બંગાળમાં છે. જમાલપૂરના હુલ્લડ વેળા જે ૧૭ વરસના જુવાન સુધીરે એક ભાંગીતૂટી બન્દુક હાથમાં લઇને, રક્ષણ માટે મન્દિરના ભીતરમાં આવેલા હિન્દુ સ્ત્રીઓ અને બાળકોના પ્રાણ, ધર્મ અને શીલનુ પોલિસ અધિકારીઓની છત્તરછાયાવાળા ૨૦૦૦૦ ઉન્મત્ત મુસલ્માનોના હાથમાંથી રાત્રિભર રક્ષણ કર્યું હતું તેનું નામ કેટલાક જાણે છે ?

## સુરેશ વિશ્વાસ કો   છે?

આજના જમાનાના પહેલા બંગાળી સૈનિકનું નામ આજ સુધી પણ બંગાળી પ્રજાના આમ વર્ગને જાણીતું નથી. મોંઢામોંઢ સુરેશ વિશ્વાસનું નામ તો ચાલ્યાં કરે છે–સંભળાય છે. પણ એને માટે કંઈજ ઇતિહાસસિદ્ધ સાબીતીઓ નથી. હિંદની બહાર મેં બ્રાઝીલીયન કોન્સલ–બ્રાઝીલના એલચી તથા એ બાજુના બીજા માણસો પાસે તપાસ કરેલી, પણ અતિશય દિલગીરી સાથે કહેવું પડે છે, કે તેઓ એ નામથી સાવ જ અજાણ્યા દેખાયા. કોઈ કોઈ કહે છે કે સુરેશ વિશ્વાસ એ ખરેખર થઇ ગયેલ વ્યક્તિ છે. તેઓ મારા આ કથનનો વિરોધ કરશે. પણ મારે કહેવું જોઇએ કે મારી પાસે તો હજુ કશી સાબિતી આવી નથી. અમારા

પોતાના ( બળવા ) મંડળમાંનો એક જુવાન યુરોપના એક વિખ્યાત દેશની લશ્કરી નોકરીમાં પાંચ વરસ હતો અને જગતના જુદા જુદા દેશોમાં સૈનિક તરીકે તેણે સુંદર કામગીરી પણ બજાવી છે. પણ તે હજુયે જીવે છે તેથી તેનું નામ હું અહિં પ્રસિદ્ધ કરતો નથી.

## છૂપા શહીદો

તે રીતે રાજદ્વારી ક્ષેત્રમાં ઝંપલાવીને જે નવજુવાનોએ અજબ જેવું શૂરાતન–સાહસ અને કુશળતા બતાવી ઠેરઠેર જાન સુદ્ધાં ગુમાવ્યા છે, તેમનાં નામ, તેમનું ચરિત્ર, તેમના ત્યાગ અને તેમના પરાક્રમો જગતે જાણ્યાં નથી. દુનિયામાં તો તેમને કપાળે " ડાકુ, લુટારા, ધાડપાડુ " એવા કલંકયુક્ત શબ્દો કોતરાયા છે. સુશીલના શૂરાતન અને તેના કરૂણ અંતની વાત, યતીન્દ્રનાથ મુખોપાધ્યાયની વીરતા તથા તેના કીર્તિગાનની ગાથાઓ બંગાળામાંથી કોણે સાંભળી છે ? આ બધા કેળવાયલા જુવાનોએ જે જાતના શૂરાતન અને ત્યાગના દૃષ્ટાંત રચ્યાં છે તે જગતના ઇતિહાસમાં અજોડ છે. જો જાહેર રીતે કર્મક્ષેત્રમાં કે રણક્ષેત્રમાં તેમનું જીવનકાર્ય યથાસ્થિત પ્રગટ થઈ શક્યું હોત, વિકસ્યું હોત તો જગત આખું બંગાળા પ્રત્યે માનભેર જોઇ રહેત. બંગાળાના સ્વાતંત્ર્યપંથીઓએ પોતાનો ચારિત્ર્યનો આદર્શ અતિ ઉંચો રાખ્યાથીજ બ્હીકણ બંગાળી જુવાનો પણ જીવને આમ નજીવો ગણી શક્યા હતા. એમને જો યુદ્ધવિદ્યાની કેળવણી મળી હોત, તો એકવાર તો દુનિયામાં રણકુશળ બંગાળી સૈનિકનો ડંકો વાગી જાત !

## રાજદ્વારી ધાડો !

રાજદ્વારી હેતુથી લુંટ કરી ધાડ પાડી બળવાના કાર્યને માટે પૈસા મેળવવાની યોજના બળવા મંડળીઓએ શરૂઆતથી

જ રચેલી હતી. હું જોડાયો તે પહેલાંથીજ એ યોજના તો પાકી રીતે ગ્રહણ થઈ ચૂકેલી હતી. કેમકે દેશના લોકો તો કંઇ પૈસા આપે નહિ. બે ચાર બ્રીફલેસ બેરીસ્ટરો, જેઓ નેતાગીરીનો 'ધંધો કરતા હતા તેઓ માંડમાંડ જરાતરા મદદ કરતા. એટલે ઠર્યું એવું, કે ઈંગ્રેજના પૈસા લુંટવા; પણ સ્વદેશી યુગ પછી જ્યારે રાજદ્વારી ધાડો પડવા લાગી ત્યારે માલુમ પડ્યું કે એ બંધીયે ધાડ દેશ બાન્ધવો પરજ પડતી. કારણ એવું લાગે છે, કે હથીઆરહીન દેશ-જનો પર ધાડ પાડવાનું કામ જેટલું સહેલું હતું તેટલું ઈંગ્રેજો પર કે સરકારી ખજાના પર ધાડ પાડવાનું કામ સહેલું નહોતું.

## ધોળે દહાડે ધાડ પાડી !

બંગાળાનો રાજદ્વારી લુંટધાડનો ઈતિહાસ એક કરૂણાંત નાટક જેવો છે. બંગાળામાંજ એ વસ્તુ બને બંગાળામાંજ એ ભજવાય. બંગાળા "આનંદમઠ*" નો દેશ, બંગાળ 'દેવી ચોધરાણી'* નો દેશ; એજ નવલોનો જમાનો જાણે બંગાળામાં ફરી પ્રકટ્યો. બંગાળામાં છેલ્લી રાજદ્વારી ધાડ જે ૧૯૧૭માં પડી હતી તે ૧૬–૧૭ વરસના ત્રીશેક કિશોરોએજ પાડેલી-યોજેલી. મેં સાંભળ્યું છે કે તેઓ ધોળે બપોરે છચોક એક ગામડે ગયેલા ને ત્યાંના બજારમાં જ્યારે રામલીલા જેવું નાટક ભજવાઇ રહ્યું હતું ત્યારે તેના બસો અઢીસો શ્રોતા પ્રેક્ષકોના ટોળાઓને ઘેરી લઈ સારી પેઠે લૂંટ ચલાવી પાછા ફર્યા હતા. અને મેં એ પણ સાંભળ્યું છે, કે હિન્દુઓના મહોલ્લામાં ધાડ પાડતાં ગૃહસ્થ લોકોએ બ્હીકના માર્યા મુદ્દામાલ બહાર કાઢી આપેલો અને મુસલ્માનના મહોલ્લામાં ધાડ પાડી ત્યારે ઝપાઝપી થયેલી ને લોહી પણ વહેલું.

---

* આ બંને પુસ્તકો ખૂબ વાંચવા જેવાં છે. ગાંડીવે પ્રગટ કરેલાં છે. દરેકની કિંમત રૂપિયો દોઢ છે.

## હોઈયાં !

લૂંટ ધાડ કે છુપાં ખૂન એ કંઇ બહાદુરીનાં લક્ષણ નથી. બહાદુર કોમ એવા રસ્તા નથી પકડતી, સામી છાતીએ એ તો જૂદ્ધ ખેલે છે. બંગાળ ધાડોનોજ મુલક, તેથી રાજદ્વારી ધાડની ધમાલ ત્યાં ઝામી પડેલી. પણ એનું પરિણામ પણ દુઃખ જનકજ આવ્યું. એને લીધે માંહોમાંહે પક્ષાપક્ષી થઇ અને તેથીય વધારે દુઃખદ તો એવું બન્યું કે જેમને ત્યાં નાણાં છુપાવવાની ગોઠવણ હતી, તેઓ જાતેજ ઘણીક વાર સંચિત કરેલું દ્રવ્ય 'હોઇયાં' કરી ગયા હતા!

## ત્રાંબાના રૂપૈયા!

ધાડને અંગે, આમ બંગાળમાં પક્ષો પડી ગયા હતા. મને લાગે છે કે કેટલાક આ પક્ષભેદને ઇતિહાસના આર્થિક સ્વરૂપ તરીકે પણ ગણતા. આવા પક્ષવાળા લોકો કહેતા હતા કે ભઈશાબ, જ્યાં એકાદી ધાડ કે એકાદું ખૂન પાર પડતું ત્યાં બીજાજ દિવસથી બળવા સંપ્રદાયમાં ધમધમાટ સભ્યો વધી જતા. છેવટે તો આ બધા જુદા જુદા પક્ષોની નજર 'સારાજ' જુવાનો સંઘરવા તરફ ન રહી, ને માત્ર સંખ્યાબળ વધારવા તરફજ તેમનું ધ્યાન રહ્યું, તેથી ધાંધલીયા છોકરાઓ મંડળમાં ખૂબ પેંસી ગયા. પરિણામ એ આવ્યું કે ૧૯૧૬-૧૭ ના ધરપકડના યુગમાં તેમાંના ઘણાક પકડાયા ને તેમણે ખાનગી વાતો ફોડી દીધી. મને લાગે છે કે છેલ્લા ભાગમાં તો મોટે ભાગેજ આવા 'પોણુસોળ' સભ્યો-ત્રાંબાના રૂપૈયા ભેગા થયા હતા.

## બડેખાંઓની સ્વાર્થશીલતા

જે પ્રમાણે હિન્દના રાજકારણની ચર્ચા અને પ્રવૃત્તિ રાજા-મહારાજાઓ અને મોટા માણસોના હાથમાંથી સરકતી સર-

કતી ધીમે ધીમે આમ વર્ગના હાથમાં આવતી જાય છે તેજ પ્રમાણે બંગાળાના સ્વાતંત્ર્યવાદીઓની આગેવાની અને તેનું પીઠબળ બેરીસ્ટરો જમીનદારો, વકીલો અને સારી સ્થિતિના માણસોના હાથમાંથી સરકી પડી જુવાનિયા અને વિદ્યાર્થીઓના હાથમાં આવતું જાય છે. અમારા વખતમાં તો સમાજના ઉપલા થરના લોકો, મધ્યમ વર્ગની પ્રજા અને વિદ્યાર્થીઓ બધા સ્વતંત્રતાના ધ્યેયમાં એકત્ર રૂપે કામ કરતા. પણ બોમ્બ અને ત્રાસનીતિનો ટેરરીઝમનો આવિર્ભાવ થયો ત્યારથી એ અડેખાંબડેખાંઓ ધીમે ધીમે સ્વતંત્રનાના પ્રયાસોમાંથી ખસી ગયા. એટલે બધુંજ કામ જુવાનીઆઓને હાથે ચાલવા લાગ્યું; ને એમ બંગાળામાં સ્વતંત્રતાની પ્રવૃત્તિ એ વિદ્યાર્થી પ્રવૃત્તિ થઈ પછી આમ પ્રજાને કોઇ પણ ઉપાયે બળવાવાદીઓ પોતાના હાથમાં લઈ શકેલા નહિ. કેવી રીતે એમને પણ સામેલ કરી લઈ શકાય એ અમે નહોતા જાણતા, અમારી પછીનાઓ પણ નહોતા જાણતા.

## ત્રણ ત્રણ તડાં !

પહેલાં કહી ગયો, કે બંગાળાના બળવા સંઘોમાં પક્ષાપક્ષી હતી. છેવટે કુલ ત્રણ વિભાગ પડી ગયા, ઉત્તર બંગાળા, પશ્ચિમ બંગાળા, ને પૂર્વ બંગાળા. હિન્દની બહાર મેં કોઇક બળવાવાદીને એક વાર પૂછેલું: આટલા તડાં કેમ પડી ગયા, કેવી રીતે પડયાં હશે? એનો જવાબ મને એ ભલા માણસે આપ્યો કે: તમે જ તો એ પાડયાં છે. ખરી વાત એ છે કે મારા વખતમાં તો એક મોટો આખા બંગાળામાં વ્યાપેલો સંઘ હતો. પણ નામીચા આગેવાનોની ભૂલથીજ એ બરોબર ઝમાવટ ન પામી શક્યો.

## પ્રમથ બાબુ

બંગાળાની બળવા સમિતિના પ્રમુખ સ્વ૰ બેરીસ્ટર પ્રમથનાથ મિત્ર હતા. સ્વ૰ સુરેન્દ્રનાથ બેનરજીના તેઓ બાળ-

ગોડીઆ થાય. તેઓ ઇંગ્રેજી સરસ બોલતા ને લખતા, તો પણ કોંગ્રેસમાં જઇ શોરબકોર કરી કીર્તિ કમાવાની જરા પણ લાલસા તેમને નહોતી. કોંગ્રેસમાં બરાડા પાડી હિંદવિખ્યાત આગેવાન બનવાનું તેમને માટે સહેલું હતું. પરંતુ તેમને તો ભાષણ કરવા તરફજ તિરસ્કાર હતો, અને અરજી કાકલુદી કરનારા રાજપુરૂષો સાથે તેઓ કદિ ભળ્યાજ નહોતા. તેમણે શરૂઆતમાં બેનરજી મહાશય અને બીજાઓ સાથે મળી બળવા સમિતિ સ્થાપવાના પ્રયાસ કરેલા. બેનરજી સાહેબ બદક્ષીના કેસમાં સંડોવાઇ જેલ ગયા, ત્યારે એમણે પોતાના બળવાવાદી દોસ્તોને બારીસાલ મોકલેલા; એવા હેતુથી કે તેઓ ત્યાં પણ બળવા પ્રવૃત્તિનો વાવટો ફરકાવે અને ઘણાક માણસો સાથે કલકત્તા જઇ જેલ ફોડી બેનરજી સાહેબને છોડી મૂકે. તેઓ કહેતા કે બારીસાલમાં તો લોકો તૈયાર હતા, પણ કલકત્તાના આગેવાનોએજ તેમાં મદદ કરવાની કબુલાત ન આપી, તેથી એ યોજના ઉગતીજ કરમાઇ ગઇ.

## એક મતભેદ !

તેઓ વારંવાર કહેતા કે મેં તો બળવાને લગતી પ્રવૃત્તિ કરવાનો પ્રયાસ ઘણીક વાર કરેલો પણ તે પડી ભાંગેલો. માત્ર આજ વખતે તે કંઇક સફળ અને ટકાઉ નિવડયો. જ્યારે એમના સમકાલીન બીજાઓ કોંગ્રેસમાં જઇ શોરબકોર કરવામાં વળગી ગયા હતા, ત્યારે બંગાળમાં માત્ર તેઓજ એકલા 'જંગલ ગજાવી' રહ્યા હતા. એમનું માનવું એવું હતું કે લાઠી, લાકડી, ફુટબોલ, મુક્કાબાજી અને કુસ્તીની પ્રવૃત્તિ બંગાળી જુવાનોએ જોશભેર ઉપાડી લીધા વિના છૂટકો નથી. એ તો અમારી દૃઢ માન્યતા હતી. પણ સાથે સાથે એટલુંજ કરીને શામાટે બેસી રહેવું એ અમને નહોતું સમજાતું. અમારાંમાંના કેટલાક તો પ્રચાર કાર્ય ઉપર ખુબ ભાર

મૂકતા. આથી કલકત્તામાં બે તડ પડી ગયા—જો કે બન્નેની ઉપર પ્રમુખ તરીકે મિત્રજી તો ખરાજ. આ તડ જે પડ્યાં તે જુવાનોના કુદરતી વલણને અનુસરીને પડ્યાં. જેઓ પ્રચારમાં માનતા, તેઓ ભેગા થઇ ગયા અને તેમની સાથે સાથે આત્મોન્નતિ સભા પણ રાજદ્વારી પ્રવૃત્તિમાં ફાળો આપવા લાગી. 'યુગાંતર' છાપું એમને હાથે ચાલતું.

## પ્રમથ બાબુનો પક્ષપાત

જુદી પડી મિત્રજી ચલાવતા હતા તે, અનુશીલન સમિતિ;-તે સમિતિ પ્રચારકામ ન કરતાં માત્ર લાઠી લાકડી ને કુસ્તીની પ્રવૃત્તિ સંભાળતી. એ સમિતિ પ્રમુખવર-મિત્રજીની ખાસ માનીતી હતી અને તેથી તેને તેમનો વધારે ટેકો હતો. પોતાના દોસ્તબિરાદરોને તેઓ તેનેજ મદદ કરવાની ભલામણ કરતા. એક દાખલો આપું. અમને જ્યારે કશેથી એક પૈસાનીય મદદ નહોતી મળતી અને નાણાંને અભાવે અમારૂં કામ લગભગ દોઢ વરસ બંધ પણ રહેલું, જ્યારે અમે સૌ ઘરના છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટોની પેઠે 'ઘરનું ખાતા ને વનના સાંઢ હાંકતા*' ને બનતી કોશીશે બળવા પ્રવૃત્તિને પડી ભાંગતી અટકાવવાને તનતોડ જહેમત ઉઠાવતા હતા, તે વેળા એકવાર દેવવ્રત બસુ અને હું પ્રખ્યાત બેરીસ્ટર સ્વ૦ ચિત્તરંજન દાસ (જેઓ પ્રમથબાબુના દોસ્ત અને તેમના સંઘમાંનાજ હોઇ, વિપ્લવ મંડળ સ્થપાયું ત્યારે તેના જોડીયા ઉપપ્રમુખ હતા)-ની પાસે નાણાં માંગવા ગયેલા. તેમણે કહ્યું કે વારૂ, હું તમારા પ્રમુખને પૈસા મોકલી આપીશ. પછી એક દહાડો તેમણે અમારા દેખતાં પ્રમુખ સાહેબને રૂપીયા ત્રીસ આપ્યા ને તે રૂપીયા પ્રમુખ સાહેબે ૮૫ દઇને એમની માનીતી અનુશીલન સમિતિને ઘરભાડું

---

* આ બંગાળી કહેવતમાં સચોટતા સારી છે.

ચુકવવા આપી દીધા. અમે મહામહેનતે પરસેવો ઉતારી જેમ તેમ મેળવેલી રકમ ઝડપ મારીને આમ બીજાઓ લઇ ગયા, તેથી અમે તો સડકજ થઇ ગયા. આથી અમારૂં દિલ પ્રમુખ સાહેબ પરથી ઉતરી ગયું. દેખીતી બોલાચાલી ન થઇ એટલુંજ. અમે તેમને છોડી દીધા. તેઓ નામના અમારા પ્રમુખ તરીકે રહ્યા તો ખરા, પણ અમે અમારા કામકાજનો કશો હિસાબ તેમને નહોતા આપતા.

મલ્લિક સાહેબ વગેરે

તે પછી બંગભંગનું તોફાન અને સ્વદેશી પ્રવૃતિની રેલ આવી, એટલે અમે પ્રચાર વિભાગવાળા પણ ટટાર થઈ ગયા. એ વેળા શ્રી૦ અરવિંદ ઘોષ મહાશયે પોતાના ભાઇ બારીન્દ્રને ભવાની મન્દિર સ્થાપન કરવાના હેતુથી ફરી બંગાળે મોકલી આપ્યો. એ રેલમછેલ પ્રવૃત્તિના ગાળામાં અરવિન્દબાબુના દોસ્ત (સ્વ૦) સુબોધ મલ્લિક-(જાતે સારા માલદાર હતા)-બળવા-વાદીઓના સહવાસમાં આવ્યા, સામ્યવાદી બન્યા અને જાતજાતની ઉપકારક રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં નાણાંની મદદ કરવા લાગ્યા. મલ્લિકસાહેબ સાથે અમારે વાટાઘાટ થઇ હતી. એજ વેળા પબનાનું મંડળ, જેના ઘણાક સભ્ય અમારા પક્ષમાંના હતા, તેના આગેવાન યતીન્દ્ર બેનરજીએ અમારે પ્રમુખ સાથે જે કચવાટ થયો હતો તેની હકીકત ખુદ પ્રમુખને મોઢેજ સાંભળી, અને પોતાના મનની પાકી ખાતરી કરી લઇ તેઓ અમારી સાથે પૂરેપૂરા ભળી ગયા. ઉત્તર બંગાળામાં અમારા કાર્યનો વિસ્તાર તેમણેજ કરેલો-સાધેલો. પરિણામે દિનાજપુર, રંગપૂર, જલપાઇગુડી અને પબનાના સંઘોનો કબજો અમારા હાથમાં આવ્યો. તે પહેલાં, કટકમાં બધી પ્રવૃત્તિ સાતડેસાત થઇ ગઇ હતી. તેથી ત્યાં જઈ અમે ચેતનસંચાર કરી આવ્યા હતા અને એક મોટો અખાડો જમાવી આવ્યા હતા. આ બધું એકી સાથે બની આવવાને લીધેજ 'યુગાંતર' પત્રનો

જન્મ થયો.

## 'છોકરાઓને ઠંડા પાડો !'

છાપું કાઢવા માટે તો અમે ઘણા વખતથી મહેનત કરતા હતા. પણ સ્વ૦ સખારામ ગણેશ દેઉસ્કરજીએ દોઢીયા-પાણીની તંગી જોઇને અમને મના કરેલી કે છાપું મા કાઢશો. પછી 'સ્વદેશી' ની ધમાલ વખતે પ્રમુખ સાહેબ બોલેલા કે, જુ-વાનિયાઓને જરા ઠંડા પડવાનું કહો. ઉતાવળે આંબા ન પાકે. હું છાપખાનાની તજવીજમાંજ છું. આવા ખોટા દિલાસાઓમાં ૧૯૦૪-૫ નું વર્ષ પણ નીકળી ગયું. એટલાંમાંજ સ્વ૦ બ્રહ્મબાંધવ ઉપાધ્યાયે સંધ્યા છાપું શરૂ કરી દીધું. પણ એ છાપામાં તો ખંડનાત્મક ટીકાજ ખૂબ આવતી, તેથી ભણેલા વર્ગને એ ગમ્યુ નહિ; ને વળી એ બળવાવાદી નહોતું તેથી, પક્ષભેદથી—તડભાવનાથી નિર્લેપ રહે એવું બળવાવાદી છાપું કાઢવાની ખટપટ અમે કરવા લાગ્યા. તે વેળા કવિરાજે કહ્યું કે જો આપણે છાપું બહાર પાડીએ તો રંગપૂરના મથકે રૂ. ૨૦૦)ની મદદ કરવાનું વચન કયારનુંય આપેલું છે.

## બારીન્દ્રની એક ભુલ

યુગાંતર છાપું કાઢવાની ખટપટમાં મુખ્ય અમે ત્રણ હતા. બારીન્દ્ર, અવિનાશ અને હું. પછી ૧૦૦ રૂપિયા કલકતાથી મળી ગયા, આમ કુલ ૩૦૦ રૂપિયા લઇ જાંગ ઠોકી અમે ભેજાં-ફાટેલાઓએ યુગાંતર પ્રગટ કર્યું. બારીન્દ્રે પોતાના 'વીજળી' પત્રમાં લખ્યું છે કે જે જુવાન એની ( બારીન્દ્રની ) સાથે ગૌહત્તી જઇ બન્દુકના ગોળાથી ઘવાયો હતો તે જુવાન ૫૦૦) રૂ. રંગપૂરથી લાવ્યો હતો. આ વાત સાચી નથી. તે જુવાન ૨૦૦) રૂપિયાજ રંગપુરથી લાવેલો.

## યુગાંતર છાપું

યુગાંતર નામનો શોધનારો હું. દેવવ્રત બસુજીની સાથે ખૂબ વાટાઘાટ કરી એ નામ નક્કી કરેલું. એ નામ સ્વ૦ શિવનાથ શાસ્ત્રીજીની સાંસારિક વાર્તા 'યુગાંતર' માંથી ઉછીનું લીધેલું. વધારામાં અમારામાંના ઘણાક બ્રાહ્મોસમાજની અસર હેઠળ ઉછરેલા હતા, એટલે એ નામ અમને વધારેજ ગમી ગયું. અમારી ઇચ્છા એવી હતી, કે શાસ્ત્રીજીએ જેવું સામાજીક યુગાંતરનું ચિત્ર દોર્યું છે, તેવુંજ અમે રાજનૈતિક યુગાંતરનું ચિત્ર રચીશું અને આખા દેશમાં એ ભાવના રેલાવીશું. યુગાંતર અમારા સંઘનું છાપું હતું. પૈસાની લેવડદેવડ, છાપાની શૈલી અને વિચાર સરણી તથા લેખોની પસંદગી વગેરે બધુંજ કામ સંઘના અભિપ્રાય મુજબ થતું. એ બાબતમાં અમારા ઉપર દેખરેખ રાખનારા ત્રણ જણ હતા; શ્રી અરવિંદ ઘોષ, શ્રી દેઉસ્કર અને શ્રી "ચ".

## ફાટફુટ પ્રગટે છે

યુગાંતર છાપાને આંખા બંગાળામાં વ્યાપેલી બળવા સમિતિનું પીઠબળ હતું. એ તેનુંજ વાજીંત્ર હતું. એ વખતે જેઓ પ્રમથ બાબુના તાબેદાર જેવા હતા ને લાઠીલાકડી ફેરવતા તેઓ એકત્ર હતા. તે સિવાયના તો બંગાળ આખાયના મથકો અમારીજ સાથે હતા અને અમે સૌ અરવિંદ બાબુની આગેવાની હેઠળ કામ કરતા. આ પ્રમાણે બંગાળાના બળવા સંપ્રદાયમાં પહેલવહેલું ફાટફુટનું તત્વ પ્રગટયું. કલકત્તાની અનુશીલન સમિતિ, ઢાકાની અનુશીલન સમિતિ, મૈમનસિંગની સુહૃદ સમિતિ અને તેની શાખાઓ સીધીજ મિત્રજીના હાથ તળે હતી. તે સિવાય બંગાળના બધાં મથકો અમારી સાથે સાથે અરવિંદબાબુની આગેવાનીમાં કામ કરતા, ને એમ સંખ્યાબળ પણ અમારૂંજ વધારે હતું; તોયે વાર્ષિક સમેલન

થતું ત્યારે બધાજ શ્રી૦ મિત્રજીના પ્રમુખપણા હેઠળ ભેગા થતા. નવાઈની વાત તો એ, કે એકેક શહેરમાં પણ બે બે તડ હતા; જેમકે ઢાકામાં, મૈમનસિંગમાં, વગેરે. ત્યારે પણ સમિતિ જોઇએ તેવી મજબુત કે સંગઠિત તો નહોતીજ. અમે લોકોને મોંઢે પણ કહેતા કે મિત્રજી અમારા પ્રમુખ છે, પણ તેઓ તો સતીશ કે પુલિન શિવાય કોઇને દેખી શકતા નથી. જ્યારે ખરૂં કામ આવતું ત્યારે આ તડની વાત આગળ થતી અને લોકો બોલતા કે તમારા કામમાં સંપ નથી, સહકાર નથી. હું ધારૂં છું કે આવી ફુટફાટમાંજ છેવટ ત્રણ વિભાગો બંગાળામાં પડ્યા ને વૃદ્ધિ પામ્યા.

## હેંડપ્રેસથી માંડી વિજળીક યંત્ર સુધી !

ત્રણસો રૂપયડી લઇને અમે તો છાપું કાઢવાના કામમાં ઝંપલાવ્યું. પણ પાછળથી સારી રકમો મળી આવેલી. પહેલાં અમે છાપું કાઢ્યું, ત્યારે ઘણાકોએ અમને ધૂતકારી કાઢેલા; મોટા મોટા છાપાવાળાઓ અમારી તરફ ઘૃણાની નજરે જોતા. તેઓ અમને ફુટકળીયા—Upstarts-ઉધમાતીઆજ માનતા. જુના લેખકોમાંના એકનીજ અમને હુંફ હતી–સખારામ દેઉસ્કરજીની. પણ અમે કંઇ અમારૂં કામ છોડી દઇએ તેવા નહોતા. અમારી મતલબ એ હતી કે આ બંગાળાની આંખોમાં આંગળી ઘોંચીને પણ તેને બોલતું કરવું પડશે–સાચી વાત એને સમજાવવી પડશે. છાનું છપનું તે બધું ક્યાંક સુધી ટકે? બળવાનું કામ તો કરવાનુંજ, ને છતાં છાપુંયે સાથે સાથે ચલાવવાનું, પૈસાની ખેંચ તો હંમેશ ચાલુ રહેતી. અમારા છાપાના ખજાનચીનું કામ અવિનાશને સોંપેલું હતું. હિસાબ કિતાબ ને નાણાંની આવજાની ખબર તેને અને અરવિંદ ઘોષ બાબુને–બેને. પૈસા ખુટ્યા કે અમે અરવિંદ બાબુ અને 'ચ' મહાશય પાસે દોડી જતા, તાણુંતાણુ રહેતી તો હંમેશ; પણ વળી કામકાજ

વખતે જોઇએ ત્યારે ક્યાંકથી જોગવાઈ થઈ પણ રહેતીજ. આમ હેંડપ્રેસથી શરૂ કરી અમે છેવટમાં તો છાપખાનું ઠેઠ ઇલેક્ટ્રીકથી ચાલતા, મોટા યંત્રોવાળું બનાવી શક્યા હતા.

## પેલા ગોરજી બાવાઓ !

છેવટે—પૈસા ચોમેરથી આવતા; જેલમાં કે ફાંસી જનારા જુવાનો પણ તૈયાર હતા પણ પેલા બધા કર્મકાંડના ગોરજીઓ વકીલો ને બારીસ્ટરો ક્યાં ગેબ થઇ ગયા ? હિન્દના રાજકીય ઇતિહાસના ઘડતરમાં આ વાત ખાસ સમજવા જેવી-ધ્યાનમાં ઉતારવા જેવી છે. જ્યારે અમારૂં બળવાકાર્ય ખરેખરૂં શરૂ થયું ત્યારે કલકત્તામાં દેશોદ્ધારની બડાશ હાંકનારા બેરીસ્ટરો ને વકીલ સાહેબો 'એક્સ્ટ્રીમીસ્ટ'-ઉદ્દામ મતનો સિક્કો લગાવી ભાષણ ઝાપટતા ઠેરઠેર ભટકતા હતા ! તેમના તરફથી એ પછી રાતી પાઇ પણ મળી નથી. સાથે સાથે ઉત્તર બંગાળાના વકીલો પણ સરકી જવા લાગ્યા. એક વાર અમારા એક વાર્ષિક મેળાવડા વખતે ઉત્તર બંગાળાના કોઇક નામીચા વકીલ જમીનદાર પાસે શ્રી૦ 'ચ' મહાશયે અમને કેટલાકને અમારા છાપા માટે પૈસા માંગવા મોકલ્યા. અમે અમારી મુશ્કેલીની વાત સારી પેઠે રજુ કરી; પણ પછી નાણાંની સહાય માટે બોલવા માંડયું એટલે તે જમીનદાર આગેવાન સાહેબે આમ જોયું, તેમ જોયું ને પછી ત્યાંથી રસ્તે પડી ગયા. એ જોઇ 'ચ' નું હૈયું ચીરાઇ ગયું.

## 'ચોપડા બતાવો'

આવા આ વકીલો ને જમીનદારોનું લશ્કર વધારામાં 'યુગાંતર' ઓફીસમાં હિસાબના ચોપડા જોવા પણ ધસી ગયેલું, કેમકે તેમણે ૨૦૦ રૂપિયાની 'ગંજાવર' (!) મદદ કરી હતી. અવિનાશે આ વાત અમને બીજે દહાડે કહી, મેં તો અવિનાશનેજ

કહ્યું: અલ્યા. તેં એમને હાંકી કેમ ન કાઢયા ?–ચોપડા શા માટે બતાવ્યા ? આ વકીલ મહાશયની સાથે વળી એક ૪૦૦૦૦ ની વાર્ષિક આવકવાળો જમીનદાર હતો તેણે અમને કોઇક કામ વાસ્તે ૨૦ રૂપિયા આપવાનું વચન આપેલું-પણ તે બેચાર દહાડા પર માગવા ગયેલા તે વેળા આપવાનીજ ના પાડેલી !

પછી કવિરાજે તો એક વાર હસીને કહ્યું: હું યુગાંતરનો હિસાબ જોવા ગયો. અવિનાશે ચોપડા બતાવ્યા. જોઉં છું તો આવકની તો વાતજ શી ? તેને નિભાવવાનીજ બરાબર જોગવાઇ નહોતી. ત્યારે મેં જાતેજ તેને મદદ કરવાનું વચન આપ્યું !

## ધાંધલીયા વૃત્તિ

આવો હતો અમારા વકીલ, બેરીસ્ટર અને જમીનદારોનો દેશપ્રેમ, અને આવી હતી તેમને બળવાકાર્યને મદદ. શરીરનો કાંકરોયે ખેરવ્યા વિના, કોઇ જાતનો ભોગ આપ્યા શિવાય, ધાંધલિયા આગેવાન થવાતું હોય ત્યાં આગળ આ નાચીચા નેતાઓ ધસી જતા. એનુંજ નામ બુર્જવા સાઇકોલોજી–મૂઠીવાદી તવંગરોની મનોદશા; જાન ગુમાવે બીજા ને માલ મોજથી ખાઇએ આપણે–એજ, તવંગરોની હંમેશની મનોદશા એજ હોય છે. આટલા ખાતર જ્યારે બોમ્બ પ્રવૃતિ શરૂ થઈ, ટપોટપ બંદુકની ગોળીઓ છૂટવા લાગી ને ધરપકડોની ધમાલ મંડાઈ ત્યારે તો આ તવંગર સાહેબો બળવા સંપ્રદાય રૂપી મંડપના પાછલા ભાગમાં ભરાઈ બેસતા ને આખરે તો તેઓ એ કામકાજમાંથી 'છૂ' ઉરફે અંતર્ધાન જ થઇ ગયા અને બધું નવજવાનોને હાથેજ થવા લાગ્યું.

## બંગાળાની કુટેવ !

બંગાળીઓનું એક અપલક્ષણ એ છે કે ચાર સવાકા દાન કરે કે ફંડમાં ભરે તો ચાર વાર ડોળા કાઢે છે ને ચાર-

વાર હિસાબ જોવા માંગે છે.* તવંગર માણસોની પણ રીતભાત એવીજ હલકટ પ્રકારની રહે છે. એમની સાથે અમેરિકામાં રહેતા હિંદી મજૂરો× જેવાની મનોદશા સરખાવીયે તોયે કેટલું અંતર–જાણે આસ્માન ને પાતાળ! ત્યાંના અભણ મજૂરો સ્વદેશભક્તિ અથવા તો 'ધદર' (બળવો) ના નામ માત્ર પર સો સો ડોલર સહેજ વાતમાં આપી દેતા, એ અનુભવ સિદ્ધ છે.

## બર્લિનનો પઠાણ!

જ્યારે હિંદના બળવાવીરોને અમેરિકન સરકાર પોતાને ત્યાંથી દેશનિકાલ કરવાની ખટપટ કરી રહી હતી ત્યારે તેમને કંઇક નાણાંમદદ કરવા બર્લિન શહેરમાં વસતા હિંદીઓ પાસેથી મેં ફાળો ઉઘરાવેલો. તેમાં એક અત્યંત ગરીબ પઠાણ (આફ્રીદી) જે નાણાંની તંગીને લીધે દહાડામાં એક જ વાર જમતો–અધપેટ રહેતો, તેણે પોતાની "કોમને ખાતર" ૩૦ માર્કની રકમ ટપ્ દઇને ભરી આપેલી. મેં એ દાન—એ પરમ પવિત્ર ફાળો માથે ચઢાવીને લીધેલો–મારી જીંદગીમાં એ દાન કદી હું નથી વીસરવાનો!

## ભાવી રાજતંત્રનો ખરડો

જ્યારે હું બળવા સંઘમાં દાખલ થયો હતો ત્યારે સ્વ૦ દેવવ્રત બસુની સાથે મારે ખૂબ ગાઢ સંબંધ ઝામ્યો હતો. તેમની સાથે મારે જાતજાતની ઇતિહાસ ધર્મ ને ફીલસુફીને લગતી ચર્ચા

* ગુજરાતીને બીજુંજ અપલક્ષણ છે. તે દાન કરે છે પણ એટલો પ્રમાદી રહે છે કે તે કેમ ખરચાય છે તે તરફ જોવાની નજર જ રાખતો નથી. હિસાબ માંગતો નથી કે ઘણીવાર તો પહોંચ પણ લેતો નથી. આ ટેવ હમણાં હમણાં કંઇક સુધરતી લાગે છે એટલું ખરું: અનુવાદક

× વધુ જાણવા વાંચો પંજાબનું પ્રચંડ કાવતરું, 'આંધીવ' ૩ા. ૧ાા

થતી. તેમનું ઘર અમારા ખાસ અડ્ડા જેવું થઇ પડેલું હતું. તેમની પાસે મેં પહેલવહેલું સાંભળેલું અને પછી તો બીજાય મોટામોટાઓ કહેતા હતા કે બળવાની યોજના પછી જરૂરી એવી રાષ્ટ્રીય રાજતંત્રની એક રચનાત્મક યોજના આગેવાનોએ પહેલેથીજ ઘડી રાખી છે. અલબત્ત, આ ખરડો દક્ષિણ તરફથીજ આવેલો હતો.

## બંગાળ માટે એક, બીજા માટે બીજું !

બળવાની યુદ્ધનીતિ સંબંધે મેં એવું સાંભળેલું કે પહેલાં તો આપણે ગેરીલા યુદ્ધ–એટલે કે સંતાકુંકડી યુદ્ધ કરવું પડશે; અને દેશી સિપાઇઓને હાથ કરી લેવા પડશે, વગેરે. રાજતંત્રની યોજના માટે મેં એવી વાતો સાંભળેલી કે હિંદમાં એક પૂરેપૂરૂં બંધારણયુક્ત Constitutional સામ્રાજ્ય કરવું જોઇશે. પણ અમારામાંના ઘણાકને આ વાત પસંદ નહોતી પડતી. અમે કહેતા કે અમારે કંઇ બંગાળામાં રાજાબાજા જોઇતો નથી–બંગાળા માટે શી ગણતરી કે તજવીજ રાખેલી છે ?

જવાબ મળતો કે બંગાળીઓને માટે પ્રજાતંત્રની ગોઠવણ રાખી છે.

અમે પૂછતા: આખા હિન્દને માટે એવી ગોઠવણ કેમ ન થાય ?

જવાબ મળતો: દક્ષિણ અને રજપૂતાના વગેરે મુલકો હજુ પૂરા ને પાકા રાજાતંત્રવાદી છે. એટલે સ્વતંત્ર ભારતની રાજપદ્ધતિ અમેરિકાના જોડીયા રાજ્યો અને જર્મનીના રાજાતંત્રના વચગાળાની કોઈક નવીન પદ્ધતિ બનશે.

## એવી માથાઝીંક શી !

એક દહાડો મેં દેવવ્રત બાબુને પૂછેલું: શ્રી અરવિંદ બાબુનો શો અભિપ્રાય છે ?

દેવવ્રત બસુજી કહે: ઘોષ બાબુ તો દક્ષિણથી ચાલ્યા આવે

છે, એટલે તેઓ તો રાજાતંત્રવાદી છે.

ખરૂં કહું તો આ જાણીને અમને સંતોષ થતો નહિ. એટલે સ્વ૦ દેવવ્રત બસુ કહેતા કે તમે શા માટે એ વિષે માથાઝીંક કરો છો અથવા ફીકર કર્યાં કરો છો? આગેવાનો (પેલા બેરીસ્ટર બિરાદરો) ભારે બુદ્ધિશાળી છે, તેમણે આ વિષય પર સારી પેઠે વિચાર કરી બધી નક્કી ગોઠવણ કરી રાખી છે.

## 'પહેલાં અંગ્રેજોને તો કાઢો'

આમ ને આમ રાજનૈતિક ફીલસુફીની ચર્ચા દબાઈ જતી. તો પણ જ્યારે યુનિવર્સિટીની ઉચ્ચ પદવીવાળો કોઈક નવો માણસ સભ્ય તરીકે ઉમેરાતો ને પૂછપરછ કરતો કે તમે બધા ભાંગફોડની વાતો કરો છો; પણ ચણતરનો શો વિચાર કરો છો?

ત્યારે તેને જવાબમાં એ ને એજ નક્કી કરી મૂકેલો જવાબ મળતો, ને એક મ્હોંબંધક જવાબ તો બધાજ દેતા કે: પહેલાં ઇંગ્રેજને તો કાઢો.

હવે સવાલ એ થાય છે કે ઇંગ્રેજને હાંકી કાઢે કોણ? એનો જવાબ પણ હંમેશાં ફેરફાર વિના એકધારો મળ્યાં કરતો ખરો. કે–હિન્દના રાજાઓ બધા રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરાઇ એક થઈ જશે અને સ્વતંત્રતાના રણખેલનમાં જોડાશે મદદ કરશે. રાજાઓ, જમીનદારો, બેરીસ્ટરો અને દાક્તરો તો ફરી સ્વતંત્રતા મેળવવાના બળવામાં આમ જોડાશેજ જોડાશે–પણ આપણે બંગાળી બાબુઓ ખેડુ-મજુરોને કેવી રીતે એમાં ભેળવીશું?

## પણ ખેડુતનું શું?

ને બંગાળાના ખેડૂતોએ તો કલકત્તાના ચૌરંગી મહોલ્લાની હોટલો આગળ આવી ઈંગ્રેજને હાથે ધોલધપ્પા નથી ખાધા,

અથવા મડમો પરણી ગોરી પ્રજાને હાથે 'નીગ્ગર' જેવી ગાળ પામી નથી ધૂતકારાયા, કે નથી તેમણે રેસીડંટ અથવા મેજીસ્ટ્રેટની લાતોનો સવાદ ચાખ્યો; ને એ રીતે જેમણે આક્ષેપ ને અપમાન નથી ખમ્યાં તેઓ કેમ કરીને ઇંગ્રેજદ્વેષી બનશે?

જવાબ મળતોઃ તેમને સમજાવી દ્યો કે તમારા જમીનદારોનો તે શો વાંક? પરદેશી રાજકર્તાઓએ તેમનું બધું નષ્ટ કર્યું છે. ઈંગ્રેજો વિદાય થતાંજ ખેડુતોનું પણ કલ્યાણ થશે-તેમનું જીવન સુખી થશે.

અમે આ બધું પોપટપંખી પેરે ગોખી મૂકતા અને અટળ અચળ સત્ય પેરે માની સૌને બળવા સંઘમાં ખેંચવા—સામેલ કરવા પ્રયાસ કરતા. પેલા અ-બંગાળી આગેવાનોએ કેટલા રાજામહારાજાઓને હાથ પર લીધા હતા, તે હું નથી જાણતો. એટલું ખરૂં કે અમે તો બંગાળામાં ઘણાક જમીનદારો અને વકીલ મુખ્ત્યારોને અમારામાં સામેલ કરી શકયા હતા, અને આમવર્ગ—જે દેશનો ૯૫ ટકા જેટલો ભાગ છે તેમાંથી કેટલા અમારામાં ભળેલા એ વાતની સાક્ષી તો ખુદ ઇતિહાસજ પૂરે છે.

## નદીયાનો એક કિસ્સો!

એક વાર હું નદીયા જીલ્લાના કોઈક ગામમાં પ્રચાર કાર્ય માટે ગયો હતો. ત્યાં એક ખેડૂત આવીને કહેઃ મેં સાંભળ્યું છે કે અમખેડુતોનાં દુઃખદરદની વાતો જાણવા કલકત્તાથી એક બાબુ અહિં આવ્યા છે.

મેં તેના દુઃખની કહાણી પૂછી. તેની આંખમાંથી દડદડ દડદડ આંસુ પડવા લાગ્યાં ને ખૂબ રડતાં રડતાં તેણે પોતાના દર્દની કહાણી કહી. બધું સાંભળી રહ્યા કેડે મેં પૂછ્યું પણ ભાઈ! તું જાણે છે ખરો, કે તારા પર આટલી બધી આફત ને દુઃખ

પડે છે તેનું મૂળ કારણ કોણ છે?

તે બોલ્યો કેમ ન જાણું, બાબુજી? જમીનદારો સ્તો.

મેં એકદમ પેલો નેશનાલીસ્ટોનો ગોખણીયો જવાબ અ-ડાબ્યોઃ ના ના! તું ભૂલે છે. બાપડા જમીનદારોનો કંઇ વાંક નથી. વાંક બધો આ આપણા પરદેશી રાજકર્તાઓનો છે.

ખેડુત તો મારી સામે ડોળા ફાડી જોવા લાગ્યો. તેને મારી વાત પર જરાય ભરોસો ન બેઠો એમ લાગ્યું. મારી વાતનો કશો જવાબ ન દેતાં તે તો ઉંચે આસ્માન તરફ જોતો જોતો ચાલ્યો ગયો.

## સ્વાર્થબાજીનો એજંટ!

આ જોઇ હું મનમાં ખરેખર ખૂબ શરમાયો. હું સમજ્યો કે આ અભણ ગરીબ ખેડુતને પણ મારા જેવા કલકત્તાના રાજદ્વારી બાબુસાહેબો પર ભરોસો નથી આવતો. આ તો હું જીંદગીમાં ભૂલ્યો નથી. ભૂલવાનો નથી. હાય! તે વેળા નહોતો સમજતો કે હું દેશના કામને નામે 'બુનિયાદી સ્વાર્થ' નો (બુરર્ઝ્વા વર્ગના સ્વાર્થનો) તવંગરોની સ્વાર્થબાજીનો એજંટ બનીને ચોમેર ઘુમતો હતો! અમે આમવર્ગને કેટલો હાથ કરી શકેલા તે વાત આટલા પરથી સમજાશે.

## બડેખાંઓના ગપ્પાં

આમ છતાં ઘણાક મોટા લોકો—બડેખાંઓ કહેતા કેઃ ફલાણા બાબુ પબનાથી ૫૦૦૦૦ માણસ લાવી આપશે. ઢીકણા બાબુએ તો ઢાકાની બધીજ જવાબદારી માથે લીધી છે, કોઇ કોઇ કહેતા કેઃ મેદિનીપૂરથી સંતાલ અને લુંટારાઓના ટોળાને પણ આપણામાં લઇ લેવા પડશે.

## એ વાત સાચી–

ગમે તેમ, પણ એક દહાડો દેવવ્રત બસુજીની સાથે વિવાદે ચઢતાં મેં પૂછેલું: બંગાળામાં લડશે કોણ ?

તેમણે જવાબ દીધેલો: બંગાળામાં જુવાન નિશાળીયાઓ મેદાન પડશે.

પહેલાં એ વાતને મેં અદ્ધર તરીકે ગણેલી–પાયા વિનાની માનેલી. પણ સ્વદેશી યુગના સમયનો ઇતિહાસ જોતાં એ ધારણા સાચી ઠરતી માલમ પડી. હવે તો જાણે સૌ કોઇને વિશ્વાસ બેઠો છે કે હિન્દની સ્વતંત્રતાને કાજે બંગાળાના નૌજુવાન વિદ્યાર્થીઓ સાચી આશાનું કેન્દ્રસ્થાન છે.

## અમારો જ્ઞાનભંડાર (!)

બંગાળામાં અમારા બળવાવાદીઓના રાજકારણ તેમજ અર્થશાસ્ત્રના સિદ્ધાંતો આવી જાતના હતાં. નવા કશાનીયે રચના થઈ શકી નહોતી. થાય પણ કેવી રીતે ? અમારા રાજનૈતિક જ્ઞાનનો ભંડાર જુઓ તો આટલોજ: યોગેન્દ્ર વિદ્યાભૂષણની ચોપડીઓ, આનંદમઠ* અને મેઝીનીનું જીવનવૃત્તાંત. અને હિન્દના અર્થશાસ્ત્રનું જ્ઞાન અમે મેળવતા બે જણ પાસે: ડીગ્બી પાસે અને દાદાભાઇ નવરોજી પાસે (અનબ્રિટીશ રૂલ ઇન ઇંડીયા). જે વળી આગળ દોડતા તે બહુ તો યુરોપના રાજકારણને ચર્ચતાં પુસ્તકો, સોશીયલીઝમનાં અને રૂશિયન બળવાવીરોના ઇતિહાસના ગ્રંથો વાંચતા. આ બધો વૈજ્ઞાનિક માલ મસાલો લઇ સ્વ૦ સખારામ દેઉસ્કર મહાશય અમને શીખવવા બેસતા-વર્ગ ચલાવતા. તેમણે બળવાના આગેવાનોના ખાસ આગ્રહથીજ 'દેશેર કથા--દેશની વાત'નું પુસ્તક લખ્યું. દેઉસ્કર સાહેબ અમને હિંદી ઇતિહાસની આંટીઘુંટીઓ

* ગુજરાતીમાં ગાંડીવ તરફથી પ્રકાશિત. કિં. રૂ૦ ૧ાા

સારી પેઠે સમજાવતા. ખરે, અમે તેમના ભારે ઋણી છીએ. આ બધી ચર્ચાને પરિણામે થોડીક બંગાળી ને ઇંગ્રેજી પત્રિકાઓ, કવિતાઓ વગેરે નનામી જ છાપી કાઢી લોકોમાં વહેંચી દેવામાં આવતી પછી સ્વદેશી ચળવળ વખતે તો અમે રીતસર એક પછી એક અંક રૂપે "આપણું સુવર્ણમય બંગાળ" (સોનાર બાંગલા)× નામનો એક મેનીફેસ્ટો ઇંગ્રેજી તેમજ બંગાળીમાં બહાર પાડતા. અહાહા! તે વેળાએ બધા કામમાં અમારો શો ઉત્સાહ, શી અમારી હિમ્મત!

ને એ સર્વનો હેતુ હતો એ—કે આમવર્ગમાં ઇંગ્રેજો સામે દ્વેષ સળગાવવો અને લોકોની આંખોમાં આંગળાં ઘોંચી તેમને દેખતા કરવા.

## સ્વ૦ અપૂર્વકુમાર ઘોષ

તે વેળા બળવાવાદની ફીલસુફી એકજ હતી: રાષ્ટ્રીયતા કેળવો. સ્વતંત્રતા મેળવીને એક રાષ્ટ્રત્વ પ્રાપ્ત કરવું પડશે. અને તેને માટે **સ્વદેશપ્રેમના** સાધન વડે બ્રાહ્મણ, શૂદ્ર, રાજા ને પ્રજાને એક સૂત્રે બાંધવા પડશે. કોઇની પણ ફીલસુફી આનાથી આગળ નહોતી દોડી શકેલી. માત્ર એકજ-હિંદુ ધર્મને ન માનનાર બેરીસ્ટર સ્વ૦ અપૂર્વકુમાર ઘોષ અમારા મંડળમાં દાખલ નહોતા, તોયે અમારી ભાળ રાખ્યા કરતા અને સહાનુભૂતિ પણ દર્શાવતા, તેની સાથે અમારે મળવાનું થાય ત્યારે તો તે એકજ વાત કાઢે-સોશિયાલીઝમની.

## સભ્યોની કોટિ ક્યારે ફરી?

હું જે કાળની વાત કરૂં છું તે બંગાળની બળવા સમિતિના બચપણની—ઉત્પતિકાળની વાતો છે. હું ધારૂં છું કે બ-

× આપણામાં જેમ ગુજરાતને માટે 'ગરવી' વિશેષણ કાયમી વપરાયું છે તેમ બંગાળીઓ બંગાળને 'સોનાર બાંગલા' કહે છે.

ળવા સમિતિઓની સ્થિતિ તેજ વેળા સારામાં સારી હતી—અને અલિપુરના કેસ સુધી તે એવી ને એવી સરસ રહી હતી. પૈસા ટકાની નજરે સ્થિતિ સારી નહોતી. પણ સભ્યોની માનસિક અને સામાજિક ભૂમિકાની ગણતરીએ એ વખત ખૂબ ઉન્નતિનો ગણાય. કેમકે જાતજાતના વર્ગોમાંથી અને જાતજાતનું સુંદર શિક્ષણ મેળવેલી વ્યક્તિઓ અમારી ગુપ્ત મંડળીઓમાં દાખલ થતી અથવા તો પોતાની સહાનુભૂતિ દર્શાવતી.

મારૂં માનવું છે કે અલિપુરનો કેસ ચાલ્યો તે પછીથી અમારી મંડળીઓના કામકાજમાં તેમજ તેના સભ્યોની કોટિમાં બહુ ફેરફાર થઈ ગયો. મેં દેશ તજ્યો, પછી લોકોને મોંઢે જે સાંભળ્યું તે પરથી અનુમાન થાય કે બળવા સંપ્રદાય જેમ જેમ ઉગ્ર સ્વરૂપ ધારણ કરતો ગયો તેમ તેમ જમીનદાર, વકીલ તથા બેરીસ્ટર વર્ગ ધીમે ધીમે તેમાંથી ખસી જવા લાગ્યો.

## પોગળ ફુટ્યું

છેવટે જગદ્વ્યાપી મહાયુદ્ધ શરૂ થયું તે પહેલાંના અરસા સુધી તે કેવળ નિશાળીઆઓ મારફતજ ભરચક રહ્યો હતો. તે વેળા નાણાંને અભાવે લુંટ કરવી તથા ધાડ પાડીને જુલમી પોલીસ પર વેર લેવું એજ મોટામાં મોટી બળવાપ્રવૃત્તિ થઇ પડી હતી. પણ યુદ્ધના ગાળામાં તો પરદેશીથી પૈસા મોકલાયા હતા, હથિયાર પણ મોકલાયાં હતાં અને તુર્કીના સુલતાને ઈંગ્રેજોની વિરૂદ્ધ જેહાદ પોકારી હતી તથા તુર્કીના શેખઉલ્લઇસ્લામે હિન્દના હિન્દુમુસ્લીમોને ભેળા થઇ ઈંગ્રેજ વિરૂદ્ધ લઢવા માટે ફતવો પણ બહાર પડયો હતો. છતાં—છતાં કશું વળ્યું નહોતું. એનું કારણ સામાન્ય પ્રજાના મગજમાં કંઇ ઉતર્યું છે ખરૂં ? ઈ. સ. ૧૯૧૫–૧૬ માં બળવા પ્રયાસની નિરૂપયોગીતાને પરિણામે અમારામાં કેટલાકની આંખો ઉઘડેલી.

દેશમાંનો બળવા સંપ્રદાય, ખેડુમજુરાદિ આમવર્ગથી વંચિત રહેવાથી કેવો શૂન્યમ્ જેવો હતો તે ઘણાંક સમજી ગયા હતા. અને મહા-યુદ્ધ વેળા રાજારજવાડા જમીનદારો તથા વેપારીઓએ દેશમાંથી અનર્ગળ નાણું બહારી અંગ્રેજોના હાથમાં સોંપ્યું અને સર્વ પ્રકારે સરકારને મદદ કરી તે પરથીજ તેમને સ્વતંત્રતાની તરસ કેટલી 'બધી' (!) છે એ વાત સમજાઈ ગઇ હતી !

## મોટો ભ્રમ !

એ બળવા પ્રવૃત્તિનું પરિણામ જોઇ બરાબર સમજાયું છે કે અમે જે આદર્શ અને જે ફીલસુફીને અનુસરી પ્રયાસ કરતાં હતા તેજ પ્રમાણે અમે પરિણામ પણ પામ્યા હતા. કરે તેવું પામે એ તો પુરાતન સત્ય છે. તોયે દરેક દેશનું રાજદ્વારી ઘડતર થયા વિના તો નથીજ રહેતું એ વાત નક્કી છે.

પણ આજે ભૂતકાળ પ્રત્યે નજર માંડું છું. તો જણાય છે કે અમારી ફીલસુફી કેવળ એક ઘોર ભ્રમ સમાન હતી; ને એ ભ્રમ છે એવું હજુ આજે પણ જૂજ માણસો સમજ્યાં છે. હિન્દુસ્તાન જેવા દેશમાં રાજાથી માંડી ખેડું પર્યંતના સર્વ વર્ગો સ્વદેશપ્રેમની સાંકળે સંકળાઇ સ્વતંત્રતાનું જુદ્ધ ખેલે-જે જેવા છે તેવા ને તેવાજ રહેશે. તેથી આગળ નહિ વધે. અને સૌ પોતપોતાને સ્થાને રહી, પોતાનાં સ્વાર્થને આડે રાખ્યા વિના ભાઇચારાથી એકાકાર બની જઇને દેશને સ્વતંત્ર કરશે એ,—અમારી રાજકારણી ગણતરીમાંનો મોટામાં મોટો ભ્રમ હોય તો તે એજ.

## એકજ કલમો: ઇંગ્રેજને હાંકો

હિન્દના બળવાવાદીઓનાં મન એકજ અવસ્થામાં ઘેરાયલાં હતાં તેથી તેમને દેશનો સમાજ પણ એવો ને એવો—એકની એક અવસ્થા સાથે જડાયેલો રહે એમ થતું. પોતાના અં-

તરમાં કોઇ જાતનું પરિવર્તન કરવાનું-તેને આગળ ધપાવવાનું, પ્રગતિશીલ કરવાનું કે તેમાં વિપ્લવ આણવાનું હિન્દવાસીઓને ગમતુંજ નથી. (ટુંકમાં, તેઓ સ્થિતિચુસ્ત છે, જુનવટપ્રેમી છે.) બળવાવાદીઓ એમાં અપવાદરૂપે નહોતા. આપણા સમાજમાં 'પરિવર્તનવૃત્તિ-પરિવર્તન શક્તિ' નથી તેથી આપણા અંતરમાં પણ તે પ્રગટતી નથી. આમ આપણી વિચાર-મનોદશા અને આપણો સમાજ (ઘાંચીની ઘાણીના બેલની જેમ) જ્યાંનો ત્યાં સ્થાયી રહી પડે છે. જેઓ અંતરમાં કે વિચારસરણીમાં બળવો ન પ્રગટાવી શકે તેઓ બહારની દુનિયામાં ક્યાંથી જ બંડ સળગાવે ? જે પહેલાં અંતરને મુક્ત કરી શકે તે બહાર પણ મુક્તિ સહેજે મેળવે; પણ આ સત્ય વાત આપણા બળવાવાદીઓને લાગુજ કેમ પડાય ? હિન્દના બળવાવાદીઓએ ક્યાં પોતાના અંતરને સ્વતંત્ર બનાવ્યું હતું કે તેઓ અફાટ જનસમુદાયને પણ સ્વતંત્રતાના રસમાં તરબોળ કરી શકે ? યુરોપમાં 'બળવાવાદી-Revolutionist-' શબ્દ જે અર્થમાં વપરાય છે તે અર્થ મુજબના બળવાવાદીઓ હિન્દમાં મેં બહુજ જૂજ જોયા છે. અમારો વિપ્લવવાદ એટલે તો- બસ, ઇંગ્રેજને દેશમાંથી કાઢી મૂકવા, તે. બળવાવાદનો મુખ્ય મંત્રજ આ—ઇંગ્રેજને હાંકી કાઢો. દેશમાં કે દેશબહાર પણ આ 'ઋચા' નો, આ કલમાનો ભંગ કરે તો મોટું પાપ ગણાતું !

## આપણી પ્રજાકીય નબળાઇ

જ્યાં બળવાનો મુખ્ય મંત્રજ આવો હોય ત્યાં કોઇ બીજા પ્રકારનું સાચું દર્શનશાસ્ત્ર-સાચી ફીલસુફી આવેજ ક્યાંથી ? હું કોઇ પર આક્ષેપ નથી મૂકતો. ઉલટું જે સ્વદેશપ્રેમીઓએ સ્વતંત્રતાને ખાતર સ્વાર્થત્યાગ કર્યો છે ને પ્રાણ પણ ગુમાવ્યા છે તેઓ તો પ્રાતઃ સ્મરણીય મહાપુરૂષો છે—મારા પૂજ્ય છે ! હું કહેવા

એટલું માંગું છું કે આપણી પ્રજાકીય નબળાઇનું પ્રતિબિમ્બ આપણા બળવા સંપ્રદાયમાં પણ પડેલું. આપણે પ્રજા તરીકે મુખ્ય દોષ એ છે કે આપણે કંઇ સુચોકસ-Concrete વિચારણા નથી કરી શકતા-કરવાની આવડત વીસરી ગયા છીએ. બધુંયે-abstract હવાઈ, આસ્માની અચોકસ, ગોળગોળ, શાબ્દિકજ આપણા વિચારમાં આવે છે અને હંમેશ કાંઇ કરવાનું આવે છે ત્યારે 'રામ કો ભાઇ રામ' થઇ જાય છે. ઉપરાંત આપણું માનસ બહુ સ્થિતિચુસ્ત, અપરિવર્તનશીલ અને કુસંસ્કાર ભર્યું છે. આપણો વિપ્લવવાદ પણ તેવોજ છે. વધારામાં "હાંકો ઇંગ્રેજને" એવી બૂમો પાડીએ એટલુંજ. બ્રાહ્મણ શુદ્ર તરફ ધિક્કારની નજરે જુએ; હિન્દુ અહિન્દુને હલકા માને; જમીનદાર પ્રજાનું લોહી ચૂસે; સ્ત્રીઓ તરફનો અન્યાય ને અત્યાચાર-જુલમ જેવો ને તેવો ચાલ્યા કરે; નાતજાતો અને વાડા પેટાવાડાઓ પહેલાંના જેવાજ રહે છે; અને સૌને માથે બ્રાહ્મણ તો જાણે શ્રેષ્ઠતમ તરીકે રહેજ, અને બધા 'એક જાતિ' તરીકે ઇંગ્રેજને હાંકી કાઢે એવી તો અમારા બળવા સંપ્રદાયની માન્યતા! ખરી વાત એ કે પાછલા વખતમાં બંગાળાનો બળવા સંપ્રદાય એક જાતનો બ્રાહ્મણવાદનો સંપ્રદાય થઇ પડેલો. તેથી જ્યારે મુસલમાનો ધર્મને નામે બળવાવાદની હિમાયત કરતા હતા ત્યારે 'અમે ઓ આવ્યું પેન-ઇસ્લામીઝમ—ઓ આવ્યો ઇસ્લામનો ધસારો' એમ બૂમો પાડતા હતા!

**કેટલાંક કારણો**

આવી માનસ અવસ્થાનાં કેટલાંક કારણ હું સમજી શક્યો છું. **પહેલું કારણ:** આપણી રાષ્ટ્રીય મનોવૃત્તિ છે એમ હું કહી ગયો. **બીજું કારણ:** એ કે અમારા નેતાઓમાંના ઘણાખરા હિન્દુ હતા. અને એ ધર્મની નજરેજ રાજનીતિ અને સમાજ શાસ્ત્ર

પ્રત્યે નિહાળતા. બંગાળાના બળવાસંપ્રદાયનું સઘળું આશાકેન્દ્ર, સઘળું શ્રદ્ધાકેન્દ્ર અરવિન્દ ઘોષ હતા. ઘોષ બાબુ બીજી વેળા વડોદરેથી આવ્યા ત્યારે ધર્મની દીક્ષા લેતા આવેલા અને મારી સમજ પ્રમાણે તો તેઓ બળવાવાદનો ધર્મની નજરેજ વિચાર કરતા. બીજાય જે આગેવાનો—આગેવાન જેવાઓ હતા તે બધા પણ શુદ્ધ બ્રહ્મધર્મીઓ હતા બીજા થોડા જેઓ બ્રાહ્મોસમાજની છાંયા હેઠળ હતા તેઓ પોતાનું પોત ન સાચવી શક્યા કે પછી ન બતાવી શક્યા. જેટલા બ્રાહ્મજુવાનો અમારામાં ભળ્યા હતા તેમાંનો મોટો ભાગ રાષ્ટ્રીયત્વની રેલમાં તણાઇ જઇ 'હિન્દુ'-ત્વના વિચારોમાંજ તરબોળ બન્યો હતો. ત્રીજું કારણઃ બળવાવાદીઓ આપણા-હિન્દના સમાજવિજ્ઞાન ને ધનવિજ્ઞાનથી ભારે અજ્ઞાન હતા. ઇંગ્રેજી ચોપડીઓ વાંચી—વિલાયતનો ભાડુતી સ્વદેશપ્રેમ બધા શીખેલા. જરૂર પડે ધર્મને બાજુએ મૂકીને પણ કામ સાધી લેવાય તેનું નામ રાજનીતિ! પણ રાજનીતિ કે બળવાવાદની સમાજશાસ્ત્ર અને ધનશાસ્ત્રના પાયા પર સ્થાપના કરવી જોઇએ એ વાત કેટલા જાણતા કે વિચારતા? ચોથું કારણઃ બળવાવાદીઓનાં અંતર બહુ સાંકડા હતાં—હજુયે છે. આપણે રાજદારી સ્વતંત્રતા ખાતર પ્રયાસ કરીએ છીએ પરંતુ સાથે સાથે સામાજિક, અર્થશાસ્ત્રીય અસ ધાર્મિક વિચારોમાં પણ સ્વતંત્રતાની ખાસ જરૂર છે એ કેટલા સમજ્યા હતા, કેટલા હજુયે સમજે છે?

## ભાવનાની ચોરી!

બધા બળવાવાદીઓ મેઝીની વાંચતા-વાંચે છે. પણ મેઝીની-એજ કહ્યું છેઃ 'પહેલાં લોકોનું માનસ સ્વતંત્ર કરવું જોઇએ, તે પછી બહારની દુનિયાની સ્વતંત્રતા તેઓ મેળવી શકે.' આ વાતનું રહસ્ય કેટલા સમજેલા? બળવાવાદીઓનાં મનનેજ પહેલાના કુસંસ્કારોમાંથી મુક્ત કરવા જોઇએ—તોજ તેઓ બહાર સ્વતંત્રતાના

ખ્યાલને પ્રચાર કરી શકે. આપણે ઇંગ્રેજની સામે સ્વતંત્રતા કાજે જુદ્ધ ખેલીએ અને ન તો દલિત જાતિઓને સરખા હક આપીએ, ન સ્ત્રીઓને છૂટાપણું બક્ષીએ; અ-હિન્દુ સાથે સરખાપણાનો કે મૈત્રીનો દાવો ન દાખવીએ, બામણ ગોરજીઓની જુલમી માયાજાળ-માંથી ને એવા એવા વહેમો-ખોટા ખ્યાલમાંથી તો મુક્ત ન થઇએ! મોંઢે બોલીયે કે "લાવો સ્વરાજ", "મારો ઇંગ્રેજને" પણ સાથે સાથે ગુલામીના સેંકડો બંધનોમાં આપણે પોતાને અને આપણી કોમને બંધાયલીજ રાખીએ—આના જેવી ભાવનાની ચોરી બીજી તે શી હોય ? આટલાજ ખાતર બળવાસંપ્રદાય પોતાની ફીલસુફી રચી ન શકયો અને બધી મહેનત ધૂળ મળી.

આવી ભાવનાની ચોરી એ આપણું પ્રજાકીય અપલક્ષણ છે, જેને 'સત્ય' તરીકે સમજીએ છીએ તેને આપણે જાહેર રીતે સિદ્ધ કરવા નથી ઇચ્છતા. આપણે સત્યને ખાતર જગતનાં દુઃખદર્દ સહન કરી નથી શકતા—આપણે શહાદત પ્રિય—શહીદ કોમ નથી. હું અહિં અંગત સ્વાર્થત્યાગની કે અંગત સહિષ્ણુતા(દુઃખદર્દ સહેવાની શક્તિ)ની વાત નથી કરતો. આપણા સમાજમાં આપણા દેશમાં-ધર્મ, સંસાર કે રાજકારણના ક્ષેત્રમાં ઘણીય વ્યક્તિઓ શહીદ બની છે. તેમની વાત હું નથી કરતો. પણ આપણે જેને સત્ય અને હિતકર સમજીયે છીએ તેનો સમષ્ટિ રૂપે જાહેર રીતે અમલ કરીએ છીએ કે નથી કરતા તે વાતની સાક્ષી તો ઇતિહાસ પૂરે છે.

આપણી આંખ આગળ જાપાન ઉલટપાલટ થઈ ગયું. આપણી આંખ આગળ ચીન અને તુર્કી પણ ફેરવાઈ ગયાં—બદલાઈ ગયાં. પણ હિન્દ હજુ જેવા ને તેવાજ અંધકારમાં છે. જડ જેવું-× અફર ચીન પણ એટલી ઝડપથી બદલાતું જાય છે * કે પશ્ચિમના દેશોમાં

---

* આ ચોપડી બંગાળીમાં બહાર પડી તે પછી તો ઘણાક બનાવો બની ગયા છે ને ચીન સ્વતંત્ર પણ થયું છે. × ન ફરે તેવું.

એવો પોકાર પડી ગયો હતો: 'કોઇ ચીનને અટકાવો'. અને તુર્કી ? —હું બે વાર તુર્કી ગયો છું; ને જોયું છે. કયાં હિન્દના મુસલમાનો ને કયાં તુર્કીના મુસ્લીમોનાં ચાલચલણ પહેરવેશ. વિચારસરણી ! બંનેના સામજિક હલનચલનમાં કેવો અસમાન જમીનનો ફેર ! તુર્કી નિત્ય કેટલું બદલાય છે, એજ કુરાન ને એજ શરીઅતને માનવા છતાં !* આ સર્વ દેશોના લોકોનાં માનસ પલટાયાં છે–તેમાં પરિવર્તન થાય છે તેથીજ તેમનું સામાજિક અને રાજદ્વારી પરિવર્તન પણ થાય છે.

## એ ૧૭ વરસની બાળા !

અંતર પીગળ્યા વિના બહાર ભાવ પ્રગટ નથી કરી શકાતો. સ્વ૦ ભગિની નિવેદિતા—સીસ્ટર નિવેદિતાને મોંઢે સાંભળેલી એક વાત તેના દાખલા રૂપે હું રજુ કરીશ. રૂશિયાના સ્વર્ગવાસી એનાર્કીસ્ટ– બળવાવાદી નેતા પીટર ક્રોપોટકીને એ વાત તેમને કહેલી.

એક વેળા ક્રોપોટકીને પોતાની ૧૭ વરસની યુવાન શિષ્યાને કહેલું: સામે જે ચર્ચ–દહેરૂં દેખાય છે. તેને બોમ્બથી ઉડાવી દેવાનું છે. હું તને બોમ્બ આપું છું. તું એ કામ કરી શકશે ? અલબત્ત, એમાં તારે માર્યા જવાનો પૂરેપૂરો સંભવ છે.

આ વાત સાંભળતાં પહેલાં તો બાળા અડધી બેભાન જેવી હતી. પણ શબ્દ સાંભળતાં તે એકદમ કૂદકો મારી ઉઠી ને બોલી: લાવો બોમ્બ! મને આપો ! હું જાઉં છું.

એટલે ક્રોપોટકીન કહે: ના, ના, હું તો ફક્ત તારૂં પારખું જોતો હતો. એ કામ કંઇ તારે કરવું પડવાનું નથી.

તે બાળાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં: હાય ! આવું તે પારખું હોય ? એ તો દગો કહેવાય. આ તો મારી ફરજ છે.

---

* આ લખાયા પછી તો એથીય વિશેષ ફેર પડી ગયો છે.

આ દહેરૂં એ પુરોહિતોના-પાદરી બાવાઓનું જુલમનું મૂર્તિમંત સ્વરૂપ છે! તેનો નાશ કરવો એ મારી ફરજ જ છે.

## છે આટલી ધગશ?

હરેક જાતના જુલમ તેમજ શોષણ(Exploitation)માંથી માનવને મુક્ત કરવો જોઇએ એ એનાર્કીસ્ટ પંથની માન્યતા છે, તેથી પોલીસ તથા મુત્સદ્દીઓને જેમ તેઓ રાજદ્વારી જુલમના પ્રતિનિધિ રૂપ માને છે. તેમ દહેરાને તેઓ બામણો-પાદરીઓના જુલમનું પ્રતિક માને છે. આટલાજ ખાતર, માનવીની મુક્તિ ઝંખતી એ બાળા દહેરાને બોમ્બથી ઉડાવી દેતાં પ્રાણ તજવાને પણ તૈયાર હતી!

આપણા બળવાવાદીઓમાં આટલી ધગશ કદીયે પ્રગટી છે? આપણે શું માનવીની સાર્વત્રિક—સર્વવ્યાપી-મુક્તિ ઝંખીએ છીએ? આપણે શું સૌનેજ સ્વતંત્ર કરવા ઇચ્છીએ છીએ? જેઓ પોતાને બળવાવાદી તરીકે ઓળખાવતા હોય તેઓ જવાબ આપે, હવે આ રૂશિયન બાળાની સાથે એક બંગાળી શહીદની સરખામણી કરૂં: હું પ્રાતઃસ્મરણીય શહીદ પ્રફુલ્લ ચાકીની વાત કરૂં છું.

## "બેમ્ફીલ્ડ ફુલરનું ખૂન!"

પ્રફુલ્લ ૧૭ વરસનો બાળક હતો. ન્યાતે એ બ્રાહ્મણ નહોતો -બ્રાહ્મણેતર હતો. અમે તેને જે શીખવેલું, તે એ શીખેલો. અમે જે કરવા કહેલું તે એણે કરેલું. પૂર્વ બંગાળાના ગવર્નર બેમ્ફીલ્ડ ફુલરનું ખૂન કરવા માટે તેને રંગપૂરથી આણેલો. ફુલરનું ખૂન કરવાનો પ્રયાસ કરવાની તો સ્વ૦ સુરેન્દ્રનાથ બેનરજી મહાશયે પણ ખાસ કરીને ભલામણ કરેલી. તેથી બોમ્બ બનાવવા માંડ્યો ત્યારથી તે ફુલર સાહેબ હિન્દનો કિનારો છોડી ગયા ત્યાં સુધીના બધા સમાચાર તેમને અમે પહોંચાડ્યા કરતા. તેમણે કહેલું: કે આ કામના

બધા ખરચ માટે હું મારા દોસ્તો પાસેથી સાત-આઠ હજાર રૂપિયા ઉઘરાવી તમને બળવા સંપ્રદાયવાળાઓને આપીશ. પણ જ્યારે જરૂર પડી ત્યારે એક પૈસો પણ તેમની પાસેથી ન મળ્યો અને અમે લોકો તેમને ત્યાં ધક્કા ખાઇ ખાઇને મરી ગયા! બોમ્બ બનાવતી વેળા શિમૂલતોલામાં તેમની સાથે મુલાકાત થયેલી. હિન્દમાં બનેલો સૌથી પહેલો બોમ્બ તે આજ! આ બોમ્બ અને ફુલરની પાછળ પાછળ ફરવાનો ખરચ જે થાય તે-બધો એક તવંગર માણસે આપેલો. આ વિષે બોલતાંજ બારીન્દ્રે એક ઠેકાણે લખ્યું છે કે: અમે પૈસાદારોના ભાડુતી ગુંડા હતા. પ્રજાતંત્રો ફીલસુફીની ભાષામાં કહીએ તો 'બુરજ્વા'ઓ પોતાનું કામ પાર પાડવા માટે બળવાવાદીઓનો 'ભાડુતી ગુંડા' રૂપે ઉપયોગ કરતા.

## પ્રફુલ્લ આ કરત કે?

અમે પ્રફુલ્લને મેઝીનીના જીવન ચરિત્રનો અમુક ભાગ વંચાવેલો. અને બંદેરા ભાઇઓના આત્મત્યાગની કહાણી એને સંભળાવી હતી. એણે પણ એજ પ્રકારે આત્મત્યાગ કર્યો; તેમણે બળવાવાદને પોતાનો ધર્મ માનેલો. તેણે પણ જુલમી મુત્સદ્દીઓનો નાશ કરવા ખાતર જાનનાં જોખમ ખેડવાની પ્રવૃત્તિ ધર્મની સાધના રૂપે ગ્રહણ કરી. એ સાધનામાં તેને સફળતા પણ મળી ને તેથી તેનું નામ બંગાળના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. તેના હૃદયમાં—તેના અંતરમાં ધગશ પ્રગટેલી. તેને સમજાયલું કે હિન્દમૈયાની સ્વતંત્રતાને ખાતર પ્રાણ તજવાની જરૂર છે. એણે એ સાધના કરી. બંદેરા અને પ્રફુલ્લ ચાકી–બંનેમાં એકજ પ્રકારના માનસનો વિકાસ મને દેખાય છે. બંને સ્થળે કાર્ય એક છે-કારણ અને આદર્શ જૂદા છે. પ્રફુલ્લ ચાકીને એમ કહ્યું હોત કે જેમ ઇંગ્રેજની ગુલામી સામે તું જુધ્ધે ચઢયો છે તેમ તું બ્રાહ્મણગોરોની

જોહુકમી સામે, સામાજિક અને આર્થિક ગુલામી સામે બળવો કર—કેમકે જુદી જુદી જાતની સ્વતંત્રતાનુંય મૂળસૂત્ર તો એકજ છે, માત્ર દેખાવ જુદો છે; એકની સામે થવાથી આપોઆપ બીજાની પણ સામેજ પડયા જેવું છે—જો આવું પ્રફુલ્લને કહ્યું હોત, તો પ્રફુલ્લ કે બીજા એવા શહીદો એ વાતને માની લેતે ને પોતાની કુરબાની કરતે ખરા ?

## હિંદ બુઝાયું છે !

અહિં આવે છે આદર્શનો ભેદ. મુક્તિનો મંત્ર પૂરેપૂરા સ્વરૂપમાં પ્રકટતો નથી તેથીજ ભારતની મુક્તિનો સવાલ જટિલ થઇ પડે છે. આદર્શના આવા ભેદને લીધે રૂશિયા આજે મુક્ત છે અને જગતભરને—સમગ્ર માનવજાતિને મુક્તિ અપાવવાનો પ્રયાસ કરી રહેલ છે. તેથીજ આજે રૂશિયાના આદર્શોએ જગત આખાને હચમચાવી મૂકયું છે અને હિંદ ?—એ તો જાણે બુઝાઈ ગયું છે. શહીદો કેવળ જાણે ઇતિહાસની-જાણે ભૂતકાળની-જાણે નામશેષ વસ્તુ થઈ પડી છે. નાતજાતો, સંસાર વહેવાર અને ધર્મના ભેદની ગુંચ ઉકેલવામાં આગેવાનોને પળીયાં આવી જાય છે અને હારેલા માણસ જેવો ઝીણો રડતો સાદ તેમના તરફથી સંભળાયા કરે છે: એં એં. અમે તો પરદેશી અમલ વિરૂદ્ધજ ઝગડીએ છીએ.

## અગ્નિ પ્રવાહ પ્રગટતે—

બુદ્ધદેવે ભારતમાં એક નવોજ યુગ પ્રગટાવ્યો હતો. તેમણે હિન્દવાસીઓને સામાજિક, માનસિક અને ધાર્મિક (અ-થવા બ્રાહ્મણ ગોરોની) ગુલામીમાંથી સ્વતંત્ર બની જવાનો આદેશ કરેલો. એશિયા આખાએ મુક્તિનો એ આદેશ સાંભળ્યો હતો. ભૂતકાળમાં ભારતે જગતને આપેલી એ એક શ્રેષ્ટતમ ભેટ છે—સર્વોત્તમ દાન છે, અત્યારે આપણે જગતને શું આપી રહ્યા છીએ ?

કોઇ કોઈ કહે છે કે અત્યારે આપણે મુક્તિ મેળવવાના નવા માર્ગ-'અસહકાર' નો સંદેશો આપી રહ્યા છીએ. પણ એ પંથ શું ખરે-ખર હિંદે પોતે નીપજાવેલો છે? એની ઉપર હિંદુધર્મના આચાર વિચારનો ગમે તેટલો ઢોળ ચઢાવ્યો હોય તોયે શું એ પરદેશથી આયાત કરેલી વસ્તુ નથી? અરે, હિન્દના બળવા સંપ્રદાયે જો કોઇક નવાજ આદર્શે વિકાસ પામી હિન્દમાં મુક્તિનો મંત્ર પ્રકટા-વ્યો હોત—અથવા અત્યારેય પ્રકટાવે—તો જગતના રાજકારણના કે બળવાપ્રવૃત્તિના ઇતિહાસમાં હિન્દનું સ્થાન આજે કોઇ છેક મો-ખરાનું હોત-ઘણું ઉંચે હોત. એવું હોત, તો ભારતમાં કોઇ એવો અગ્નિપ્રવાહ પ્રગટતે, જે હિન્દ ઓળંગી બહાર પણ લગભગ વહ્યો જાત!

## કોંગ્રેસના 'પરીયા'

પણ જે બન્યું, એ ન બન્યું નથી થઇ શકતું. હિંદના સમગ્ર ઇતિહાસમાં એ માત્ર એક પ્રકરણ છે. તે વેળા આપણા રાજદ્વારી આગેવાનોના આદર્શ ક્ષુદ્ર હતા–બળવા આગેવાનો પાસે પણ ભારે ઉંચા આદર્શ નહોતા, મૂળ વાત આ છે: ગયા ૪૦ વરસ થયાં હિન્દુસ્તાનનો મધ્યમ વર્ગ, ઇંગ્રેજોમાંના મધ્યમ વર્ગ સામે ઝગડી રહ્યો છે. બંને પક્ષમાંથી કોઇ સાર્વત્રિક સ્વતંત્રતાના પક્ષ-પાતી નથી– તેને માટે પ્રયાસશીલ નથી. પરદેશી મધ્યમવર્ગ (બુર્જ્વાઓ) હિન્દુસ્તાન પર રાજ કરે છે. આપણો દેશી મધ્યમ-વર્ગ તેના હાથમાંથી રાજતંત્ર ખેંચી પોતાના હાથમાં લેવા માંગે છે. આથીજ શોર પડ્યા કરે છે કે પરદેશી બુર્જ્વાઓના પ્રતિનિધિ રૂપ અમલદારશાહી સાથે આપણું જુદ્ધ છે. પરંતુ હિન્દની અનેક સમસ્યાઓના મૂળ સુધી આગેવાનો નથી જતા-બળવાવાદીઓ પણ નથી જતા. મુક્ત-સ્વતંત્ર કોને કરવાના છે, શા માટે કરવાના છે, કેવી રીતે કરવાના છે તે કોઇ બરાબર વિચારી જોતું નથી.-આપણા બળવા-

વાદીઓ પણ એ નથી જોતાં. બંગાળના બળવાવાદીઓનું કમનશીબ એ બન્યું કે તેઓ સરકાર તરફથી તો આફત વેઠતાજ, પણ વધારામાં કોંગ્રેસવાળાઓ પણ એમને અસ્પૃશ્ય 'પરીયા' જેવા માને—ગણે, અને આ બંને મહા દુઃખનું નિવારણ કરનાર કોઇ નવી મહાવ્યક્તિ નથી પ્રગટી, જે કોઇક નવોજ આદર્શ રજુ કરી બળવા સંપ્રદાયને સર્વ સંપ્રદાયોની ઉપર-માથે સ્થાપે. જ્યારે એ સંપ્રદાયના આશાકેન્દ્ર રૂપે અરવિંદ ઘોષ બાબુજ પોંડીચેરીમાં ધર્મની સાધનામાં ગુલતાન થઇ ગયા ત્યારે પછી જુવાનો કરે યે શું ? તેઓ કોઈ વિચારક-નેતાને અભાવે જુનાજ તાલસુર ગાયા કરે છે ને હજુયે બંગાળમાં કોઈ નવી વિચાર સરણી નથી પ્રગટી શકી. આ વિચાર સરણી નથી પ્રગટતી તેથીજ બંગાળમાં અભિનવ આંદર્શનું પણ સર્જન નથી થતું.

## મુંબાઈ અને કલકત્તા

અમારી ગુપ્ત સમિતિ સ્થાપન થયા પછી શરૂમાં અમે એક પ્રમુખ, બે સહપ્રમુખો ( ઉપપ્રમુખો ) અને એક ખજાનચી રાખતા. આ બધાય, અલબત્ત, પૈસાવાળા વર્ગમાંથી નીમાતા. એમના હાથ તળે, વિદ્યાર્થીઓ—જુવાનીયાઓની સાથે કામ લેવા માટે———ની નીમણુંક થયેલી. જુવાનોને ઘોડે સવારી, લાઠી વગેરે શારીરિક કસરત શીખવવા માટે અપર સરકયુલર રોડ પર એક કલબ શરૂ કરવામાં આવેલી. પહેલાંથી સ્થાપાયેલી આત્મોન્નતિ સમિતિ પણ આની સાથેજ ભળી ગયેલી. એ વાત ૧૯૦૨માં બની. આગળ કહી ગયો છું કે બંગાળામાં ગુપ્ત સમિતિ સ્થપાઈ તે પહેલાં તેનું સૂચન કરવામાં બેએક પરદેશીઓનો હાથ હતો. તેમાંનો એક મુંબાઇ ઇલાકામાં ફરતો હતો ત્યારે એક ખાસ જાણીતા હિંદી સાથે તેને ઓળખાણ થઇ હતી. ત્યાં પણ થોડાકોએ મળીને કામ શરૂ કર્યું હતું, તેઓ ઘણું કરી મહારાષ્ટ્રીય-દક્ષિણની

ગુપ્તસમિતિના સભ્ય હતા. પેલા હિંદીએ કલકત્તા આવી, શરૂમાં જે છૂટા છવાયા મંડળો--સંઘો હતા તેનું મજબૂત સંગઠન કર્યું. પરિણામે દક્ષિણી અને બંગાળી બળવાસંઘો વચ્ચે સંબંધ સ્થપાયો અને ઉપર લખ્યા મુજબની કાર્યવાહક કમિટી પણ નક્કી થઇ.

## દીક્ષાનો મંત્ર: તલ્વારની ધારે

કામની પદ્ધતિ આ રીતે હતી—પ્રમુખને બધા કામકાજની ખબર આપવામાં આવતી. કલબનો આગેવાન થઇને જે જુવાનીયાઓ સાથે કામ લેતો તેનું કામ પ્રમુખને માહિતગાર રાખવાનું હતું અને દરેક સભ્ય પોતે જાણે મથક રૂપ બનીને નિશાળીયાઓમાં કામ કરી તેની વિગત પોતાના ઉપરી નેતાને જણાવતો. એક મથકને બીજા મથકના કામકાજની ખબર પડતી નહિ. મુદ્દો એ કે એક જણ પકડાય તોયે બીજા માણસો કે મથકો પકડાય નહિ અને નાશ પામે નહિ. કોઈ પણ નવા માણસને સંપ્રદાયમાં દાખલ કરવાનો હોય તો તેણે સમિતિની દીક્ષા ગ્રહણ કરવી પડતી. આ દીક્ષામંત્ર ઘણું કરીને દક્ખણમાંથી આણવામાં આવેલો. દીક્ષાનો વિધિ સંસ્કૃત ભાષા અને હિન્દુશાસ્ત્ર મુજબ થતો અને તલ્વાર પર હાથ મૂકાવી પ્રતિજ્ઞા અપાતી. દીક્ષા લેનાર, દીક્ષા આપનારનું નામ કોઇના આગળ પણ જાહેર કરી દે, તો તેને દેહાંત દંડ હતો અને એની કબુલાત પ્રતિજ્ઞામાંજ સામેલ હતી. મને યાદ છે ત્યાં સુધી દીક્ષામાં "ધર્મ રાજ્ય સંસ્થાપનાનો પ્રયાસ" એવા શબ્દો યોજેલા હતા. આમાં દક્ખણની અસર સ્પષ્ટ દેખાઇ આવતી હતી. કેમકે મૂળ એ સ્વામી રામદાસનોજ આદર્શ હતો. અહિન્દુને દાખલ કરતી વેળા શું કરવામાં આવતું હતું એ મને ખબર નથી. પણ એટલું તો ખરૂં કે ગુપ્ત સમિતિમાં ખાસ કોઈ અ-હિન્દુઓ હતાજ નહિ. મારી પોતાની વાત કરૂં, તે મેં કેવળ હિન્દુશાસ્ત્રોને નામે પ્રતિજ્ઞા લેવાની ના પાડેલી, તેથી મારે માટે

એટલી છૂટ મૂકી દેવામાં આવી હતી.

## 'નિયમન' ના વાંધા

સમિતિના સભ્યોમાં લશ્કરી પદ્ધતિની તાલીમ-Discipline નિયમન બરાબર પળાય તે માટે હંમેશા યત્ન ચાલુ રહેતા. એકે બીજાને માટે પૂછપરછ કરવી બીજાને માટે જીજ્ઞાસા હોવી અથવા જાહેર ઠેકાણે વાતચીત કરવી-એની પાકી મનાઇ હતી. દરેકે પોતાને દીક્ષા દેનાર તથા પોતાનો જે સીધો ઉપરી હોય તેનો હુકમ બરાબર માન્ય કરવો પડતો. બંગાળીને નિયમબદ્ધ કરવો-Discipline માં આણવો એ એક અંસભવિત કે ખૂબજ અઘરી વાત છે. બંગાળી વાત કરવામાં ને ધમાલમાં હુશિયાર. એની પાસે જીભે તાળું દઇ યંત્ર પેઠે કામ કરાવવું ને તેમાંય જે કામમાં કીર્તિ કે આબરૂ મેળવવાનાં નથી એવું કામ કરાવવું કેટલું વિકટ છે, તે માત્ર ગુપ્ત કામ કરાવનારાઓજ જાણે છે.

## 'ઓનરેબલ' નો આદર્શ !

આવું છતાં શરૂમાં તો સારા પ્રમાણમાં સફળતા મળેલી. બધા સભ્યોને પ્રચારનું કામ કરવું પડતું કોઇ હેદુયામાં, કોઇ ગોળદીઘીમાં, કોઇ કોલેજમાં કે છાત્રાલયમાં, કોઇ વળી વકીલોની લાયબ્રેરીમાં જે જ્યાં બને ત્યાંથી બીજા માણસોને પોતાના પંથમાં ભેળવવાની મહેનત કર્યાજ કરતા. હાય એ જમાનો ! તે વેળા ભણેલા માણસોને આપણા રાષ્ટ્રીય જીવનના ઉત્કર્ષ માટે સ્વતંત્રતાની કેટલી જરૂર છે એ વાત સમજાવવાને માટે તે વેળા કેટકેટલી અતૂલ દલીલો-ની-કેવી લાંબી પ્રસ્તાવનાની જરૂર પડતી, કેટલો પરસેવો ઉતરતો ! તે વેળા જુવાનોનો આદર્શ હતોઃ વકીલ થવાનો, કોંગ્રેસમાં જઇ ધાંટાશોર કરી અસીલાત વધારવાનો અને બહુ તો મોટી ઉમ્મરે કાઉન્સીલમાં પધારી 'ઓનરેબલ મી૦' બનવાનો !

## ગુલામી માનસ!

“આ પરે !: ઇંગ્રેજની સાથે લઢવું ઝગડવું ?! સ્વારથ તે કેમ તજાય, કેવી કઠણ વાત ! સ્વતંત્રતા તો ભારે આફતની વાત છે, નાસો મારા બાપ, જ્યાં એ જીવલેણ વસ્તુની વાત થાય ત્યાંથી.”-મોટા ભાગના લોકોની વિચારસરણીજ આ જાતની. સાઈકોલોજી–માનસશાસ્ત્રનો એક કાયદો એવો છે કે કાયર, નબળા મગજનો માણસ પોતાના હંમેશના સંસ્કારોથી વિરૂદ્ધ કોઇપણ નવી વાત આવે તો પોતાની નબળાઇને લીધે તે એ ગ્રહણ નથી કરી શકતો અને ઉલટો પોતાની નબળાઇને ઢાંકવા માટે ખોટાખોટા ગોળા ગબડાવી સત્ય વસ્તુને હાથતાળી આપવાનો પ્રયાસ કરેછે. સામાન્ય બંગાળીની મનોવૃત્તિ પણ આવીજ. પોતે સાહસમાં ન ઝંપલાવી શકે; પણ તે વાત કબુલે નહિ, અને બીજાના તેવા પ્રયાસમાં દરેક જાતની ડખલ નાંખે; બંગાળામાં એવું ઘણુંયે થયું. તે વેળા ભણેલા માણસોમાં સ્વતંત્રતાવાદનો પ્રચાર કરવાનું કામ ભારે વિકટ હતું. તે વખતના મુઠ્ઠીભર બળવાવાદીઓને માટે સામાન્ય પ્રજામાં પ્રાણ પ્રકટાવવાનું–ભાવનાનો સ્રોત વહેવડાવવાનું કામ કેટલું મુશ્કેલ હતું તે અનુભવી શિવાય કોઇ સમજી નહિ શકે. સ્વદેશી હીલચાલની રેલ ન આવી હોત, તો તેમની શી દશા થાત એ નથી નક્કી થઇ શકતું. બળવાવાદી પ્રચારકોને યુનિવર્સિટીની મોટી મોટી ઉપાધિ-ડીગ્રી મેળવનારાઓ સાથે દલીલ બાજીમાં ઉતરવું પડતું અને તેથી પ્રચારકોને હિંદી રાજકારણ અને અર્થશાસ્ત્રમાં સારી પેઠે પારંગત રહેવું પડતું.

## દેશસેવા: ઠઠ્ઠાની વસ્તુ

આ તો જાણે વિચાર-ક્ષેત્રની વાત થઈ–દલીલોનું પ્રકરણ કર્મક્ષેત્રમાં ઠામઠામ અખાડાઓ સ્થાપવાના અને તેમાં નિશાળીઆઓની ભરતી કરવાની. અખાડાની સાથેજ સ્વદેશપ્રેમ

ઉત્પન્ન કરે, તેનું ઉદ્દીપન કરે એવી વાતો, ચર્ચાઓ, ગીતો; યોગેન્દ્ર વિદ્યાભૂષણનાં પુસ્તકો અને દેઉસ્કરજીની 'દેશેર કથા' નું વાંચન; સ્વદેશી કાપડ પહેરવું, શિવાજી પ્રતાપાદિત્ય ને સીતારામની જયંતી ઉજવવી, વંદેમાતરમ્ ગીતનો પ્રચાર-વગેરે વગેરે પણ યોજાતાં. આ બધા અખાડાઓનું સંચાલન ત્યાંનો કોઈ સ્થાનિક શિક્ષક કે જુવાન વકીલ કે જરા મોટી ઉમ્મરનો માણસ કરે. આવા બધા બળવા મથકો-એજ બંગભંગ વખતે સ્દેવશી ચળવળને પડદા પાછળથી ચલાવેલી; પણ એ વેળા આવાં મથક સ્થાપવાનું કામ પણ સહેલું ન-હોતું. તે વેળા દેશની કે પ્રજાની સેવા તો હસામણી બીના ગણાતી–'દેશસેવા' એ મશ્કરી ઠઠ્ઠા માટે સસ્તી ને સોંઘી સામગ્રી હતી. વકીલો, બારીસ્ટરો ને ઓનરેબલોનાં ટોળાં આગેવાનીનો ડોળ કરી દેશને આગળ વધવા ન દેતા. અને નિષ્પક્ષપાત તટસ્થ માણસો પણ કબુલ કરશે કે બંગાળ અને હિંદ આખાના રાજકારણ ક્ષેત્રને, હડધૂત થયેલાં ને માનમોભા વિનાના, અભણ ને અર્ધદગ્ધ મજૂરો (પંજાબના) અને નિશાળીયાઓ (ખાસ કરી બંગાળના) એ પોતાના આત્મત્યાગ વડે ઉલટપાલટ કરી મૂક્યું છે.

## એથી શું વળે?

કામ ગમે તેટલું કઠણ હોય તેથી બળવાવાદીઓ અકળાય કે છોડી દે તેવા નહોતા. અને પુષ્કળ મહેનતે તેમણે બંગાળમાં અને બહાર પણ મથકો સ્થાપન કર્યાં હતાં. એમનો મુખ્ય પ્રયાસ નિશાળીયાઓ અને બાબુઓને પોતાના પંથમાં ભેળવવાનો અને ફાવટ આવે, તો રાજારજવાડાઓને પણ તેમાં સામેલ કરવાનો હતો. પણ કોઇને નહોતું સુઝયું કે માત્ર બાબુઓને જ ચઢાવવાથી તે સ્વતંત્રતાની લડતમાં શો શુક્કરવાર વળવાનો હતો?

## બુરજવા ફીલસુફી

૧૯૦૨-થી ૧૯૧૬ સુધી ફક્ત બાબુઓનેજ સંપ્રદાયમાં દાખલ કરવાનો પ્રયાસ થયાં કર્યો ને બધી મહેનત ધૂળ મળી. મૂળ વાત એ છે કે વિપ્લવ-ક્રાન્તિ-બળવો શબ્દનો અર્થજ અમે કોઈ સમજેલા નહિ (અત્યારે પણ જૂજ માણસો સમજે છે.) વિ-પ્લવ એટલે 'કોઇપણ રીતે ઇંગ્રેજને હાંકી કાઢવા' એ નથી, એ વાત હજુયે ખૂબ ઓછા બળવાવાદીઓ સમજે છે. એ બધા પોતેય સારા કુળના-બુરજ્વા વર્ગમાંથી આવેલા. ગરીબ અને નીચા કહેવાતા લોકો તરફ ઘૃણાની લાગણી બતાવવી એ તો બુરજ્વા-તવંગર લોકોના હાડમાંજ છે-એમનો અનિવાર્ય સ્વભાવ છે. એ નીચા વર્ગના લોકોની તે શી બિસાત!—એની તે શી ગણતરી? તેમને તો બોલાવ્યા કે આવશે કુતરાની પેઠે; અને બાબુઓના કહેવા પરથી ઈંગ્રેજોને મારશે—આ તો આપણા દેશના બુરજ્વા* ઓની ફીલસુફી. ને પછી ઇંગ્રેજને હાંકી કાઢ્યા એટલે આ આપણા બધા વકીલો ને દાક્તરો ને બારીસ્ટરો ને વળી નિશાળીયાઓમાંથી જેને વકીલ બારીસ્ટર થવાનો ઉમંગ હતો, તે બધા રાજ કરશે; પછી એ હલકા વર્ગવાળાઓને માટે વળી માથાઝીંક શી? અર્થાત હિન્દુસ્તાનની રાજખટપટ જેમ બુરજ્વાઓજ પકડી બેઠેલા, તેમ બળવાવાદ પણ આજ સુધી લગભગ એજ વર્ગની મર્યાદામાં પ્રસરેલો રહ્યો; તેથીજ પોતાના સ્વાર્થની બહારની વસ્તુઓ તરફ જોવાની કે તેનો વિચાર કરવાની ઇચ્છા કોઇનેય થયેલી નહિ.

## ક્રાન્તિ કોનું નામ?

ગમે તે કારણે હોય, પણ જેઓ આમવર્ગમાં ગણી શકાય એવા, ખેડુતો, મજુરો-કુલીઓ, નાનકડા દુકાનદારો, વગે-

---

* શબ્દ મૂળ રૂશિયન ભાષાનો છે. એનો અર્થ વગર મહેનતે વાગડધિન્ના કરનાર પૈસાવાળો વર્ગ—એવો થાય છે.

રેમાં બળવાવાદનો પ્રચાર આજ સુધી બંગાળમાં કે હિંદમાં કોઇએ કર્યો નથી. હિંદી બળવા સંપ્રદાય અને દુનિયાના બીજા બીજા દેશોના એવાજ સંપ્રદાયોમાંનો મુખ્ય ભેદ-તફાવતજ આ છે. પર-દેશી બળવા સંપ્રદાય આમવર્ગમાં જ ખાસ ફેલાયલો-મુખ્યત્વે શ્રમજીવીઓ જ એમાં જોડાયલા. 'વિપ્લવ' શબ્દનો અર્થ તેઓજ સમજી શકયા—સમાજમાં એવું પરિવર્તન કરવું જોઇએ કે સમા-જની દુર્દશા કરનારાં જે કંઈ મૂળ કારણુ હોય તેજ બધાં નાશ પામે એનું નામ વિપ્લવ, એનું નામ ક્રાન્તિ. સૌ માનવીઓને સામાજિક અને આર્થિક દૃષ્ટિએ એક સરખી પાયરી પર લાવી મૂકાય-એનું નામ વિપ્લવ, એનું નામ ક્રાન્તિ.

યુરોપ કેમ ધણધણ્યું ?

કેમકે અત્યારની ઉંચી નીચી સ્થિતિ-સામ્યનો અભાવ એજ માનવીના દુ:ખ દર્દનું કારણુ છે. અલબત્ત, ઇટાલીમાં વિપ્લવ થયો ત્યારે આ જાતનું સામ્ય સ્થપાયું નહોતું. વાત સાચી છે. પરંતુ તેટલાજ કારણુસર હજુ ઇટાલીમાં બળવા પ્રવૃત્તિ ચાલ્યાજ કરે છે. એ વાત પણુ સાચી છે કે ત્યારથી તે આજ સુધી-હજુ ત્યાં મેઝીનીના સિદ્ધાંતો પણુ બરાબર અમલમાં નથી આવ્યા. અલબત્ત મેઝીનીનો 'વાદ' કંઈ કાર્લમાકર્સનો સમાજવાદ નથી; પણુ સાથે સાથે તે બુર્ઝ્વાઓના સ્વાર્થની રક્ષા કરનારો 'વાદ' પણુ નથી; ઇટાલીનો વિપ્લવ સામાજિક વિપ્લવ નહોતો; તોયે મેઝીનીએ તો મજુરોમાં ખૂબજ કામ કરેલું. તે પછી ઓગણીસમી સદીના વચગા-ળામાં યુરોપ ક્રાન્તિના જે ધરતીકંપોથી ધણધણી ઉઠયું હતું તે બુર્ઝ્વા ડેમોક્રેટો-પ્રજાતંત્રવાદી તવંગરોયેજ નીપજાવેલા ને તેથી સા-માજિક સ્થિતિમાં પરિવર્તન નહોતું થયું. પણુ જમીનદારશાહી પર નો મોટો ઘા થયો હતો. અને ફ્રેન્ચ ક્રાન્તિ વડે સમાજ બંધારણુ અડધોઅડધ તો ઉલટપાલટ થઇ ગયું હતું તે હાલની રૂશિયાની

ક્રાન્તિએ પૂરેપૂરૂં કરી નાંખ્યું છે.

## જમે બાજુ કંઈ નહિ !

આ હિસાબે-આની સરખામણીએ આપણા બળવાવાદે કયો નવો આદર્શ કે કઇ નવી વિચારસરણી આમવર્ગમાં પ્રગટાવી છે? જમે બાજુ પર લખવા જેવું મને તો કંઇજ જડતું નથી. હિંદના બળવાવાદીઓ સામાજિક કે અર્થશાસ્ત્રને લગતી કોઇ નવી ફીલસુફી પ્રજાને આપી નથી શકયા. બધું કામકાજ પાયા વિનાનું હતું ને તેથી તે ધૂમાડાના બાચકા સમ ન નીવડયું. તો પણ એટલી વાત કહેવી જોઇએ કે ઠામઠામ જ્યાં બળવાવાદી જુવાનોએ સમાજસેવાનું કામકાજ ઉપાડેલું અને જ્યાં ગુપ્ત સમિતિની શાખાઓ સ્થપાઇ હતી ત્યાંના જુવાનોમાં નૈતિક આદર્શ વિકાશ પામ્યો હતો એ ખરૂં.

## તરેહવાર ગપ્પાં !

૧૯૦૨ થી ૧૯૦૪-૫ ઇસ્વી સુધી કલકત્તાજ ગુપ્ત સમિતિનું મુખ્ય મથક હતું. સભ્યો અવારનવાર પ્રચારકામ માટે બહાર ફરતા. એક વાર તો કેટલાક ભગવાં પહેરીને પણ બહાર નીકળેલા. જુદે જુદે સ્થળે પ્રચારકામ કરવું, લોકોને પોતાના મતમાં સામેલ કરવા, અખાડો સ્થાપવો અને એક છૂપી કાર્યવાહક કમિટી સ્થાપવી આટલાં કામ પ્રચારકો કરતા. સ્વદેશી ચળવળના વખતમાં પૂર્વ અને ઉત્તર બંગાળાના દરેક શહેરમાં સમિતિની શાખાઓ સ્થાપન થઇ હતી. પશ્ચિમ બંગાળ બધી બાબતમાં હંમેશ પાછળજ રહેછે-રહ્યું છે. પછી યુગાંતર છાપું બહાર પડતાં લોકોમાં જાતજાતના અજબ તરેહનાં ગપ્પાંસપ્પાં ફેલાવા લાગ્યાં બજારમાં વાતો થવા લાગી. લોકો અમને, રવિબાબુની 'સ્વદેશી સમાજ' ની ચળવળને અને ઉદ્દામ પંથ ( એક્ષ્ટ્રીમીસ્ટો )-સૌને એકના એક ધારતા અને એ ગોટાળા-

માંથી જાત જાતની વાતો ઉત્પન્ન થતી. એક દાખલો આપીશ.

## એક કિસ્સો

એક વાર એક ખાનદાન માણસ અમારી ઓફીસે આવ્યા ને એકાંત મુલાકાત માંગી. પછી કહે: જો તમે સ્વજાતિ બન્ધુ તરીકે મારા પર વિશ્વાસ રાખી શકો તો મને એક વાત કહો. હું તે જાણવા ઇચ્છું છું. આખા બંગાળમાં પ્રસરેલી એક મોટી બળવા સમિતિ સ્થપાઇ અને તેના ૧૬ પ્રચારકો રાત દહાડો દેશભરમાં ઘૂમે છે અને સુબોધ મલ્લિક આ સમિતિનો ખજાનચી છે–આ વાત સાચી છે ?

## ઉપાધ્યાય અને હું !

આવું આવું ઘણું બનતું બીજીયે ઘણી વાતો સાંભળી છે. ઇ૦સ ૧૯૦૭ માં મારા સ્વ૦ પૂજ્ય મિત્ર બેરીસ્ટર ચન્દ્રશેખર સેન કલકત્તે આવેલા ને મારી સાથે મેળાપ થતાં મને કહે: દીનેન્દ્ર રાયે મને જણાવ્યું છે કે પેલો બ્રહ્મબાંધવ ઉપાધ્યાય જેસ્યુઇટ (ખ્રિસ્તી) થઇ ગયો છે અને આ નાદાન છોકરાઓ તેના નચાવ્યા નાચે છે.–આનો અર્થ લોકો સારી પેઠે સમજી શકશે. ઉપાધ્યાયજીને હું સારી પેઠે ઓળખતો હતો–અમારો સંબંધ બહુ ગાઢો હતો–તેથી આ વાત પર મેં મ્હોં મચકોડયું નહિ. વળી એ વાત પણ સાચી કે હું તો ઉપાધ્યાયનો નચાવ્યો કદિ નાચ્યોજ નથી. ઘણા કારણે મારે તો તેમની સાથે ઘણી પહેલાની ઓળખાણ હતી. પહેલાં એ તો બળવાવાદી નહોતા–કે એવા વિચારો પણ પ્રગટ નહેતા કરતા. સંધ્યા છાપું નીકળ્યું તે પૂર્વે લાંબા કાળ પહેલાં અમે એક બળવાવાદી પત્રિકા–છાપું બહાર પાડવાની ખટપટ કરી રહ્યા હતા. પરંતુ હું આગળ કહી ગયો તેમ આગેવાનો એ વાતમાં સંમત નહેતા તેથી અમારો વિચાર પાર નહોતો પડયો. પછી અમારૂં

યુગાંતર છાપું નીકળ્યા કેડે ઘણા વખત પછી રાજદ્વારી ચર્ચાને અંગે મારો તેમની સાથે ઘણો વધારે સંબંધ બંધાયો અને છેવટે તેઓ પોતે પણ બળવાવાદી બન્યા. તેથી એક વાર તેમના 'સંધ્યા' છાપખાનામાં પણ છાની છૂપી રીતે એક વાર અમે 'સોનાર બાંગલા' નો ઇંગ્રેજી મેનીફેસ્ટો છપાવી લીધેલો. તેમને આ વિશાળ બંગવ્યાપી ગુપ્ત સમિતિની માહિતી નહોતી, તેથી એક વાર તેઓ અને મારો એક બીજો લંગોટીયો દોસ્ત બંને જણાએ આવીને મને કહેલું :ભૂપેન, તું માથે લે તો તારા મદાર પર 'અમારો એક છૂપી બળવા સમિતિ સ્થાપવા વિચાર છે. એટલું કહેવું જોઇયે કે તે વેળા ત્યાં આગળ ઘણાક અમારા બળવાવાદી જુવાનો પણ હાજર હતા.

### નેતા ન મળે

આ વાત અહિં રજૂ કરવાનું ખાસ કારણ તો એ છે કે તે વેળા લોકો કોંગ્રેસ-વિરોધીઓને બધાને એકના એકજ ગણતા. આગળ પાછળનો બધો વિચાર કરી શકતા-સાચી દૃષ્ટિવાળા હતા તેઓજ માત્ર આ ભેદ પાડી શકતા. દાખલા તરીકે ઉત્તર બંગાળાનો એક જાણીતો અને નામીચો વકીલ-એજ મોભ્ભા પર તે વળી મોટો આગેવાન પણ થઈ પડેલો-મહાસભાને પ્રસંગે કલકત્તા આવેલો; તે વેળા તે ખરો ભેદ સમજ્યો અને બોલેલો: દૂરથી જોતાં જે એકના એક તંબુ જેવુંજ લાગેછે, તે પાસેથી જોઇએ તો જુદા જુદા તંબુ તરીકે પરખાઈ આવે છે. આથી અમને ઘણીવાર ભારે મુશ્કેલી નડતી. કેમકે સાધારણ જનસમુદાય આગળ ખડો કરી શકીએ એવો એકે નામીચો માણસ તે વેળા કલકત્તામાં અમારી પાસે નહોતો. જે બેરીસ્ટર સાહેબો અમારા મંડળની પટેલાઈ કરતા તેમાંના કોઇપણ તે વેળા એવા ખાસ નામીચા નહોતા; વળી તેમાંના કોઈ કોઈ તો પાછા "રકતહીન વિપ્લવ"-અહિંસક ક્રાન્તિની વાતો કરતા અને જરા વધારે ગરમાગરમ હતા તેઓ પટેલાઇ કરતા-ઉપરીપણું બજા-

વતા. અહિં હું બળવા સમિતિ અને ઉદ્દામ મતવાદીઓ—એક્ષ્ટ્રીમીસ્ટો-એ બંનેનો સંબંધ સમજાવી દઉં તો ઠીક.

## ‘ ઉદ્દામ પક્ષ ’ એટલે શું ?

તે વેળા કોંગ્રેસના મોડરેટીયાઓ ઉર્ફે ભિક્ષાવાદીઓની વિરૂદ્ધ હોય તેટલા બધા, બળવાવાદીઓ સુદ્ધાં એક્ષ્ટ્રીમીસ્ટો ગણાતા. તે વેળા ‘ બળવાવાદી ’ શબ્દનો અર્થ ‘ માત્ર જુવાનીઆઓ ’ એવો ન થતો—કલકત્તા બહારના મોટા ભાગના ઉદ્દામમતવાદીઓ બળવા સમિતિના સભ્ય હતા. અથવા કાંઇ નહિ તો તેના પ્રત્યે લાગણી તો ધરાવતાજ. બળવાપંથના બહારના ખોળીયા તરીકે ઉદ્દામપંથ રાખી કામ કરવાનો તે વેળા યત્ન થતો હતો-અલબત્ત, તે જાહેર રીતે થતો હતો એમ નથી કહી શકતો. ઉદ્દામપંથની અંદર ને અંદર રહીનેજ બળવાવાદીઓ પોતાનું મંડળ ઝમાવવાની તજવીજ કર્યાં કરતા. સાધારણ પ્રજા સન્મુખ ખુલ્લી રીતે સ્વતંત્રતાનો આદર્શ રજુ કરવા માટે એક જાહેર સંસ્થાની જરૂર તો હોયજ. તેથી બળવાવાદીઓ એક્ષ્ટ્રીમીસ્ટ સંપ્રદાયને પોતાનું પીઠબળ આપતા. તોયે બંગાળામાં આ હેતુ પાર પડેલોજ એમ હું નથી કહી શકતો. મેં સાંભળ્યું છે કે બીજા પ્રદેશમાં ઘણે ઠેકાણે રાજદ્વારી ઉદ્દામપંથે બળવા પંથના બહારના ખોળીયા રૂપે કામ કર્યું છે. ને તેથી ત્યાં આગળ બળવા સંપ્રદાયની લગામ કેવળ તરૂણ ઉમ્મરના જુવાનિયાઓનાજ હાથમાં રહેલી નહિ; સાથે સાથે વળી એ પણ ખરૂં કે એજ કારણે બીજા પ્રદેશોમાંનો બળવા સંપ્રદાય સારી પેઠે ઝામી શકયો નહિ, પોત ખિલવી શકયો નહિ

## શોરબકોરથી સ્વરાજ !

મારૂં સમજવું એવું છે કે કમનશીબે બંગાળમાં આ બેય પંથોએ ભેગા મળીને કામ ન કર્યું તેથી સ્વતંત્રતાની

લડતને ભારે હાનિ પહોંચી છે. શરૂ શરૂમાં તો બંગાળામાં ભાષણો ઝાપટવાનો અને ઘોંઘાટ મચાવવાનો ધંધો કરનારા કેટલાક મુત્સદ્દીઓજ એક્ષ્ટ્રીમીસ્ટ સંપ્રદાય— ઉદ્દામ સંપ્રદાયના આગેવાનો થઈ પડેલા. જેવા આહાર તેવા ઓડકાર. તેમાં પોતાને સંસ્કાર બળે તેઓ માનતા કે ધાંધલ મચાવવાથી ને બૂમાટા પાડવાથી જ કામ પાર પડશે. તેમનામાંના કેટલાક બળવાપંથની પણ અવારનવાર સંભાળ રાખતા ખરા, પણ એકંદરે તો તે પ્રવૃત્તિને નજીવીજ લેખતા. તેઓ કદાચ એવું સમજતા હશે કે પોતાની શોરબકોરથી ગભરાઇને ઈંગ્રેજો તેમને સ્વરાજ—આટોનૉમી—હોમરૂલ ભેટ આપી દેશે. મોડરેટો-નરમવિચારનાઓ સાથે ટંટો મચાવવાથી વિશેષ રાજકારણના વિષયમાં તેમની પહોંચ નહોતી, ને તે વધે એવું પણ નહોતું. આ બળવાવાળા છાનું છૂપું કરી કરીને તે વળી કેટલુંક કામ કરશે ? આખા દેશભરમાં વ્યાપી જાય એવી પ્રવૃત્તિ માટે તે કોણ પૈસા આપવાનું છે, ને કેટલાક આપશે ?

## મેકડોનલ્ડનું મહેણું !

સ્વતંત્રતાની પ્રવૃત્તિમાં સમસ્ત આમવર્ગને રસ લેતો કરવાનું કામ તે વેળા સંભવિત તો નહોતું જ. બહુ તો નરમ નરમ વાતો કરીએ ત્યારે લોકો સહાનુભૂતિ દર્શાવે. પણ આ નેતાગીરીનો ધંધો કરનારા તે વળી પાકું સંગઠન કરીને કામ કરે એ બને તેવુંજ નહોતું. કેમકે બડેખાં થઇ પડેલા આ વકીલો ધંધાદારી વક્તાઓને મન એ ધંધો વધારવાની ઉત્તમ તક શિવાય બીજું કશું નહોતું. હજુયે તેઓ નથી સમજતા કે આમવર્ગને લગતી કોઇ પણ પ્રવૃત્તિની પાછળ સુસંગઠિત ભારે ઝામેલી શક્તિ ન હોય તો તે સફળ થવી સંભવિત નથી. એ તો ભાષણ વડેજ દેશનો ઉદ્ધાર કરી નાંખવા ઇચ્છે છે. આટલાજ કારણસર બંગાળામાં હજુ સુધી કોઇ જોઇયે તેવો, સમર્થ રાષ્ટ્રીય નેતા નથી પાક્યો.

આથીજ રામસે મેકડોનલ્ડે મહેણું માર્યું છે કે: જો બંગાળાને આગેવાની કરતાં બરાબર આવડતું હોત તો હિંદનો રાજકીય ઇતિહાસ જોતજોતાંમાં પલટાઇ જાત !

## બળવો કેમ-પડી ભાંગ્યો ?

આ વાજ કારણોને લીધે બળવાવાદીઓએ એક્ષ્ટ્રીમીસ્ટ વર્ગમાંથી સરકી જવા માંડયું અને પછી પોતાનું કાર્ય તેઓ સંપૂર્ણ રૂપે જુદુંજ કરવા લાગ્યા. હું તો દેશમાં હતો ત્યારનો જ આ વાત સમજતો હતો ને મને આ વકતૃતાવાગીશ્વરો ભાષણીયા ભડવીરો પર જરા વિશ્વાસ નહોતો. કેમકે એમની પાસે શોરબકોર શિવાય બીજો કંઇ રચનાત્મક કાર્યક્રમ નહેતો. ઉલટું, ઘણીકવાર મુસ્કેલીના ગાળામાં અમને મોડરેટો-વિનીતો તરફથી જ ઠીક મદદ મળી છે. આવી ફાટફુટનું ઝેરી ફળ તો એ નીપજ્યું કે કોઇ વેધકદષ્ટિવાળા સુપ્રસિદ્ધ નેતાને અભાવે બળવાવાદીઓ આમવર્ગના હૃદયમાં પોતાને માટે મમતા ઉપજાવી ન શકયા. પછી પોતાનામાંથીજ તેઓ કોઇ એવી વ્યક્તિ ન નીપજાવી શકયા, જેને પ્રજાસમસ્ત સમક્ષ રજુ કરી તેઓ દેશનું ધ્યાન પોતાના તરફ આકર્ષે. આટલાજ કારણસર તેઓ એનારકીસ્ટને નામે ઓળખાવા લાગ્યા અને તેમનું કામ છાનુંછૂપુંજ રહી, જનસમુદાય કે પ્રજાસમસ્તના ચિત્ત ઉપર પ્રભાવ ન પાડી શકયું. ને છેવટે એ ગુપ્ત સમિતિ જાહેરમાં પ્રજાની કંઈક સહાનુભૂતિ કે મદદ ન મળતાં છેવટે એવી નબળી ને નાપાયાદાર થઈ પડી કે ઇસ્વી૦ ૧૯૧૬માં તો કશું ન કરવાને કારણે તે વિલય પામી. ટુંકમાં, બંગાળાના બળવાપંથનું મોટું કમનસીબજ એ હતું કે એને પ્રજાવર્ગને પરિચિત અને પ્રજાપ્રેમ સંપાદન કરી શકયો હોય એવો આગેવાન ન મળ્યો. શ્રીયુત અરવિંદ ઘોષ જેમણે તો ઘણા લાંબા વખતથી બંગાળા તજી દીધું છે તેની વાત હું અહિં નથી કરતો.

હિંદુસ્તાન જેવા ચૂસ્ત—જીર્ણ મતવાદી દેશમાં બળવાવાદની ખીલવણી તો ઝડપભેર થયેલી, પણ શરૂથીજ સરકાર તેને તોડી પાડતી હતી તેથી પણ કદાચ કોઇ વેધક દૃષ્ટિવાળો નેતા મળી આવે એવો અવકાશ રહ્યો ન હોય.

## યુરોપમાં શું બન્યું ?

યુરોપમાં એવી પ્રવૃત્તિ જુદી રીતેજ નીપજી છે. ત્યાં શરૂમાં કોઇક વિચારશીલ વ્યક્તિ નવી વિપ્લવ ફીલસુફી રચે અને પછીજ તેના ચેલાઓ, શિષ્યો અનુયાયીઓ એ ફીલસુફીને વર્તનમાં ઉતારે-તેને સક્રિય કરવામાં ઝંપલાવે—એવું બન્યું છે. દાખલા તરીકે ફ્રાન્સમાં એન્સાઇક્લોપીડીસ્ટો અને રૂસો; જર્મનીમાં કાર્લ માકર્સ રૂશિયામાં બાકુનીન, ક્રોપોટકીન પ્લેખાનોફ વગેરે. વળી ઇટાલીમાં આગળના વિપ્લવવાદીઓની પ્રવૃત્તિ ઝામવા આવી તે અરસામાં મેઝીની પ્રગટયો અને તેણે પોતે પોતાની ફીલસુફી રચી પ્રજા સમક્ષ રજુ કરી-અને તે ફીલસુફીને તેના શિષ્યોએ સજીવ કરવા પ્રયાસ કર્યો. બીજી બાજુ આપણું દૃષ્ટિબિન્દુ તો બધુંયે પરદેશથીજ આમદાની કરેલું; અને તે કલ્પનાવશ બંગાળીના હાથમાં આવ્યું એટલે ટપ દઇને બીજે રસ્તે ઉતરી પડયું. દેશની સામાજીક અને આર્થિક અવદશા સાથે જાણે આપણા વિપ્લવવાદીઓને લેવાદેવાજ નહોય ! આપણું નેશનાલીઝમ પણ પરદેશથીજ આણેલું ને આપણું ટેરરીઝમ પણ તેવુંજ ભાડુતી. તેથીજ બળવાપંથ સામાન્ય પ્રજાથી કેવળ વિમુખ હતો.

## પેલો નરેન્દ્ર ગોસ્વામી !

અમારૂં બળવા કાર્ય પૂર્ણતેજ ચાલવા લાગ્યું ત્યારે કેટલાક એવા માણસો અમારા મંડળમાં દાખલ થયા, જેમણે પોતાની પ્રવૃત્તિથી માત્ર બંગાળનાજ નહિ પણ હિંદ આખાના વિ-

પ્લવ-ઇતિહાસ પર કાયમી કાળી ટીલી આણી. એમાંનો એક પેલો નરેન્દ્રનાથ ગોસ્વામી-નરેન ગોસાંઈ! મને યાદ છે તે મુજબ ઇસ્વી૦ ૧૯૦૬ના ઉનાળામાં ગોસાંઈ એકવાર મારી કને આવેલો. એક દહાડો સાંજે મારે ઘેર આવીને તેણે પશ્ચિમ બંગાળાના કોઈ એક આગેવાનનો કાગળ મારા હાથમાં મૂકયો. તેમાં એવું લખેલું કે: આ ભાઇને મેં મંત્રદીક્ષા આપી આપણા મંડળમાં લીધેલો છે, પણ એને તો બધીજ છાની વાતો જાણવાની પણ ઇચ્છા છે; તેથી શું કરવું, એ મને સમજાતું નથી ને તેથી એને તમારી પાસે મોકલ્યો છે, ગોસાંઇની સાથે વાતચીત થતાંજ મને માલમ પડયું કે મૂળેજ કાચું કપાયું છે. થોડા દિવસની જૂજજાજ ઓળખાણ પરથીજ તેને મંડળમાં દાખલ કરી દીધો એ ઠીક થયું નથી. વાત એ હતી, કે અમારા ગામડાના કાર્યકર્ત્તાઓ આ બધી તજવીજમાં જોઇએ તેવા પાકા નહોતા, જ્યાં ત્યાંથી સંખ્યા કેમ વધારવી એજ પ્રયાસ બધાય કર્યા કરતા. તેમ પૈસાદાર કુટુંબના છોકરાઓને મંડળમાં જોડી લેવાનો લોભ તો અહિં (કલકત્તામાં) ય નહોતો એમ ન કહી શકાય-મારે એ કબુલવુંજ જોઇએ. ગોંસાઈ કહે: હું તો યુગાંતર ઓફીસે જઈ આવ્યો; પણ ત્યાં તમે ન મળ્યા તેથી અહિં ઘેર આવ્યો. વાતવાતમાં તે એવુ પણ બોલી ગયો કે હું લશ્કરી શિક્ષણ લેવા માટે અમેરિકા જવા તૈયાર છું; પણ સ્વદેશી ચળવળમાં હું જોડાયો તેથી મારા બાપુજી સાથે હવે મને બનતું નથી, વગેરે. બધું સાંભળ્યા કેડે મેં કહ્યું કે તમે કાલે પાછા આવજો, એટલે હું અમારામાંના બીજા કોઇકની સાથે તમારી પિછાન કરાવી આપીશ.

<u>હડહડતું જુઠાણું!</u>

પછી હું તરત યુગાંતર ઓફીસે ગયો. ત્યાં અવિનાશ કહે: એક માણસ તારી ખોળમાં આવેલો; પણ તેને પોલીસનો

જાસુસ માનીને અમે તો ભગાડી મૂકયો છે !

હાય ! આ વાતને પહેલેથી જ સાચી માની લીધી હોત તો કેવું સારૂં ! મેં હસીને કહ્યું, કે એ તો * * * નો કાગળ લઇને કામસરજ આવેલો; શંકા રાખવાનું કંઈ કારણ નથી.

બીજે દિવસે મેં ગોસાંઈ સાથે બારીન્દ્રની મુલાકાત કરાવી–મારેજ ઘેર. અલિપુરના કેસ વખતે જુબાની આપતા ગોસાંઇએ કહેલું કે: "બારીન્દ્ર સાથે મને ઓળખાણ કરાવનાર અરવિંદ ઘોષ"—આ કેવળ હડહડતું જુઠાણું હતું. ઠીક. આ વેળા તો એણે અમારી સાથે અમેરિકા જવા સંબંધે વાતચીત ચર્ચા કરીને છેવટે કહ્યું કે: મને આંખે બરાબર સૂઝતું નથી; યુદ્ધવિદ્યા શીખવા-નું પણ મારાથી નહિ બને, એટલે હું અમેરિકા નથી જવાનો. પહેલે દિવસે તો અમેરિકા જઇ યુદ્ધકળા શીખવાને માટે તેની આ-તુરતા માતી નહોતી અને બીજેજ દહાડે એ ઇચ્છા ઉડી ગઈ? તે પછી, મને સાંભરે છે ત્યાં સુધી—ઘણું કરી બે દહાડા બાદ એ અમારી ઓફીસે આવી બારીન્દ્રની સાથે કંઇ ધુસપુસ કરી ગયો. એટલે બારીન્દ્રે મને કહ્યું: જો ભૂપેન, ગોસાંઇને તેના બાપ સાથે તકરાર થઇ છે.—આ સ્વદેશી ચળવળની ખટપટને અંગે; એટલે એ હવે એના બાપને ઘેર રહેવા ઇચ્છતો નથી; અહિં આપણી ઓફીસમાં રહેવા માંગે છે; તો બોલ, તારો શો વિચાર ? અહિં રહેશે આપણા હાથ પર ઠીક રહેશે, વગેરે.

## પસ્તાયેલો પાપી

મેં એ વાતમાં હકાર પૂર્યાથી ગોસાંઈ મહાશયે ઓફીસમાં આવી ધામા નાંખ્યા. એની સાથે મારે કદિ પણ ઘણા-ઘણી તો થઇજ નહોતી. કેમકે કલકત્તામાં તેની છોકરવાદ ચાલચ-લગત જોઇ હું તેનાથી ખૂબજ દુર રહેતો. બાકી બારીન્દ્ર તેની સાથે ખૂબ હળી ગયેલો. તેથી ઘણું કરીને બારીન્દ્રને તેણે પોતાની

બધી હકીકત કહેલી ને જણાવેલું કેઃ મેં સારી પેઠે મૂરખાઈ કરેલી. ખરાબ ટેવોમાં ફસાયો હતો ને તેથી મારા બાપાજીએ મને તદ્દન કાઢી મૂકવાની ને બકાત કરવાની પેરવી કરી હતી. પણ હવે તો હું તદ્દન સુધરી ગયો છું. બધા શોખવૈભવ ભોગવી હવે હું નિવૃત્તિ પંથે વળ્યો છું ને મારા આગલા જીવન માટે મને ખૂબ પસ્તાવો થાય છે. હવે પછીનું બધું જીવન હું સ્વદેશના કાર્યમાં જ ગાળવા ઈચ્છું છું.

આવા ચારિત્ર્યવાળા-બગડેલા—માણુસને અમારા મંડળમાં દાખલ કરવાનો દાખલો સૌથી પહેલો તો આજ. પણ સાથે એ બધી 'વીતી ગયેલી' વાત હતી તેથીજ તે માફ ગણી અમે એને લીધેલો. ને એણે પોતાની આગલી ચાલચલગત બિલ્કુલજ છોડી દીધી હતી. તેથીજ અમે એને 'Frodigal Son' (ઉડાઉ દીકરો; બાઇબલ વાળી વાત) લેખે સત્પંથે ચઢવાની તક આપી હતી.

'પહેલેથીજ જાસુસ'

ગોસાંઇએ મને ચોક્કસ કહ્યું હતું કેઃ પશ્ચિમ બંગાળાનો એક સ્ટેચ્યુટરી સિવિલિયન—સનદી નોકર મારો દોસ્ત છે. પછી જ્યારે એણે—ગોસાંઇએ વિશ્વાસઘાત કર્યો ત્યારે આ વાતના ભણકારા મારા કાનમાં ખૂબ વાગતા, અને ત્યારથી આજ સુધી મારા મનમાં સવાલ થયાજ કરે છે કે એના વિશ્વાસઘાત અને એની પેલી 'દોસ્તી' વચ્ચે કંઈક રહસ્યમય સંબંધ ખરો કે નહિ? સામાન્ય રીતે લોકો તો એમ માને છે કે ફાંસી અથવા જેલના દુઃખની બ્હીકથી એ ફરી બેઠો—એણે દ્રોહ કર્યો પણ આ વાત હું નથી કબુલી શકતો. જેમ જેમ વખત જાય છે તેમ તેમ મને વધારે ને વધારે એમ લાગતું જાય છે કે એ પહેલે થીજ અમારે ત્યાં દાખલ થયેલો તે પોલીસખાતાના જાસુસ તરીકેજ. જેઓ એની સાથે અલિપુરની જેલમાં હતા તેઓ મારા આ

અભિપ્રાયમાં સંમત નથી. મારો પોતાનોજ—મારો એકલાનોજ આ મત છે. અલબત્ત, એ સંબંધે કોઇ પણ જાતનો લેખી પુરાવો હું બતાવી શકું તેમ નથી. મારી માન્યતા તો કેવળ સંજોગી પુરાવા પર છે–Circumstancial Evidence પર છે.

## એના ઢોંગસોંગ !

એ અમારા મંડળમાં પેઠો ત્યારથીજ સૌની સાથે ખૂબ દોસ્તી કરવા ઇચ્છતો હતો. પહેલાં એણે અમેરીકા જઇ યુદ્ધકળા શીખવાનું બહાનું રજુ કર્યું. બીજે દહાડે વળી તે બહાનું એણે ઉડાવી જ દીધું. તે પછી અચાનક અમારી ઓફીસમાં ધામા નાંખ્યાં અને 'ભવાની મન્દિર' સ્થાપવા માટે ફાળો ઉઘરાવવાને બહાને સમિતિના તવંગર સભ્યોને ઘેર આવજા કરવા લાગ્યો—તેમની સાથે હળવા મળવા લાગ્યો. એટલે તેની મૂળ મતલબ જ સૌની પિછાન કરી લેવાની અને છાની ખબરો જાણી લેવાની હતી. પછી એણે વળી નવુંજ તૂત કાઢ્યું. બારીન્દ્રની સાથે ઘુસપુસ કરીને એણે ધાડો પાડવાના તડાકા લગાવ્યા. અમારા મંડળમાં તો ઘણાક માણસો હતા પરંતુ બારીન્દ્ર શિવાય બીજા કોઈની સાથે તેને ખૂબ દોસ્તી તો નહોતી જ જામી. પછી વળી તેને દેવઘર તથા વૃંદાવન જઇને સાધુવેશમાં બળવાવાદનો પ્રચાર કરવાનો શોખ થઇ આવ્યો. દેવઘર જઇને પૂર્વબંગાળાના કોઇક પ્રખ્યાત ને પૈસાવાળા જમીનદાર પાસે જઇ તેણે ખુલ્લી રીતે આ જાતની મૂરખાઇ (બળવાનો પ્રચાર કરવાની) બતાવી હતી એ જમીનદારે પાછળથી અમને કહેલું: કે ચેતવું હોય તો ચેતજો. હું તો મારે તમને ચેતાવું છું, મને આ માણસ પર ખૂબ વહેમ જાય છે. છેલ્લે છેલ્લે તે કોઈની સાથે ભળતો નહોતો. વૃન્દાવનથી પાછા ફર્યાં પછી તે અમારી ઓફીસે રહેતો નહોતો, ઘણું કરી પોતાને ઘેર રહેતો; પણ બારીન્દ્ર પાસે વારંવાર આવી ધાડ પાડવાને લગતી વાટાઘાટ કર્યા

ફેરતો. ગુપ્ત સમિતિના બધા સભ્યો સાથે તો તેને વાતચીત કે દોસ્તી થઈ નહોતી, ફક્ત 'યુગાંતર'ની સાથે જેટલા માણસોને સંબંધ હતો તેટલાજ સાથેજ એને સારી ઓળખાણ થયેલી. આથી તે બધાને પકડાવી શકયો નહિ. તોયે અમે એને અમારા મંડળમાં દાખલ કરેલો ને એની ઉપર વિશ્વાસ પણ રાખેલો, એટલે કોઇને એના પર અણભરોસો નહોતો. છેવટે દેવઘરમાં ગોસાંઇ કુળનાજ કોઈક માણસે બારીન્દ્રને અને મને કહેલું કેઃ આ માણસનો વિશ્વાસ ન કરશો.

વિધિના લેખ કોણ મિથ્યા કરી શકે છે? આ સારી શીખામણને તે વેળા અમે હસી કાઢી હતી!

## "મારામાં મરવાની હિંમત નથી"

જ્યારે ભાગલપુર જેલમાં મેં સાંભળ્યું કે ગોસાંઈ દ્રોહ કરીને સરકારી સાક્ષી થઈ બેઠો છે ત્યારે મારી અજાયબીનો પાર રહ્યો નહિ. પણ પાછી એની પેલી સનદી નોકર સાથેની દોસ્તી યાદ આવી. તે વેળા શક ઉપજ્યો કે એ સિવિલિયન દોસ્તની સૂચનાથીજ તો એ અમારામાં પેંઠો ન હોય! અમારા જે મથકમાં એ સૌથી પહેલો દાખલ થયેલો ત્યાં તો પોલીસે ખુબજ ધમાલ મચાવેલી. બનતાં સુધી તો પેલા એના સનદી દોસ્તેજ એને કહ્યું હશે કે આમાં પેંસીને એનો ભેદ ખોળી લાવજે. એ મથકનો આગેવાન કાચો માણસ. જમીનદારનો દીકરો જોઇને તેણે નરેન્દ્રને ઝટપટ દાખલ કરી દીધો અને મારી પાસે કલકત્તે મોકલ્યો. તે પછી એ એક પછી એક નવા નવા માણસો સાથે ઓળખાણ બાંધી વાતો કરતો જ્યાં ત્યાંથી એ તો અમારી ગુપ્તસમિતિના બડેખાંઓને મળવાની અને છાની વાતો જાણવાની પેરવીજ કરતો. તે પેંઠેલો, ત્યારે તેના મનમાં હશે કે ઠીક છે. થોડીઘણી વાતો ખોળી કાઢીશું, પણ છેવટે એણે જોયું, કે આ તો મામલો ઘણો વિકટ છે, ઉપરાંત મેં સાંભળ્યું છે કે તેને પકડયો તે વેળા પોલીસે બીજા કેદીઓ

કરતાં જૂદીજ જાતનું વર્તન તેની સાથે ચલાવેલું. એથીજ લાગે છે કે છાનાં રહસ્યો જાણવા માટેજ તે અમારામાં પેઠેલો. વળી એના ઈનામની વાત–તે તો લોકોને ખબર પડેજ ક્યાંથી? મેં પાછળથી સાંભળેલું કે જ્યારે અલિપુર જેલમાં જાહેર થયું કે ગોસાંઇ સરકારી સાક્ષી થઈ જવાનો છે ત્યારે એને સમજાવી લેવાની ખુબ ખટપટ થઇ હતી; પણ તેણે એવો જવાબ દીધેલો કે મારામાં મરવાની-ફાંસીએ ચઢવાની હિમ્મત નથી. હું તો માનું છું કે એ બધો ડોળજ. જે માણસને આટલો બધો ઉત્સાહ હતો, તે આમ જરા પણ કચવાયા વિના કે અંતરમાં વેદના અનુભવ્યા વિના વિશ્વાસઘાત કરે એવો દાખલો બળવા પ્રવૃત્તિના ઇતિહાસમાં ક્યાંએ નહિ જડે. બંગાળમાંથી પણ નહિજ જડે. જેમણે વિશ્વાસઘાત કર્યો છે તેમણે માત્ર ભયથીજ નહિ, પણ પોતે ખૂબ દુઃખ અનુભવીનેજ દ્રોહ કર્યો છે.

## ‘ વિરલ કિસ્સો ’

ગોસાંઈનું ખૂન થયું* તેથી યુરોપના બળવાવાદીઓ ખુબ રાજી થયા હતા–તેમણે વાહવાહ પોકારેલી. પારીસના સોશિયાલિસ્ટ (હાલ કોમ્યુનીસ્ટ) પક્ષના મુખપત્ર ‘ હ્યુમેનાઇટે ’ લખ્યું હતું કે હિન્દના વિપ્લવીઓએ આ પ્રમાણે ખુદ શત્રુના કિલ્લામાં રહ્યાં રહ્યાં, ચોમેરથી રક્ષાયલા વિશ્વાસઘાતક સ્વજાતિદ્રોહીને સજા કરી છે. એવો કિસ્સો દુનિયાના વિપ્લવ-ઇતિહાસમાં પહેલવહેલો એજ. ગોસાંઈના ચરિત્ર પરથી બળવાવાદીઓના ચરિત્રની સમાલોચના કે આંકણી કદિ ન કરી શકાય. અહિં સ્પષ્ટપણે સમજાવવું ઘટે કે માત્ર બળવાના હિમાયતી અને બળવાવાદી વચ્ચે ઘણો તફાવત છે. ગોસાંઈ

---

* આની તમામ વિગત જાણુવા સારૂં વાંચો–ઓરબયુગનું બંગાળા (ગાંડીવ) કિંમત રૂપિયો એક. સત્તર વરસના બળવાવીર કનૈયાલાલ દત્તે—કાનાઈ દત્તે પિસ્તોલથી નરેન્દ્ર ગોસાંઇને જેલમા વિંધી નાંખ્યો હતો.

કેટલીક વખત બળવાવાદીમાં ભળ્યો હળ્યો હતો; પરંતુ બળવાવાદીઓનું સાચું સ્વરૂપ સમજવા માટે તેનું ચરિત્ર કદિ પણ ધોરણરૂપ ન ગણી શકાય.

## ઓરીસ્સામાં પ્રચાર

સ્વદેશીનો યુગ પૂરો થવા આવતાં એટલે કે ૧૯૦૬–૭ની સાલમાં અમારી સમિતિ બંગાળની બહાર પણ ફેલાવો-વિસ્તાર પામવા લાગી. બંગાળાનું બળવાભર્યું વાતાવરણ ઓઢીયા- ઓરીસ્સા તરફ વધારે પ્રમાણમાં ઉડી પડયું. સ્વ૦ દેવવ્રત બસુજીએ સૌથી પહેલું ઓરીસ્સામાં કામ શરૂ કરેલું તે પછી બારીન્દ્ર અને બીજાઓ ત્યાં ગયેલા અને હું પણ ત્યાં ત્રણ વાર તો જઇ આવેલો. ઓરીસ્સામાં ત્યાંના રહીશ પુષ્કળ બંગાળીઓ, ઓઢીયા જુવાનિયાઓ, માસ્તરો, વકીલો, લેખકો, દાક્તરો, જમીનદારો, મોટામોટા મઠના મહન્તો, અને મોટા ઓદ્ધાવાળા હુશિયાર માણસો અમારા મંડળમાં ભળેલા અથવા સહાનુભૂતિ બતાવતા. કટકની વ્યાયામ સમિતિ અમારી તેવી સમિતિઓમાં ખાસ એક મોટી સંસ્થા ગણાતી. એક વેળા તો કટક, પુરી, બાલેશ્વર વગેરે સ્થાનો અમારી સમિતિના કામકાજને લીધે સ્વદેશી હીલચાલ અને બળવાની પ્રવૃત્તિથી ખુબ ગાજી ઉઠેલાં. ઓરીસ્સામાં તો જે કંઈ સ્વદેશી ચળવળ થયેલી તે અમારામાંના માણસો મારફતેજ થયેલી. ઓઢીયાવાસીઓનો એ બાબતમાં એટલો બધો ઉત્સાહ અને ખંત જોઈ અમને ખરેખર અચંબો ઉપજેલો. પૂર્વ બંગાળા અને ઓઢીયા એ બેમાં અમારૂં કામ ચાલતું. એ વેળાજ ઓઢીયામાં 'માલિકા' નામના પંથની વાત મારા સાંભળવામાં આવી. એ એક જુનો વૈષ્ણવ સંપ્રદાય છે. સંબલપુરમાં કલ્કિ અવતાર પ્રગટ થશે એવી વાત એના શાસ્ત્રોમાં ગ્રંથોમાં લખેલી છે.

## લાલચમાં લપટાયા

ઓઢીયામાં મેં જોયું કે બંગાળાના આમવર્ગ કરતાં ત્યાંના આમવર્ગે સ્વતંત્રતાના ખ્યાલને ઝટ ઝીલી લીધો. ગમે તેમ પણ ઓઢીયામાં અમારૂં કામ સારો વિસ્તાર પામ્યું, પણ આખરે તો જણાયું કે એ પણ માત્ર દેખાવ પુરતું છે; કેમકે જ્યારે સરકારે ઓઢીયાવાસીઓ અને ત્યાંજ વસી ગયેલા બંગાળીઓને ડેપ્યુટી અને સબ ડેપ્યુટી જેવી પદવીઓ આપવા માંડી ત્યારે કેટલાક જુવાનિયાઓ જેઓ ખાસ સ્વતંત્રતાના પંથમાં ભળી 'પટેલાઈ' કરતા હતા તેમણે સરકારી ચાકરીઓ લઇ લીધી અને પંથ તજ્યો તથા પોતાનાં અભિપ્રાય પણ તજ્યા. પાકે અનુભવે મને આનું કારણ એમ સમજાય છે, કે વાયવ્ય બંગાળા અને ઓઢીયા મૂળ બંગાળા કરતાં વિચારસરણીના વિકાસની નજરે લગભગ પચાસ વરસ પાછળ છે. તે વેળા એ મુલકમાં ધર્મ અને જૂની સામાજિક રૂઢિઓનીજ ધમાલ ચાલતી. વૃદ્ધો રૂઢિવાદી હતા પણ જુવાનોનાં મન એવી રૂઢિમાં ઘેરાઇ ન રહ્યાં અને તેમણે સ્વદેશી ચળવળ દ્વારા સ્વતંત્રતાવાદના સૂર સાંભળ્યા-ઝીલ્યા, પરંતુ વિચારબળના સ્થાયીપણા ને દ્રઢતાના અભાવને લીધે એ ત્યાંનો બળવા પંથ મજબુત ન બન્યો. માત્ર ધાંધલ જેવોજ રહ્યો. ને જ્યારે મુખ્ય કામદારો ડેપ્યુટી સબ ડેપ્યુટીઓ થઈ પડયા ત્યારે પછી તેમના અનુયાયી જુવાનિયાઓ કરીયે શું શકે ? મુખ્ય કામદારોના આવા દ્રોહને લીધે છેવટે આખી પ્રવૃત્તિ જ પડી ભાંગી.

## તારક બ્રહ્મચારી

પણ વિપ્લવ પ્રવૃત્તિનાં મોજાં એથી એ બહાર ઉછળેલાં. દૂર દૂર દક્ખણમાં પણ અમારૂં કામ સારૂં જેવું ઝામેલું. ખ૦ સ૦ ૧૯૦૬ની સાલમાં અમારામાંના શ્રીયુત તારકનાથ દાસ દક્ખણમાંથી

સ્ટીમરમાં બેસી જાપાન ગયા. સ્ટીમરમાં તેઓ બેઠા તે વખતે તેમણે ત્યાંના કોઇક વકીલને ઘેર આશરો લીધેલો. આવા સહવાસને પરિણામે ત્યાં પણ જાત જાતની સ્વદેશી પ્રવૃત્તિઓ થવા લાગી. સ્વદેશી સ્ટીમ નેવીગેશન કંપની સ્થપાઇ. અખાડાઓ શરૂ થયા. આ બધી ચળવળના મુખ્ય આગેવાન સાથે કલકત્તામાં મારી મુલાકાત થતાં મેં તેને પૂછેલું કે આવું બધું કામ ઉપાડવાનો મૂળ ઉત્સાહ તમને કોણે આપેલો? તેણે જવાબ આપેલો કે જ્યારે તારક બ્રહ્મચારી (તારકનાથ દાસ આ નામથીજ જાપાન ગયેલા) અમારે ઘેર રહેતા હતા ત્યારે તેઓ રોજ પ્રભુ પ્રાર્થના કરતા કેઃ પ્રભુ, મારા સ્વદેશને ખાતર જાન કુરબાન કરવાની શક્તિ મને આપ. તેણે અમને કશું કહ્યું નહોતું. પણ એમની આ પ્રાર્થનાથીજ અમારા પર સચોટ અસર થઇ હતી. એ ભાગમાંની સ્વદેશી ચળવળ અને સ્વતંત્રતાની પ્રવૃત્તિ આ પ્રમાણે શરૂ થયેલી. એ કેવી રીતે ભાંગી ગઈ તે તો હિંદુસ્તાનના ભણેલા સૌ કોઈ જાણે છે.

<u>બિહાર</u>

આની સાથે સાથે પશ્ચિમ હિંદમાં પણ અમારી પ્રવૃત્તિ શરૂ કરવાની ખટપટ અમે લોકોએ કરેલી. સ્વદેશી આંદોલન શરૂ થતાં પહેલાં અમારામાંના કેટલાક જુવાનો જાદુઇ ફાનસ (મેજીક લેન્ટર્ન) લઇને બિહારમાં પ્રચાર કામ કરવા ગયેલા. ત્યાં બિહારની એક ભાંગી ગયેલી બળવા મંડળીના આગેવાન સાથે તેમની મુલાકાત ને ઓળખાણ પિછાન થયેલી. પછી વળી ભવાની મન્દિર સ્થાપવાને અંગે અમારામાંના કેટલાકનું બિહાર જવું થયું; તેથી બીજા પણ બાંકીપુરના કેટલાક લાગણીવાળા વકીલ, માસ્તર તથા જુવાન વિદ્યાર્થીઓ સાથે પિછાન થયેલી. તેઓ સ્વદેશ ચળવળ ચલાવતા તથા અમારા કામકાજ તરફ સહાનુભૂતિ દર્શાવતા. પછી ત્યાં બિહારમાં તો પૈસાવાળાની પણ થોડી સહાનુભૂતિ મળેલી.

પશ્ચિમ તરફ આ રીતે ફેલાવો થવા માંડયો અને પછી વાયવ્ય ભાગમાં (ઉત્તર પશ્ચિમ) તો અમારામાંના કેટલાક માસ્તરગીરી કરવા ગયેલા; તેમણે ત્યાં નાનાં નાનાં મથકો સ્થાપેલાં અને નિશાળીયાઓમાં સ્વતંત્રતાની લગનીનો પ્રચાર કરવા પ્રયાસ કરેલો. પણ એટલી વાત તો સારી કે હિન્દી અથવા હિન્દુસ્તાની બોલનારા લોકોમાં બળવાની ભાવના કશી ખાસ પ્રચાર ન પામી. કારણ હું જાણતો નથી; પણ બનવાજોગ છે કે સ્થાનિક માણસો મારફત પ્રચારકામ ન થવાથી નિશાળીયાઓ પર ખાસ અસર થઇ શકી નહિ. અથવા તો કદાચ એ ભાગના જુવાનોનાં મન હજુ આ જાતના વિચારો ઝીલવા તૈયાર નહોતા એમ પણ હોય.

### અમારે કંઇ નવું નથી !

આ વાત હું કરૂં છું તે સ્વદેશી યુગનીજ. તે પછી શું થયું તે હું નથી જાણતો. અને ચાંઇવાસા (સિંહભૂમિ)માં બનેલી એક બીનાને લઇને એટલી માહિતી મને મળી છે કે, કોઇક કોઇક ખાનદાન ઘરના 'હિન્દુસ્તાની' માણસો અંગત રીતે આ પ્રવૃત્તિના હિમાયતી હતા. પણ એ કામમાં બંગાળીઓ પર ભરોસો મૂકવાને રાજી નહોતા; કેમકે બંગાળાએ ૧૮૫૭ ની સાલમાં ઈંગ્રેજને મદદ કરી હતી. એ ઉપરાંત વાયવ્ય ભાગના આમવર્ગના લોકો કે સિપાઇઓ સાથે વાત થતાં તેઓ કહેતા કે "અમે તો હંમેશ તૈયાર છીએ; પણ સારા મોટા માણસોએ આગેવાની લઇને અમને મદદ કરવી જોઇએ." તેઓ કહેતાઃ અમે તો કુમારસિંહના દેશના રહીશો. અમારે માટે કંઇ આ વાત નવી નથી. પણ અમને ૧૮૫૭ની સાલના બળવામાં થયું તેવું ન થવું જોઇએ. કેમકે તે વેળા સુશિક્ષિત પ્રજાએ બિલ્કુલ મદદ કરેલી નહિ. વાત સાચી છે, ખોટી ખૂનરેજી અને કતલ તથા ત્રાસનીતિને લીધે એ વાયવ્ય ભાગના લોકો ખૂબ કંટાળી ગયા હતા. કોઈક પરલોકવાસી

જગદ્‌ગુરૂએ મને કહેલું કે ભાઇશાબ, એ ખૂનરેજી, કતલ અને જુલમની છબી હજુ અમારી આંખ આગળથી ખસતી નથી! પ્રભુ કરે, ને એવું કંઇ ફરી ન બને.

## વીરશા ભગવાન

વાયવ્યમાં અમને આવી નિષ્ફળતા મળેલી, પણ છોટા નાગપુરમાં એથી ઉલટુંજ બનેલું. રાંચી અને ચાંઇવાસામાં બંગાળી ને બિહારી જુવાન જોઇએ તેટલા મળે. રાંચી તો અમારૂં એક મોટું મથક થઈ પડેલું. ત્યાં તો ત્યાંની એક 'હિન્દુસ્તાની' પલટણમાંના કેટલાકોએ અમારા મંડળ તરફ સહાનુભૂતિ પણ દર્શાવી હતી. છોટાનાગપુરમાં વીરશા ભગવાને બળવો કરેલો. તેની ટોળીના ચાલુ આગેવાનની ખોળમાં અમે હતા; પણ મેળાપ થઈ શકયો નહિ. વીરશા અને આ ચાલુ આગેવાન બંને ખ્રિસ્તી હતા. તપાસ કરતાં સાંભળેલું કે અમુક સરદાર તો જંગલમાં રહે છે, તેની તો મુલાકાત થાય એ બને તેવુંજ નથી. આ પ્રમાણે 'કોલ' લોકોમાં કામ કરવાનું બન્યું નહિ એ ખરૂં, પરંતુ જરૂર પડશે ત્યારે એ લોકોને તો ઉશ્કેરીને ટટાર કરી શકાશે એવી અમને આશા હતી.

'હિંદુસ્તાની'ઓની સાથે જે ઓળખાણ ઝામી તેને અંગે કલકત્તામાં રહેતા કેટલાક બિહારી વિદ્યાર્થીઓ સાથે પણ સારી પિછાન થઈ. ઉત્સાહના ઉભરામાં આવી તેમણે અમને 'યુગાન્તર'ની હિંદી આવૃત્તિ પ્રગટ કરવાની સલાહ આપેલી અને પૈસાની જવાબદારી પણ સ્વીકારેલી. એને માટેની તૈયારી પણ મોટા પાયા પર થઇ ગયેલી પણ તે કેમ પડી ભાંગી એ અત્યારે મને નથી સાંભરતું. કદાચ પોલીસ ખાતાની ધમાલ વધી પડવાથી એ તજવીજ ભાંગી પડી હશે.

## પંજાબની હકીકત*

આ રીતે બંગાળી બળવાપ્રવૃત્તિનો ફેલાવો થયો હતો. ધીમે ધીમે અમે પંજાબના કામ કરનારાઓ સાથે પરિચયમાં આવ્યા. ઇસ્વી૦ ૧૯૦૭ ની સાલમાં એક બંગાળી સર્જન યુગાંતર ઓફીસમાં આવ્યા. તેની સાથે વાતચીત થતાં તેણે જણાવ્યું: પંજાબમાં બળવાનું કામ મોટા મોટા આગેવાનોના પીઠબળથી શરૂ થઇ ચૂકયું છે. પંજાબમાં જે રાજદ્વારી ધમાલ અત્યારે ચાલી રહી છે તેના આગેવાનો પણ એમાં સામેલ છે. તેઓ દુકાળદુઃખનિવારણ (ફેમીન રીલીફ) વગેરે લોકહિતનાં બીજાં કામો પણ કરે છે. અલબત્ત, કોંગ્રેસના માંચડા પર તેઓ એકસ્ટ્રીમીસ્ટ—ઉદ્દામવાદી તરીકેજ ભાગ લે છે. આજ લોકોએ પાછળથી ચન્દ્રકાન્ત ચક્રવર્તીને પંજાબમાં સંતાડી રાખેલો અને છેવટે તેના સગાઓએ મુંબાઇથી આવીને તેને ગુપચુપ સ્ટીમરમાં બેસાડી દીધો. ચન્દ્રકાન્તે મને કહેલું કે આ બંગાળી સજ્જન (યુગાંતરમાં આવેલો તે) ને ઘેરજ મારો અજીતસિંહની સાથે મેળાપ થયેલો. સુફી અંબાપ્રસાદ ( લોકવાયકા છે કે મહાયુદ્ધ વેળા ઇરાનમાં એને મારી નાંખવામાં આવેલો)ની સાથે આ લોકોને શો સંબંધ હતો એ મને માલુમ નથી. પણ મેં એમ સાંભળ્યું છે કે પંજાબનો સૌથી પહેલો બળવાવીર એજ હતો. પછી અંબાપ્રસાદ, અજીતસિંહ અને બીજા બે પંજાબી જુવાનો ઇરાન પ્રતિ ભાગી ગયેલા. તેમનામાંના એક જુવાને એ પલાયનયાત્રાની બધી હકીકત મારા આગળ વર્ણવી હતી. આ બંગાળી સર્જનને અજીતસિંહ સાથે ખૂબ સારો સંબંધ હતો ને વળી સૂફી અંબાપ્રસાદ સાથે અજીતસિંહ ઇરાન નાસી જવામાં પણ હતો એટલે એમ લાગે છે કે એ બધાય એકજ ટોળાના – એકજ મંડળમાં જોડાયલા માણસો હોવા જોઇએ.

* વધુ માટે ગાંડીવનું પંજાબનું પ્રચંડ કાવતરું વાંચવું કિં રૂ. ૧૫

## અમારી ત્રુટીઓ

આમ બંગાળી બળવા સમિતિનું કામ ચોમેર ફાલ્યું પણ જેમ વિસ્તાર વધતો ગયો તેમ તેમ ઉંડાણ ઘટતું ગયું, ગંભીરતા કમી થતી ગઇ. સઘળું કામકાજ સંગઠિત રીતે કરવાનું ભારે કઠણ થઇ પડયું. પહેલાં તો બંગાળીઓને ડીસીપ્લીનમાં આણવાનુંજ બની શકતું નહોતું. બીજું પ્રમુખ સાહેબને લાઠીલકડી શિવાય બીજા તરફ બહુ લાગણી નહોતી ને તેથી અનુશીલન સમિતિ શિવાય બીજા કામ તરફ તેઓ ધ્યાન ન આપે-તેની સાથે કંઇ સંબંધજ ન રાખે. જે લોકો પોતાની તાબેદારી ઉઠાવે તેમનેજ તેઓ મદદ કરે-ટુંકમાં એ મદદનીયે કશી કિંમત નહોતી. અમે અમારામાંથી જુવાન આગેવાન બનાવી લીધેલા, તોપણ જ્યારે વાર્ષિક મેળાવડામાં બંગાળાના બધા વકીલ દાક્તર ને જમીનદારો આવી પડતા, ત્યારે અમે તેમની સમક્ષ તો સાક્ષીગોપાળ રૂપે આ પ્રમુખ સાહેબનેજ લાવી ખડા કરતા. ખરી વાત એ હતી કે બંગાળામાં બળવા પ્રવૃત્તિને બરાબર સમજીને બધો કાર્યભાર માથે લે અને બધા માણસોને પોતાના હાથ ઉપર રાખી તેમની પાસે કામ કરાવે એવો કોઇ આગેવાન મળેલોજ નહિ. એટલું ખરૂં કે પ્રમથ બાબુ પણ હતા હુશિયાર, ને વળી બંગાળામાં એક જૂનામાં જૂના બળવાવાદી હોઇ તેમણે કોંગ્રેસમાં ભરાઇ ભાષણીયા ભડવીર તરીકે ખ્યાતિ મેળવવાનો લોભ ન રાખેલો, અને આખું જીવન સ્થાયી ભાવે એકજ ભાવનાની પાછળ મંડેલા.

## શરૂઆત તો દક્ખણની જ

આ તો બંગાળના વિપ્લવવાદનો જૂનો ઇતિહાસ થયો; પણ પેલા ખૂબ ખ્યાતિ પામેલા દક્ષિણી વીરોના સંપ્રદાયની સાથે અમારે શો સંબંધ હતો? આગળ કહી ગયો છું કે બંગાળની બળવા સમિતિ એ એક કાલ્પનિક અખિલ ભારત બળવા

સમિતિની શાખા જેવી હતી, એટલે કે મહારાષ્ટ્રની શાખાની બહેન સ્તો. અમને કહેવામાં આવેલું કે દક્ષિણીઓએ આખા હિન્દને આ બાબતમાં એકતાર કરેલું છે—સંગઠિત કરેલું છે. પણ વખત આવ્યે જણાઇ ગયું કે "કાકસ્ય પરિવેદના!" હિન્દની બહાર દક્ષિણી બળવાવાદીઓને જ્યારે આ વાત મેં કહી ત્યારે તેઓએ હસીને કહેલું કે વડોદરાથી આવેલા પેલા 'ટોલ્લા' વિષે તેમને કશી ખબર નહોતી. મને લાગે છે કે અમુક વખતે જે કંઇ હતું તે, (દક્ષિણીઓના સ્વભાવમાં દલીલબાજી ખૂબ છે, ને કલ્પનાવશતા –ભાવનાશીલતા ઓછી છે તેથી) બંગાળની પેઠે બહાર પ્રગટી ન શક્યું—જ્યાંનું ત્યાં દબાઇ ગયું. અલબત્ત, સ્વાતંત્ર્યના પ્રેમી હોઇ બળવાની હિમાયત કરનારા ઘણાય માણસો દક્ખણમાં છેજ. સ્વાતંત્ર્ય પ્રેમના પ્રચારની દૃષ્ટિથી એક વેળા દક્ખણ સમગ્ર હિન્દમાં મોખરે હતું. બંગાળને એ રસ્તો બતાવનારૂં તો દક્ખણજ. ગમે તેમ પણ દક્ખણમાં બંગાળીઓએ પોતાનું કાર્ય ન વિસ્તાર્યું કેમકે એમ થવાથી તો લીંપણ પર લીંપ્યા જેવું થાય ને! બાકી પહેલાં તો અમારા આગેવાનો દક્ખણની બળવા હીલચાલ સંબંધે ભારે શંકાશીલ હતા. ૧૯૦૬ ની સાલમાં ત્યાંથી કોઈક નામીચા નેતાનો કાગળ લઇને એકાદ માણસ બંગાળા આવેલો અને અમારા પ્રમુખ સાથે મુલાકાત કરેલી. પરિણામે એ વરસે કાશીમાં કોંગ્રેસ મળેલી ત્યારે અમારા તરફથી સ્વ૦ દેવવ્રત બસુ મહાશયે તેમના મંડળના આગેવાનો સાથે મસલત કરી અને પછીને વરસે દક્ખણના આગેવાનો કલકત્તા આવી અમારા પ્રમુખને મળી ગયા. અને એ વરસે અમારો વાર્ષિક મેળાવડો થયો હતો તેમાં કોઇ કોઇએ સૂચના કરેલી કે આપણે દક્ખણ સાથે આપણા કામકાજની મસલત કરતા રહેવું; પણ છેવટે તો એવુંજ ઠરેલું કે આપણી છાની ખબરો તો તેમને નજ આપવી.

## પોલીસમાં પગપેસારો

બંગાળના પોલીસખાતામાં અમારામાંના માણસો ઘુસાડવાની ઇચ્છા પણ અમને સારી પેઠે થઇ હતી. પછીથી અમારામાંના ઘણાક જુવાનો ડેપ્યુટી, સબડેપ્યુટી, સબઇન્સ્પેકટર અને પોલીસ ખાતાના બીજા અધિકારો પર ગોઠવાયલા. તેમણે પછી સીધી કે આડકતરી રીતે બળવા કાર્યને કેવી જાતની મદદ કરેલી તે વાત મને ખબર નથી. એક વાર એક ડેપ્યુટી બનેલા જુવાને મને લખેલું કે: હું સારી પેઠે જાણું છું કે મારા જેવાઓ સ્વદેશધર્મને વીસરી જાય છે; પણ હું એવી માટીનો નથી બનેલો. મારો ધર્મ હું કદિ નથી વીસરવાનો. તેણે પોતાનો ધર્મ કેટલે અંશે પાળ્યો, તે મને ખબર નથી. પણ કોઇકોઇ વાર લોકોમાં ડેપ્યુટીઓ અને છૂપી પોલીસના ઇન્સ્પેકટરોની વાતો ચાલતી ત્યારે બળવાની દીક્ષા લેનારા એવા અમલદારોનાં નામ પણ કાને પડતાં ખરાં.

## બળવાના હિમાયતી

કઇ જાતના જુવાનો બળવા મંડળમાં જોડાતા—દાખલ થતા? એ સવાલનો જવાબ આપવો કઠણ છે. જેઓ હિન્દના હિત ખાતર સ્વતંત્રતા મેળવવાના હિમાયતી બનતા અને કંઇ ને કંઇ કરવા તૈયાર રહેતા તેઓ અમારા પંથમાં જોડાતા. અલબત્ત તેમની ચાલચલણ વિષે તજવીજ કરી લીધા પછીજ તેમને દાખલ કરવામાં આવતા. એમાંના કેટલાક ધાંધલ ધમાલમાં ભેરવાઇ પડતા ને પછી ભાગી જતા; પણ એવાની સંખ્યા ઝાઝી નહોતી. જુવાનોની પરીક્ષા કસોટી કર્યા પછીજ તેમને દાખલ કરવાનો રિવાજ હતો. એમ છતાં સધવડપંથી લોકો ભરાઇ જતા ખરા—તેઓ પોતાના લાભને ખાતર જોડાતા. નવા વકીલો, દાક્તરો, મહેતાજીઓમાંથી આવા લોકો આવતા. તેઓ બુદ્ધિવાદની દષ્ટિએ અમારા કાર્યની કદર

કરનારા હતા. દશવીશ માણસો સાથે ઓળખ પિછાન કરવાનો તેમને ઉત્સાહ રહેતો; સ્વદેશી ચળવળ વેળા ધમાલ મચાવવાના કામમાં તેઓ ગરમ એક્ષ્ટ્રીમીસ્ટ પક્ષને મોખરે રહેતા, પણ સાચો સ્વાર્થ ત્યાગ કે શૂરાતન બતાવવાનું આવે ત્યારે મ્હોં સંતાડતા. એમને હિંદની સ્વતંત્રતા માટે રાજકીય પ્રવૃત્તિ ચલાવનારા, બળવાના હિમાયતી કહી શકાય; પરંતુ એમને સાચા બળવાવીર ન કહી શકાય.

## ઉગતી પ્રજા શૂરાતન બતાવે

અહિં હું બળવાના હિમાયતી અને ખરેખરા બળવાવીરોનો તફાવત સમજાવવા ઇચ્છું છું. પહેલા પ્રકારના માણસો પોતાના આવા અભિપ્રાય ખાતર થોડા ઘણા પૈસા આપી શકતા કે બહુ તો થોડા નવા સભ્ય આણતા અથવા બીજી ત્રીજી મદદ પડદા પાછળ રહીને કરતા; પરંતુ સાચું ને ચોકખું બળવાકાર્ય કરવાનું શૂરાતન તેમનામાં નહોતું. જેમણે એ કાર્યને માટે આત્મોત્સર્ગ પણ કર્યો અને એ આદર્શને ખાતર પળે પળે જાનને પણ જોખમમાં નાંખવા તૈયાર હતા તેમને બળવા વીર કહી શકાય. સૌ કોઇ એવા નથી બની શકતા, યુરોપી વિજ્ઞાનપંડિતોનો અભિપ્રાય છે કે આવી જાતનું માનસ સ્થળે સ્થળે નથી નજરે પડતું અને મગજની Patholized દશા ન હોય તો બળવાના કાર્યમાં સામેલ થવાનું પણ નથી બનતું; ને તેમાંએ વળી Propaganda of act સક્રિય કામ (જેવું કે બોમ્બ ફેંકવો, ખૂન કરવું, ઘર કે પુલ કે બેંકને ઉડાવી દેવા વગેરે) કરી શકનારા તો બહુજ થોડા. બંગાળના બળવાવીરોમાંના ઘણાયે Propaganda of act સક્રિય કાર્યનો રસ્તો પકડ્યો હતો ને તેથી તેઓ કેવળ ત્રાસનીતિની પ્રવૃત્તિમાંજ સામેલ હતા. મોટે ભાગે જેઓ મંડળમાં જોડાતા તેઓ બહુ તો ઉચ્ચ આદર્શવાળા ને નિર્મળ ચારિત્ર્યવાળા માણસો હતા. ચાલુ રાજતંત્રથી હિન્દનું હિત નથી થવાનું તેથી સ્વતંત્રતાની

જરૂર છે. અને તેને ખાતર પ્રયત્ન કરવો જરૂરી છે તેથી મારે પણ તેવી મહેનત કરવી. આ જાતનો વિચાર કરીને ઘણાક જુવાનીયાઓ જોડાતા. એમનામાં જેઓ કિશોર વયના કે છેક નવજુવાન હતા તેઓજ વધારે ભાવનાશાળી હતા ને તેથી ઉત્સાહ, શૂરાતન ને સ્વાર્થત્યાગ પ્રદર્શિત કરી શકતા. દુનિયાનો ઇતિહાસ બતાવી આપે છે કે ઉગતી પ્રજા–કિશોર વયના માણસોજ બળવાના કામમાં શૂરાતન બતાવી શકે છે. હિંદ કે બંગાળ આ સામાન્ય નિયમનો અપવાદ નથી બની શકયાં.

## બુરજ્વા ડેમોક્રસી

પહેલાંજ હું કહી ગયો છું કે બંગાળમાં બળવા પ્રવૃત્તિ બુરજ્વા યાને પૈસાદાર વર્ગના લોકોમાંજ મર્યાદિત થયેલી હતી અને હજુયે છે. જગતના ઇતિહાસમાં જણાઈ આવે છે કે એ વર્ગ પૂરેપૂરો વિપ્લવી નથી બની શકતો. પૈસાદાર વર્ગ કદાચ ખાનદાનીના હક કે ઉપરીપણાની વિરૂદ્ધ પડે ખરો. પણ તેની બળવા વૃત્તિ એથી વધારે આગળ ન વધી શકે. તેમનો આદર્શ એવો હોય છે કે નિયમસર– બંધારણસર ચાલતું રાજતંત્ર સ્થાપવું. જેની મારફત તેમના પોતાના વર્ગનું હિત જળવાય અને પોતે પણ મુશ્કેલી વગર લાભ મેળવી શકે. બુરજ્વા વર્ગ (પૈસાદાર વર્ગ) અમીર વર્ગ તરફ અદેખાઇની નજરે અને ગરીબ વર્ગ–આમવર્ગ તરફ ઘૃણાની નજરે ભાળે છે. હિંદુસ્તાનમાં પણ કંઇ આ સામાજિક સત્યનો લોપ થયો નથી. એટલે હિંદના રાજકારણ તેમજ બળવા પ્રવૃત્તિમાં પણ એ સત્યનો લોપ નથી થયો અને તેથીજ હિંદના રાજકીય પ્રવૃત્તિના આદર્શ હલકા—નીચી કોટિના છે. પરિણામે બળવા પ્રવૃત્તિના પણ આદર્શ એવાજ હલકા છે. પણ તફાવત મોટો એ છે કે બંગાળામાં જુના અમીર કુટુંબો બહોળા પ્રમાણમાં ન મળે; રાજકીય કે આર્થિક કારણોસર જમીનદારશાહી-ફયુડેલીઝમ ત્યાંથી

નષ્ટ થઇ ગયું તેથી બંગાળી પ્રજાનું ઘડતર મોટે અંશે સામ્યવાદી છે. આવા કારણથી પશ્ચિમ હિંદ (મુંબાઇ દક્ષિણ) તરફના લોકોના મનમાં જેમ સૂર્યવંશી કે ચન્દ્રવંશી રાજા અથવા તુર્કિનો સુલતાન કે કાબુલનો અમીર, નિઝામ કે નેપાળનો રાજા, એવું કોઇક હિંદનો સ્વતંત્ર સમ્રાટ બને એવી ગાંડી ઇચ્છા ઉદ્‌ભવી તેવી ઇચ્છા બંગાળી પ્રજામાં બિલ્કુલ ન પ્રગટી શકી. ખાસ કરીને બંગાળીઓએ ઈંગ્રેજી ભાષામાં યુરોપી ઇતિહાસ અને સાહિત્ય ખૂબ વાંચ્યા છે. તેથી બંગાળી જુવાન સામાન્ય રીતેજ પ્રજાતંત્રવાદી હોય છે. બંગાળામાં બળવાવાદીનો આદર્શ બુર્જ્વા પ્રજાતંત્ર–બુર્જ્વા ડેમોક્રસી હતો.

## "ઇંગ્રેજને ભગાડો"

તો પણ હિંદના સમાજમાં તો જૂના બ્રાહ્મણવાદ અને તેવાજ ઇસ્લામવાદના ઝરણાં સજોર વહેછે અને તેની સામે આજનો આધુનિક સામ્યવાદ કામ કરી રહ્યો છે. આ બંને સ્રોતની સામસામી ઝુંબેશનું નિરાકરણ તેનો સમન્વય હજુ થઇ શક્યો નથી. વિપ્લવકારી મંડળોમાં પણ એવા સમન્વય માટે પ્રયાસ થયો નથી. હું સમજું છું કે બળવાવાદીઓની વિચારસરણીમાં આ બે ઝરણાંની અથડામણ થઇ નથી, પરંતુ તેઓ સમાંતર ભાવે (Parellel) વહેતા; તેથીજ પૂર્ણ સ્વતંત્રતાનો આદર્શ બંગાળી બળવાવીરોના હૃદયમાં કદિ ન પ્રકટેલો. "જે છે તે તો બધું તેમનું તેમજ રહે. કોઇપણ ઉપાયે ઇંગ્રેજને ભગાડી મૂકો. પછી બનતાં સુધી એક બંધારણયુક્ત રાજતંત્ર સ્થાપી દેવાશે." આ જાતની વિચાર સરણી પરથીજ એમના મનની જડ અવસ્થાનો ખ્યાલ આવશે. જો અમારા હૃદયમાં–મનમાં આ બે વિચારઝરણાંઓની અથડામણ થઇ હોત તો જરૂર એમાંથી કોઇક નવીજ વિચાર સરણી અમે પ્રગટાવી શક્યા હોત અને દેશમાં નવું ચેતન સંચારી શક્યા હોત.

## પરદેશી અમલ જોડે લડવું-

આમારા મન–હૃદયમાં પૂર્ણ વિપ્લવ ન પ્રકટેલો તેથીજ અમે બળવાવાદીઓ બળવાનો ખ્યાલ બરાબર ઝીલી ન શક્યા, હજુયે નથી ઝીલી શકતા. મૂળ વાતજ એ કે અમારાં મન પૂરાં પરિવર્તનશીલ નહિ–ડાયનેમીક Dynamic નહિજ. ચાલી આવતી પ્રણાલીથી તદ્દન નવોજ–જુદોજ હોય એવો આદર્શ કે એવો વિચાર પ્રવાહ અમારા મગજમાં નહોતો નીપજી શકતો. અમારાં અંતર "વિપ્લવપૂર્ણ" નહોતા તેથીજ આપણે જગતમાં આટલા પછાત રહ્યા છીએ. ખરેખર ટેનીસને સત્યજ ગાયું છે કેઃ

Better fifty years of Europe,
Than a cycle of Cathay.

(કેથેના એક યુગ કરતાં યૂરોપનાં પચાસ વર્ષ સારાં.)

આ બધાં કારણોને લીધે બંગાળાના બળવાવાદમાં બુરઝ્વા સામ્યવાદને મળતા આવતા પ્રજાતંત્રવાદનો રાજકીય આદર્શ હતો. અને સામાજિક આર્થિક ક્ષેત્રમાં બળવો ?—તે તો બુરઝ્વા વિચાર-સરણીમાં હોયજ ક્યાંથી ? આ બુરઝ્વાતંત્રના આદર્શનું આંતરરાષ્ટ્રીય નામ નેશનાલીઝમ છે-(રાષ્ટ્રપૂજાધર્મ). અને બહારની દુનિયામાં આ આદર્શ ઘણાને વાંધાભર્યો અને તિરસ્કારપાત્ર લાગે તોય હિંદના ઇતિહાસના ઘડતરમાં એનું પ્રાગટ્ય જરૂરનું અને અનિવાર્યજ હોય અને તેમ બન્યું. અલબત્ત, આ આદર્શ સાચો સ્વતંત્રતા-વાદ—પૂર્ણ સ્વતંત્રતાવાદ નજ મનાય. એ આદર્શનો મુદ્દો એટલોજ કે પરદેશી અમલ જોડે લડવું–પછી તે માટે ખૂનરેજી થાઓ યા ન થાઓ. એથી વિશેષ એમાં કંઈ ન મળે.

અને આ આદર્શ ફીલસુફીની નજરથી ભૂલભર્યો હોય વા અધૂરો હોય કે નજીવો હોય પણ બંગાળાના તે વેળાના રાજનીતિક્ષેત્રમાં

એ છેક અંતિમ-છેક ઉદ્દામ આદર્શ હતો. અને તે ઉપરાંત બળવાપંથીઓ પરદેશી અમલ સાથે માત્ર લઢવાજ નહોતા ઈચ્છતાં, પરદેશીઓને અહિંથી-દેશમાંથી વિદાયજ કરવા ઇચ્છતા હતા એથી વિશેષ ઉદ્દામ વિચાર-એથી બીજી કોઈપણ આકરી કલ્પના-તે વેળાના લોકોના મનમાં નહોતી પ્રગટ થઇ શકતી. આટલાજ ખાતર હિંદના રાજકીય ક્ષેત્રમાં બળવાવાદ એ એક અનેરીજ વસ્તુ હતી. એ વિપ્લવ પંથે તે વેળા અનેક નૌજવાનોને સ્વદેશને સ્વતંત્ર કરવાનો આદેશ દીધો હતો અને કેટલાઓએ એ આદર્શની વેદી સમક્ષજ આત્મ-બલિદાન દીધાં હતાં.

## દક્ખણનું અનુકરણ

આ તો હિંદનો કે બંગાળાનો રાજનૈતિક આદર્શ. હવે એ ચર્ચીએ કે હિંદના આ વિપ્લવપંથનું સ્થાન જગતના વિપ્લવવાદોના ઇતિહાસમાં ક્યાં ? અહિં એટલું કહેવું ઘટે કે હિંદી બળવાપંથ ખાસ કરી બંગાળામાંજ પ્રગટેલો. પરંતુ એ બંગાળી હીલચાલને આખા હિંદની ચળવળમાંથી નોંખી કરી શકાય તેમ નથી. ગુપ્ત મંડળ સ્થાપવાની મૂળ કલ્પના દક્ખણમાંથી આવેલી. એટલે તેની પદ્ધતિ અને ઘડતર બધું તે તરફનું, પૈસાના અભાવે રાજદ્વારી ધાડ પાડવી એ પણ શું ·તાંતીયા ભીલનું-તેની ટોળીનું અનુકરણ ન ગણાય ? અથવા કોઈક કહેશે કે નાણાં ન હોય એટલે તો એજ સૂઝે, બીજું શું સૂઝવાનું હતું-એ તો સ્વતઃ સિદ્ધ વાત ગણાય—આ બેમાં સાચું શું માનવું ? ને રાજદ્વારી ખૂનો પણ શું ‘ ચાપેકર ’ બન્ધુઓના કામનુંજ અનુકરણ ન લેખાય ? એમ છતાં બોમ્બનો આવિર્ભાવ તો પહેલવહેલો બંગાળામાંજ થયેલો. બંગાળાનું વિશેષત્વજ એ છે કે હિંદના બળવાપંથમાં જે બીજરૂપે હતું તે ત્યાં સારી પેઠે વિકસ્યું-ફાલ્યું. બીજા પ્રાંતમાં પણ બળવાપંથ પ્રગટેલો, ને તેનો વિકાસ બંગાળા પ્રમાણે થતે નહિ એમ ન કહી

શકાય, તો પણ ઘણીવાર મનમાં થાય છે કે બંગાળામાં જે જાતની રાજદ્વારી ધાડો પડતી તેમાં બંગાળી માનસના ખાસ લક્ષણનો આભાસજ દેખાય છે.

## સરખામણી

હવે આ હિંદી, અથવા સંકુચિત ભાવે ગણીએ તો બંગાળી બળવા પ્રવૃત્તિને દુનિયાની તેવી બીજી ચળવળો સાથે સરખાવી જોઇએ તો માલમ પડે છે કે એનાં જે ખાસ તત્વો છે તેને લીધે એ સરખામણી પૂરેપૂરી રીતે થઈ શકે તેમ નથી. હિંદી બળવા પ્રવૃત્તિનાં લક્ષણ-અંગ-સ્વરૂપ આટલાં: ગુપ્ત મંડળી, રાજદ્વારી ધાડ, અખાડાની સ્થાપના, છૂપો વિપ્લવ પ્રચાર રાજકીય ખુનો, આમ પ્રજાનો સહકાર બિલ્કુલ નહિ, કેવળ વિદ્યાર્થીઓ અને બુદ્ધિજીવીઓ (ઇન્ટેલેકેચ્યુઅલ) વડેજ એને પુષ્ટિ મળેલી, કોઈ જાતનો ખાસ કાર્યક્રમ મળે નહિ, આખી પ્રવૃત્તિ માત્ર રાજકીય વિપ્લવનાજ પ્રયાસની, વિચારસરણીમાં જડ અવસ્થા, સામાજીક અને આર્થિક વિપ્લવની વંચના, અને એ આખા સંપ્રદાયમાં સામાજીક અને આર્થિક કાર્યક્રમની સંપૂર્ણ ન્યૂનતા વગેરે. આ જાતનું લક્ષણ જગતની બીજી વિપ્લવ પ્રવૃત્તિઓનું નથી. તો પણ આજ લક્ષણ છૂટાંછવાયાં તેમાં નજરે પડે છે ખરાં. પહેલેથીજ ગણીએ તો ફ્રેન્ચ રાજક્રાન્તિ. એનોજ જાણે પહેલો નંબર આવે. એની સાથે તો આપણી સરખામણી થાય એવુંજ નથી: એ પરમ મુક્ત વિચારસરણી, એ જ્ઞાનનો ભંડાર, એ માનવીની મુક્તિની પ્રબળ લાલસા, એ ભારે ઉદ્દીપક કવિતા હિંદમાં કયાં છે-હતી ? ના, એ સરખામણી ન બને, પછી જોઇયે ઇટાલીનું કારબોનરીઓનું મંડળ. એના લક્ષણમાં ગુપ્ત મંડળી, ને બને તો ગુપ્ત ખૂનો ખરાં; પણ સ્પષ્ટ સુચોક્કસ આદર્શ ન મળે. હિંદી અને આ પ્રવૃત્તિ સરખી-કંઇક અંશે, પૂરી રીતે નહિ. તે પછી

રૂશિયાનું ડીસેમ્બરીસ્ટોનું મંડળ જોઇએ. તેણે ૮૦ વરસ પહેલાં તે દેશમાં બળવા ચળવળ શરૂ કરેલી, નામીચા રૂશિયન લેખક ડૉસ્ટોઇઓવસ્કીનો મત વળી જુદો હતો. એનો પંથ નિશાળીયાઓ અને બુદ્ધિજીવીઓનોજ હતો, એની સાથે કંઇક સરખાપણું હિંદનું ખરૂં, પરંતુ પેલા ડીસેમ્બરીસ્ટો કરતાં કે હિંદના કરતાં એ લોકો ખુબ આગળ વધેલા ગણાય. તે પછી લઇએ રૂશિયાના સોશિયલ રેવોલ્યુશનરીઓને-સમાજવિપ્લવવાદીઓને. એમની પાસે પણ સચોટ કાર્યરેખા નહોતી. તેઓ છૂપાં ખુન કરી ત્રાસ વર્તાવતા. પરદેશોમાં રૂશિયાના બળવાપંથીઓ એ છોડેલા બોમ્બની અને કરેલા ખૂનોની વાતો સંભળાય છે તે આજ મંડળની પ્રવૃત્તિની અને વધુમાં એનાર્કીસ્ટોની.

## એનાર્કીસ્ટો

એઓ વાતવાતમાં બોંબ ફેંકતા. એમનાં આત્મબલિદાન જગતના ઇતિહાસમાં અજોડ છે. રૂશિયાની આરમાની સુલતાનીના પહેલા પહેલા સૂકાનીજ એ લોકો. કેરેન્સકી એ લોકોમાંનોજ. તેઓ પોતાને ખેડુતોના કલ્યાણકર્તાઓ તરીકે ઓળખાવતા. એમની સાહસિકતા, અને રાજદ્વારી ખુનોની પદ્ધતિ, હિંદના પંથ સાથે મળતી આવે છે. ખાસ કરીને બંગાળાની બોમ્બ હિલચાલ એ લોકોની નકલ તરીકેજ ગણાય. તો પણ આ લોકો એક રીતે ખેડુતોના પ્રતિનિધિ હતા, જ્યારે બંગાળી પંથ તો આમવર્ગથી તદ્દનજ વંચિત હતો. તે પછી બોલ્શેવિકોની વાત. તેઓ સમાજવાદી છે; ખૂન અને બોમ્બ પર તેમને વિશ્વાસ ન મળે. તેમની સાથે હિંદમાં કોઇની જ તુલના થઇ શકે તેમ નથી. છેવટમાં નેશનાલીઝમ–રાષ્ટ્રવાદના મોટા પયગંબર મેઝિનીના સંપ્રદાયની વાત કરવી જોઇએ. મેઝિનીનો સંપ્રદાય છૂપાં ખૂનો વડે ખરડાયેલો ખરો, પણ મેઝિની પોતે એક લેખે કાર્લ માર્ક્સનો હરીફ હતો ને તેની પાસે

પોતે ઘડેલો સામાજિક આર્થિક કાર્યક્રમ હતો. તે તો વિદ્યાર્થીઓમાં પણ કામ કરતો અને ખેડુતોમાં પણ કામ કરતો. અમે મેઝિનીના રાષ્ટ્રવાદનો અભ્યાસ કરતા પણ અમે એટલું ન સમજેલા કે મેઝિની તો 'સર્વરાષ્ટ્રીય' હતો. એના રાષ્ટ્રવાદમાં કોમીવાદ, દેશ-વાદ નહોતો. તેમાં ગોરજીઓના કે પૈસાવાળાઓના જુલમનું સ્થાન નહોતું. તેની સામાજિક-અર્થશાસ્ત્રીય ફીલસુફી કાર્લ માકર્સથી જુદી પડે ખરી, પરંતુ તેનો રાષ્ટ્રવાદ આજના યુરોપી કે હિંદી રાષ્ટ્રવાદથી જુદોજ. તેના 'પ્રભુ અને પ્રજા' ના કાર્યક્રમમાં બુર્ઝ્વા તંત્રવાદ નહોતો એ વાત અમે સમજેલા નહિ અથવા ભૂલી ગયેલા. તે પછી લઇએ એનારકીસ્ટ સંપ્રદાય-પેલો જગ વિખ્યાત પંથ! ઇંગ્રેજ સરકાર હિંદના બળવાપંથીઓને જગત સમક્ષ બદનામ કરવાના હેતુથી તેમને એનાર્કીસ્ટ નામથી ઓળખાવે છે. એ વાત સાવ ખોટી-કેવળ મિથ્યા છે. એનાર્કીસ્ટ એક ઉંચામાં ઉંચો રાજ-સમાજનૈતિક આદર્શ છે. તેની સંગે હિંદીઓનો કશો મેળ ન મળે. હિંદી બળવાપંથીઓ તો માત્ર બુર્ઝ્વા નેશનાલીસ્ટ હતા, તવંગર રાષ્ટ્રપ્રેમી હતા-બળવાની આલમમાં એમને માટે બીજું સ્થાન નથી.

આ પ્રમાણે બળવાના ઇતિહાસો પર નજર કરતાં માલુમ પડે છે કે હિંદી બળવાવાદ સંપૂર્ણ રીતે બીજી બળવા પ્રવૃત્તિઓને મળતો આવતો નથી. ઉલટું એ તો ઘણે અંશે કાચો હતો અને છે. હજુયે એ અપકવ અવસ્થા ચાલુ છે. પરંતુ વ્યક્તિગત શૂરાતન કે આત્મબલિદાનની બાબતમાં હિંદ કોઇથી પાછું પડયું નથી. માત્ર એટલું દેખાય છે કે એ પંથ ઉંચી વિચાર સરણીને અભાવે મર્યાદિત રહ્યો. પણ એ જોઇને ઘણાને એમ લાગે છે કે એ પ્રવૃત્તિ મરણતોલ થઇ ગઇ, તો એ માન્યતા કેવળ ખોટી છે, એક હડહડતો ભ્રમ છે.

## મરણિયા જુવાનો

આપણા સ્વાતંત્ર્યવાદનું સ્વરૂપ જોતાં દેખાશે કે એ સંપૂર્ણ મુક્તિનો મંત્ર નહોતો. બળવાપંથીઓનું સ્વરૂપ કઈ જાતનું હતું કે છે? સામાન્ય પ્રજા સમક્ષ બંગાળી-હિંદી બંડવીરોને ખૂબ કાળે રૂપે ચીતરવામાં આવ્યા છે. તેમનું જીવન-તેમનું કાર્ય એટલું તિરસ્કારપાત્ર છે કે સામાન્ય પ્રજા તે સમજી પણ ન શકે એમ લોકો માને છે. બંગાળી બળવાપંથીઓનું ચરિત્ર, એકંદરે ભારતના બીજા વિપ્લવીઓથી જૂદા પ્રકારનું નહોતું. પણ હું તો આજે બંગાળાની વાત કરવા બેઠો છું એટલે તેમને વિષેજ કહીશ. કોઇએ કૃપા કરી મારા પર પ્રાંતિકતાનો આરોપ ન મૂકવો. બંગાળી બળવાપંથીઓ વિષે લોકોને કંઈ સાચો ખ્યાલ આવ્યો નથી. ઘણાકોને એમની હકીકતમાંથી ટોલ્લા મારવાનો માલમસાલો મળ્યો છે. ઘણીક અજબ જેવી, તરેહવાર ને રોમાન્ટીક વાતો તેમને નામે પ્રચાર પામી છે. ઘણાકે એમને અદ્દભુત કામ કરનારા, ક્ષિપ્રહસ્ત, અતિ કુશળ અને મરણના ભય વિનાના માન્યા છે. ખરી વાત એ છે કે ઈ. સ. ૧૯૦૨ થી માંડી ઈ. સ. ૧૯૧૬ ના ગાળામાં કયું સાહસ, કયું ચરાતન એમણે નહોતું બતાવ્યું? બળવાના વિચારો ફેલાવવા, બોમ્બ બનાવવા અને તેનો ઉપયોગ કરવો, પરદેશના લશ્કરમાં-ટુકડીમાં દાખલ થવું, ડીટેકટીવોની પાછળ જાસુસી કરવી, જાનને જોખમે જુલ્મીને જેર કરવો, લાઠી સામે લાઠી ને ગોળી સામે ગોળીનો ઉપયોગ, બહારથી હથિયાર આણવા, મરૂભૂમિમાં જઇ શત્રુઓ સામે પ્રચાર કરવો, દેશી સિપાઇઓમાં બળવાની આગ સળગાવવા માટે સુએઝ ખાડીની નિકટ આવેલ કંટારાના રણમાં શત્રુઓની ગોળી વરસતી હોય છતાં ધૂમ કામ કર્યે જવું, જમને હાથતાળી આપી રાતોરાત સુએઝ ખાડી તરી જવી અને એવાંએવાં જાતજાતનાં બહાદુરીભર્યાં કામો આ બાયલા કહેવાતા બંગાળી જુવાનોએ કરેલાં! સામાન્ય

બંગાળીઓને આ વાતોની માહિતી નથી! કેમકે—તેઓ રહે એક દુનિયામાં ને જાણે આ લોકો વસે બીજી દુનિયામાં!

જાહેર રીતે સભાઓ મંડળીઓ અને છાપાં ચોપાનિયામાં જેની ચર્ચા ચાલે તેનેજ આમ વર્ગ તો ઇતિહાસ ગણે. અને બળવા-વાદીનું કામ તો પડદા પાછળ ને દુનિયાની આંખથી અગોચર રીતે કરવાનું હોય એટલે તેમનો ઇતિહાસ અપ્રગટજ રહે ને! તો પણ જુદા જુદા માણસોને મોંઢે સાંભળીને મને જણાયું છે કે ગમે તેવા રાજદ્વારી સંપ્રદાયના પોતે હોય તો પણ લોકોએ જુવાનોના કામને માટે વાહવાહ તો પોકારી જ છે. સામાન્ય બંગાળી બતાવે તેના કરતાં કંઇક પણ વધારે શૂરાતનનું કામ કોઈ જુવાન કરે એટલે લોકોના મનમાં થોડીઘણી સહાનુ-ભૂતિ કે પ્રશંસાની લાગણી પ્રગટ થનીજ. આ કારણથી, બળવા-વૃત્તિમાં ભલેને બધા ન ભળ્યા હોય, તોપણ બળવાવીરોની સાહસવૃત્તિમાં ગૌરવ માનવાની મનોદશા તો બંગાળમાં પ્રગટેલીજ. હું પાકી ખાતરીથી જાણું છું કે બંગાળીઓએ એ રીતે આ જુવાનોને પોતાના ઉત્તમોત્તમ અંશ રૂપે ગણેલા. આ વાત પણ જેઓ ન કબુલ કરે તેઓ જુઠા છે. અને આ લાગણી માત્ર હિન્દુમાં નહિ, મુસલ્માનમાં પણ હતી. તેમાં ભેદભાવ નહોતો.

## મુસ્લીમો પણ—

એવું પણ જોયું છે કે બંગાળી મુસલમાનો પહેલાં પહેલાં મુસ્લીમ મનોદશામાં ઘેરાઇ અમને જવાબ દેતાઃ અમને બંગાળી નથી આવડતું, બાબુ! પણ પછી પંજાબી મુસલમાનો સાથે કચકચ કરી છાતી ફુલાવી અમારા સમક્ષ જ બોલેલાઃ અમે તો બંગાળી છીએ બંગાળી! અમારા દેશના લોકો કલકત્તામાં ઇંગ્રેજોને બોમ્બ મારે છે ને અમે શું દશ રૂપયડીને મહિને ઇંગ્રેજની સિપાઇ-ગીરી કરીશું? (આ કિસ્સો લડાઇના ગાળામાં જર્મનીમાં કેદ

બનેલા હિંદી સિપાઇઓ અને ખલાસીઓમાં બનેલો.) એ પણ સાચું કે આ લોકોએજ બંગાળની મરદાનગીમાં ચેતન આણેલું. એટલાજ ખાતર અફઘાન સીમાડા પર વસેલા પઠાણો પણ બંગાળીઓની વાહવા બોલતા અને ઇ૦ સ૦ ૧૯૧૫માં ઇસ્તંબુલ (કોન્સ્ટાંટીનોપલ)માં અનવરપાશા પાસે હિંદના બળવાવીરોનું એક ડેપ્યુટેશન ગયું હતું, તે વેળા સૌથી પહેલાં તેણે બંગાળી બળવાવાદીઓ વિષેજ પૂછપરછ કરેલી. આ જુવાનોના સાહસ વડેજ હિન્દના બીજા મુલકોમાં પણ બંગાળીઓનું ગૌરવ વધેલું.

## એ પ્રેરણાઓ

ત્યારે કઇ પ્રેરણાને બળે બળવાન બની બંગવાસી જુવાન આમ પોતાની કુરબાની કરતો અથવા મૃત્યુને તુચ્છકારતો બન્યો ? કયા નીતિબળ વડે એ આવાં અદ્દભુત કામો કરી શકેલો ? એ બળ ક્યાંથી પ્રગટેલું ? કયા મંત્રે તેનામાં આ ચેતનની ફુંક મારી ? હિંદના ઇતિહાસમાં જોઇએ છીએ કે દક્ખણ–મહારાષ્ટ્રના જીવનપ્રભાતમાં ઝંડાધારી તરીકે નામદેવ તુકારામ અને સ્વામી રામદાસ હતા; શીખ જાતિનો અભ્યુદય શરૂમાં બાબા નાનકથી માંડી ગુરૂ ગોવિન્દસિંહ પર્યંતના પહેલા આઠ ગુરૂઓના અદ્દભુત સક્રિય ઉપદેશ વડે થયેલો, અને બંગાળમાં આચાર્ય કેશવચંદ્ર સેનથી માંડી નવા વેદાન્તિકોની વેદાંત ચર્ચામાંથી મહા તેજસ્વી નૈતિક શક્તિનો સંચાર થયેલો, આ નૈતિક શક્તિએ બંગાળના બળવા સંપ્રદાયને આત્મત્યાગની અજબ પ્રેરણા આપી. અહિં કહેવું જોઇયે કે, બ્રાહ્મોસમાજ અને તે પૂર્વેની હીલચાલો વડે બંગાળામાં નવું અજવાળું ફેલાયું, પણ મુખ્યત્વે તો ગીતામાં બતાવેલી રાજનીતિએ બંગાળી બળવાવાદીઓમાં ચેતનસંચાર કરેલો. કલૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ—સાથીને શૂરો બનાવવા આ વાકયનો તેઓ ઉપયોગ કરતા, તેમ આત્મત્યાગ કરવા માટે–ન હન્યતે

હન્યમાને શરીરે–ની ફીલસુફી પણ તેમને સતેજ ને સજોર બનાવતી. રાષ્ટ્રીય સ્વતંત્રતા સમો બળવાસંપ્રદાય ધર્મ જેવોજ લેખાતો એ વાત હું આગળ કહી ગયો છું. આ ધર્મતેજે તેમને તેમનાં સર્વ કામોમાં મદદ કરેલી. હું અહિં સામાન્ય માણસોની ને ખાસ કરીને વિપ્લવપંથના મેરૂદંડ રૂપે જે હતા તેમની વાત કરૂં છું. જેઓ એમાં ભરાયેલા પણ સગવડપંથીજ હતા તેમની વાત નથી કરતો.

## પ્રેરણાનાં ત્રણ મૂળ

બંગાળના હાલના ઇતિહાસમાં ત્રણ વાર મહાપ્રેરણા પામી બંગાળી જુવાનોએ પ્રજાને સજાગ્રત કરી છે. પહેલાં: ચૈતન્યદેવના વખતમાં, બીજી વાર આચાર્ય કેશવચંદ્ર સેનના ગાળામાં, ત્રીજી વાર બળવાસંપ્રદાયના ઉન્નતિકાળમાં. આ છેલ્લી વાત હાલ હાલમાં તો બડાશ જેવી લાગશે. પણ ભવિષ્યનો ઇતિહાસ એનું સાચું મૂલ્ય આંકશે. મહાપ્રભુ ચૈતન્યના સમયમાં બંગાળામાં ઘણામાં આદર્શનાં ચેતન ઉભરાયલાં અને તેમણે સ્વાર્થત્યાગ કરેલો. પણ એ ચેતન કેવળ ધર્મ પરત્વેજ રહેલું. કેશવચંદ્રની પ્રેરણાએ બંગાળાના નવજુવાનો પ્રચલિત ધર્મ માન્યતાઓ અને સામાજિક સંસ્કારો તોડી ફોડી નવીનભારત સ્થાપન કરવા ઉત્સાહી બનેલા. તેમને ઘરમાંથી અને બહારથી તિરસ્કાર અને જુલમ વેઠવા પડતા. પરંતુ રાજકીય વિપ્લવીઓની પેઠે 'ખાંડાની ધાર' પર રહી મોતના ખેલ નહોતા ખેલવા પડતા–તેઓની હીલચાલ રાજદ્વારી નહોતી. ચૈતન્યદેવનું મંડળ હુસેન સાહેબ વિરૂદ્ધ ન જતું. કેશવચંદ્રનું ઇંગ્રેજ સરકાર સામે ન પડતું. ઉલટું 'વફાદારી' તો કેશવચંદ્રના નવા ધર્મમાં જાણે પાટીયા પરજ લખેલી હતી ! આ બંને પંથો Render unto Caesar's what is Caesar's and unto God what is God'sની પદ્ધતિએ ચાલતા ને તેથી તેમને સરકાર

તરફથી કશું સહેવું ન પડેલું.* પણ બળવાપંથીઓની વાત ન્યારી હતી: Render unto Caesar what is Caesar's એજ તો તેમની લડત હતી. ઘરની ઝાંસાહડધૂતી, સરકારના અસહ્ય જુલમ અને જાનનું જોખમ તેમને તો ડગલે ને પગલેજ હતાં. એક તો કામ છાનું, લોકોની મદદ ન મળે. પૈસાના વાંધા સાંધા, જાહેર ચળવળની બધી સવડોનો અભાવ, છાની ચળવળોના બધા અવગુણોની મુશ્કેલી; પોતાના આગેવાનો અને સભ્યોના ચરિત્ર બતાવી લોકો પર ભુરકી નાંખવાનો ને તેમની સહાનુભૂતિ મેળવવાનો અવકાશ ન મળે, કામ પણ ભારે વિશાળ; ને તેમાં પાછી સરકારની પણ ખફા નજર. એટલે લોકો તેમની સાથે ડરના માર્યા પણ ન ભળે. આ બધાં કારણે તેમની વ્યાજબી કદર તો ક્યાંથીજ થાય?

## અજવાળું

ને છતાંય હું ફરીથી કહું છું કે બળવાસંપ્રદાય ગમે તેવો કમનશીબ હોય, તોયે સ્વતંત્રતા માટેનો એ ઉકળાટ બંગાળમાં પ્રગટ્યો તેનો પ્રભાવ બંગ-ઇતિહાસમાં કાયમ રહેશેજ. એ પ્રવૃત્તિ જાણે બંગાળી પ્રજાના હાડમાં ઉતરી ગઇ છે—તેના રૂધિરમાં ઓતપ્રોત થઇ ગઇ છે. વિપ્લવીઓનું કામ હિંદના ઇતિહાસમાંથી બાદ નહિ કરી શકાય. વળી જે 'સુધારા'ઓ—Reforms સરકાર આપે છે તે બળવાપંથીઓના કાર્યનું ગૌણ ફળ તો ખરૂંજ. એ વાત નાકબુલ કરવી એનો અર્થ સાચા ઇતિહાસનો અસ્વીકારજ હોય. હિંદી બળવાપંથી જુવાને હિંદમાં એક નવો યુગ પ્રગટાવ્યો છે, હિંદી રાજકારણમાં નવો રંગ પ્રવર્તાવ્યો છે, નવું અજવાળું પાડયું છે, હિંદના રાજદ્વારી આગેવાનોએ

* પ્રભુ ચૈતન્ય અને તેના પંથ વિષે વધુ જાણવા શ્રી નર્મદાશંકર બા. પંડયાનું "પ્રેમસ્વરૂપ શ્રી ચૈતન્ય" વાંચવું. કિં રૂ. ૨)

બહુબહુ તો ઇંડીયા ઓફીસ સુધી દોડાદોડ કરી, અરજી ને કાકલુદીઓ કરી ને લાતો ખાધી, પણ બળવાવાદી જુવાનોએ તો પૃથ્વીની અનેક જુલમગ્રસ્ત રાજસત્તાઓ સાથે મિત્રભાવે કામ કર્યું છે ને કરે છે.

## સોહનસિંહ વગેરે

અહિં ચોકખા શબ્દોમાં કહેવું ઘટે કે બંગાળના બળવા જુવાનો તેમજ હિંદના બીજા મુલકોના તેવા જુવાનો સૌ એકજ બીબામાં ઢળાયલા ગણાય. બંગાળની સમાલોચના આખા હિન્દને લાગુ પડી જ જાય. જે તેજસ્વીતા બંગાળી જુવાને-કિશોરે બતાવી છે તેવીજ તેજસ્વીતા અન્યત્ર પણ દેખાઇ છે. એક બે નામ દઉં તો ઠીક. અમેરિકાની ઘદર પાર્ટીવાળા કરતારસિંહ, સોહનસિંહ અને પિંગળે.* પહેલાને ૧૯૧૫ની સાલમાં લાહોરમાં ફાંસી થઈ ને બીજા બેને બ્રહ્મદેશમાં ફાંસી દેવાઇ. તે પછી બર્લિનથી ઇરાન મોકલવામાં આવેલા વસંતસિંહ, કેદારનાથ અને કેરશાસ્પ (પારસી જુવાન). એમને ઇરાનમાં ઇંગ્રેજોએ ગોળીથી વિંધીને મારેલા. દેશમાં બીજા પણ ઘણા જુવાનોએ અતિ તેજસ્વી રીતે સ્વતંત્રતાને ખાતર પ્રાણ ત્યાગ્યા છે. જે પ્રતિભા કાનાઇલાલ દત્ત, ખૂદિરામ બોઝ, અને પ્રફુલ્લ ચાકીએ બતાવેલી તેવીજ પ્રતિભા કેવળ કિશોરવયના વસંતસિંહ, કરતારસિંહ ને સોહનસિંહે પણ બતાવેલી. નબળાઇઓ હતી તેય બધે એક સરખીજ હતી. ઉલટું ગયા મહાયુદ્ધના વખતમાં તો બહાર બંગાળીનું નામ બદનામ થયું છે. પંજાબી બળવાવાદીઓ કહે છે કે મહાયુદ્ધના અરસામાં બળવાના પ્રયાસમાં પંજાબીઓએ પ્રાણ તજ્યા છે જ્યારે બંગાળીમાંથી કોઇ કોઇએ નાણાં ચોર્યાં છે. આ વાત નાકબુલ કરાય તેમ નથી.

---

* એમને માટે વધુ માહિતી "પંજાબનું પ્રચંડ કાવતરૂં" [ ગાંડીવ કિં ૩. ૧॥ ]—આપી શકશે.

છતાં અમુક અમુક વ્યક્તિઓના એવા અવગુણ બાદ કરીને સમષ્ટિના ગુણ તોળીયે તોયે પલ્લું તો ગુણનુંજ નમે છે.

## સંદીપ અને અમૂલ્ય

શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે (ટાગોરે) તેમની 'ઘરેબાહિરે'* માં 'સંદીપ' ને અમૂલ્ય નામના બે બળવાવીરોનાં ચિત્ર દોર્યાં છે, સન્દીપ ભાષણ કરનારો છે અને સ્વદેશસેવકોના એક મંડળનો પટેલ છે. તેની જીભ પર ત્યાગનો સૂર્ય લખલખે, પણ તેના અંતરમાં ભોગની લાલસા ઝગઝગે. પણ મેં બંગાળામાં તો એવો કોઇ બળવાવાદી જોયો નથી. હરડે ફાકી ભીખ માંગી દેશોધ્ધારને નામે લોકોના અંતરમાં શ્રધ્ધા અને વિશ્વાસ પ્રગટાવે અને અંતરમાં તો ભોગલાલસા ખૂબજ હોય, એવો વિપ્લવી બંગાળામાં મેં નથી ભાળ્યો. એક વાર ભવાની મંન્દિર સ્થાપી સાધુ બનીને વિપ્લવનો પ્રચાર કરવાની વાત નીકળેલી ખરી, પણ તે ઝાઝો કાળ ન ટકેલી—આગળ ન વધેલી. તોયે શરૂશરૂમાં કેટલાક જુવાનોયે ભગવાં પહેરી પ્રચાર કામ કરેલું, પણ તેમાંનો એકે સંદીપ જેવો તો નહિજ. બીજી બાજુ અમૂલ્યની જીવનરેખામાં સાચા બળવાવીરનું ચરિત્ર પ્રગટયું છે એ વાત નક્કી. સંદીપ બીજા કોઈ પંથનો હોય એમ બને, પરંતુ તેના ચરિત્રમાં બળવાપંથીનું ચરિત્ર તો નથીજ. હું જાણું છું ત્યાં સુધી બળવાપંથીઓ 'મર્કટ વૈરાગી' નહોતા, જૂઠા ભેખધારી નહોતા. તેમનું જીવન સ્વાભાવિક જીવન હતું. ઘણાનો જીવનઆદર્શ ભારે ઉંચો હતો. મેં સાંભળ્યું છે કે પાછળથી આવા કારણસરજ પક્ષો પણ પડેલા, એક પંથમાં સભ્ય થવા કઠોર નૈતિક પરીક્ષા ન જોઇતી,—બધાને દાખલ કરાતા હતા; પણ બીજા પંથોમાં તો એ ધોરણ ખૂબ કડક રાખવામાં આવ્યું હતું.

---

* આ ચોપડી ગુજરાતીમાં મધુરાણીના નામથી બહાર પડેલી છે, કિં ૧૦ ત્રણેક છે.

બંગાળામાં બળવાની જે રેલ આવેલી તેનાં પૂર યોગ્ય નેતાને અભાવે આજે ઓસરી ગયાં છે. એ હીલચાલમાં કોઈ ચૈતન્ય ન પ્રગટયો, કોઇ કેશવ સેન ન પ્રગટયો, તેથી કાંઇ ચિરસ્થાયી રાષ્ટ્ર કાર્ય ન બન્યું; પ્રગટેલી શક્તિનો પૂરો ઉપયોગ ન થઈ શકયો. બંગાળ કે હિંદના બળવા સંપ્રદાયમાં કોઈ Superman—આવતી કાલનો પુરૂષ ન પ્રગટયો એ ખરેખર કમનશીબજ.

નવું પ્રકરણ

અલીપુરના મુકદ્દમા પછી બળવાના ઇતિહાસનું પહેલું પ્રકરણ પૂરૂં થયું. તે વેળા મેં દેશ તજ્યો. તે પછી દેશ સાથે મારો કશો સીધો સંબંધ ન રહ્યો. દૂર દૂર અમેરિકામાં છાપાંઓ સિવાય બીજી કોઈ રીતે માહિતી ન મળી શકતી. પણ ૧૯૧૧ની સાલમાં શ્રી તારકનાથ દાસે મને કેલીફોર્નિયાથી લખ્યું કે દેશમાંથી અમૂક અમૂક આવ્યા છે. તેણે કહ્યું કે દેશમાં ખુબ સારૂં કામ થઇ રહ્યું છે. તે પછી એક માણસ સાથે મારે મુલાકાત પિછાન થઇ તેણે એવી ખબર આપી કે પંથના જુના માણસો બધાય હજુ કામ કરી રહ્યા છે. ગામેગામ સમિતિઓ સ્થપાય છે. બંગાળીઓ કંઈ સુધર્યા કે નહિ એવા સવાલના જવાબમાં તેણે જણાવ્યું કે ઘણા બોલકણા ને ધાંધલીયા બંગાળીઓ આજે ગુપચૂપ કામ કરી રહ્યા છે. એના જેવી અજાયબી બીજી શી હોય? એની પાસેથી પક્ષાપક્ષીને લગતી વિગતો મને ન મળી. જ્યારે એ ખબર મને મળી ત્યારે તો બધું ખલાસ થઇ ગયેલું. તે પછી મહાયુદ્ધ જાગ્યું. સાથે સાથે દેશ અને પરદેશમાં વસતા હિંદી બળવાખોરો એક સાથે ઉલટયા. તેમને વિપ્લવ-ને માટે જે તક જોઇતી હતી તે મળી. તે વેળા બંગાળાના બળવા-માં એક નવીજ રેલ આવી, જેનાથી ઇંગ્રેજ સરકાર પણ ધણધણી ઉઠી.



# ખંડ બીજો

## મહાયુદ્ધના ગાળામાં

### રાઉલેટના બફાણાં

હિંદમાં બળવાવાદીઓની હીલચાલ ગુપ્તજ હોવાથી સામાન્ય જનતા તેને વિષે બીલકુલ અજ્ઞાતજ રહી છે. રાઉલેટ કમિશનના હેવાલમાં બળવાની કેટલીક વિગતો પ્રગટ થઇ છે તેટલુંજ માત્ર લોકોના જાણવામાં આવ્યું છે. વળી જગવ્યાપી મહાયુદ્ધ વખતે હિંદના વિપ્લવવાદીઓએ હિંદમાં તેમજ પરદેશમાં શી શી ખટપટો કરેલી તે વિશે પણ કેટલેક અંશે રાઉલેટ અહેવાલમાં લખવામાં આવ્યું છે.

પણ તે અહેવાલમાં ઘણે ઠેકાણે બફાણાં બફાઇ ગયાં છે અને જગાને બદલે ભગો તથા ભગાને બદલે જગો કુટાઇ ગયો છે. એ પુસ્તક વાંચતાં તો અંગ્રેજ સરકારના ડીટેકટિવ ખાતા માટે હસવુંજ આવે છે. તે લોકો સઘળી બાતમી મેળવી શકયા નથી અને જેટલી મેળવી શકયા છે તે પણ અધૂરી અધૂરી છે. ઘણીયે વાર તેમણે ખોટીજ બાતમી મેળવી છે અને આપી પણ છે. એમાં જે કેટલીક વ્યક્તિઓને કોમી અથવા પેન–ઇસ્લામિક બળવા પ્રવૃત્તિના નેતા તરીકે વર્ણવવામાં આવી છે તેનેજ બીજા દેશના ડીટેકટિવોએ અંગ્રેજોના જાસુસ તરીકે ગણેલી છે. તેજ પ્રમાણે કેટલીક વિગતો એવી તો હેરફેર અથવા ઉલટ પાલટ થઇ છે કે ખરી બનેલી વાત કરતાં તે છેકજ ઉંધી માલમ પડે છે. જેમણે સને

૧૯૧૫–૧૬ ના બળવાની હિલચાલનો ઇતિહાસ લખ્યો છે તેમણે પણ કમનસીબે રાઉલેટ અહેવાલની એ ભૂલ ભરેલી વાતોને સાચી માની લઇનેજ પોતાનું કામ કર્યું છે અને એ રીતે ઘણી ખોટી વાતો બંગાળી સાહિત્યમાં પ્રચાર પામી છે. પરંતુ ગયા મહાયુદ્ધ વખતે જે લોકોએ પરદેશમાં રહ્યાં રહ્યાં બળવાની હીલચાલમાં ભાગ લીધો હતો તેમાંના ઘણાઓ હજુયે હયાત છે. તેમની પાસેથી સાચી વિગતો મેળવીને સંશોધન કરી લખવામાં આવે તોજ સત્ય ઘટના બહાર આવે.

## મહાયુદ્ધના ગાળામાં—

મહાયુદ્ધ વખતે પરદેશોમાં હિંદી બંડ પ્રવૃત્તિને અંગે જે કાર્ય થયું હતું તેનો પૂરો હેવાલ જનતાની આગળ રજૂ કરવાનો અવસર અનેક કારણોને લીધે હજુ સુધી આવ્યો નથી. છતાં અહિં હું પરદેશના કાર્યનું કેટલુંક વિવેચન કરૂં છું. કારણ કે નહિ તો પહેલા ખંડમાં વર્ણવેલી હકીકત અધૂરીજ રહે.

પરંતુ પરદેશમાં ચાલેલી બળવા હીલચાલને બંગાળાની બળવા પ્રવૃત્તિ સાથે શું સંબંધ છે એવો પ્રશ્ન કરવામાં આવે તો તેનો ઉત્તર એજ હોઇ શકે કે સને ૧૯૧૫-૧૬ ની સાલમાં બંગાળામાં અને ઉત્તર હિંદમાં ચાલેલી પ્રવૃત્તિને પરદેશમાં થયેલા કાર્ય સાથે ખાસ સંબંધ હતો. એ વખતે પરદેશમાં વસતા બંગાળી બળવાવાદીઓએ હિંદમાં વસતાં પોતાના સાથીઓની સાથે મળીને જે કાંઇ કાર્ય કર્યું છે તે તો બંગાળાના ઇતિહાસમાં એક મહત્ત્વના પ્રકરણ તરીકે નોંધાશે. પરંતુ એ વખતે (અને સાચું કહું તો બધેજ વખતે) પરદેશમાં તો બંગાળીઓ અને બંગાળી સિવાયના બળવાવાદીઓનું કાર્ય કાંઈ જુદું જુદું ન હતું. એ બધામાં મોટો ભાગજ બંગાળી સિવાયનો હતો. પરંતુ બંગાળી સિવાયના કાર્યકર્તાઓના કાર્યમાંથી બંગાળીઓનું કાર્ય જુદું પાડીજ

ન શકાય તેવું હોવાથી હું તો અહિં બધા જ બળવાવાદીઓના કાર્યની આછી રૂપરેખા આપવાનો પ્રયત્ન કરીશ.

યુરોપમાં વસતા હિંદી બળવાવાદીઓમાંના કેટલાક તો એ પ્રવૃત્તિમાં એવી આશાથી જોડાયા હતા કે ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ ઝામશે તો હિન્દુસ્થાનને લાભ થશે. તેમની એ આશા ફલીભૂત થઈ નહિ, પરંતુ તેથી તેઓ નિરૂત્સાહ ન થયા. કારણ કે અચાનક બીજી દિશામાંથી તેમની આશા ફળવાના ભણકારા તેમને સંભળાવા લાગ્યા.

સને ૧૯૧૪ માં એકાએક બધાંય છાપાઓમાં વાત પ્રસિદ્ધ થઈ કે જર્મની મિત્ર રાજ્યોની સાથે યુદ્ધમાં ઉતર્યું છે. એ અણધારેલી ઘટનાને લીધે હિંદના બળવાવાદીઓએ શું કાર્ય કરવું તેને વિષે અનેક પ્રકારની ચર્ચા થવા લાગી. રોજ સવારમાં દરેક જણ છાપું લઇને તેમાં હિંદના સમાચાર વાંચવા લાગ્યો—એવી આશાથી કે કોઈ ઠેકાણે પણ બળવો ફાટી નીકળે છે કે કેમ? એવા માનસિક ક્ષોભને વખતે અમેરિકામાં વસતા ઉત્તર ભારતના એક આગેવાને ઉચ્ચારેલું કે દેશમાં સર્વત્ર બળવાના વિચારો ફેલાઈ ગયા છે, લોક પણ તૈયાર છે; છતાં શા માટે બળવાની શરૂઆત થતી નથી તે મને સમજાતું નથી, વગેરે.

## જર્મનીના પક્ષમાં

તે પછીજ અમેરિકામાં વસતા કેટલાક બળવાવાદીઓ ન્યુયોર્કમાં રહેતા જર્મન એલચીની પાસે જઇને કહેવા લાગ્યા કે: અમે અંગ્રેજો પ્રત્યેનો અમારો ગુસ્સો અને જર્મની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા માટે હિંદવાસીઓની એક સ્વયંસેવક પલટણ જર્મની મોકલવા ઇચ્છીએ છીએ. વળી તેમણે કહ્યું કે લશ્કર સાથે ડાકટર અને એમ્બ્યુલન્સની ટુકડી પણ અમેજ આપીશું, પણ બધો ખરચ તમારી સરકાર આપે, વગેરે. જેમણે જર્મન એલચીની

પાસે જઇને આવી રજુઆત કરેલી તેમાંનો એક જણ બંગાળી હતો.

એ લોકો બધા જાણતા હતા કે યુરોપમાં ગોરા દેશોમાં અંદર અંદરની ગમે તેવી તકરાર વખતે પણ યુદ્ધમાં ગોરી પલટણની સામે કાળી ચામડીવાળી પલટણ લાવીને મૂકવી નહિ, એવી સમજૂત છે, છતાં તેનો આ યુદ્ધ વેળા જરૂર ભંગ થશેજ. કારણ કે આ ભયંકર વિગ્રહમાં જર્મની સામે લડવા માટે અંગ્રેજો હિંદી સિપાઇઓનું લશ્કર જરૂર લાવશે અને એ રીતે હિંદ પોતાના પ્રત્યે કેટલી વફાદારી ધરાવે છે તે જગતને બતાવી આપવાનો પ્રયાસ કરશે.

પરંતુ તેમ થાય તે પહેલાંજ, ભારતવાસીઓ અંગ્રેજોના પ્રત્યે કેવી બેદિલીની લાગણી ધરાવે છે તે બતાવી આપવા માટે આ બળવા પલટણ જર્મનીના પક્ષમાં જઇને લડે તો જગતને હિંદીઓની સાચી રાજભક્તિ (!) વિષે ખાત્રી થાય. આ ઉદ્દેશથીજ એ બળવાવાદીઓએ આવી યોજના જર્મન એલચીની પાસે રજૂ કરી હતી. અને જર્મન એલચીએ ઘણીજ ખુશીથી તેમની યોજના સ્વીકારી લઇને તે બાબતના સમાચાર બર્લિન મોકલી પણ દીધેલા. તેણે કબૂલ કર્યું કે યુદ્ધનો સરંજામ આપવાનું તથા તમને બર્લિન પહોંચાડવાનું કામ અમારે માથે રહેશે.

નવોજ ફણગો

આટલી વાત નક્કી થયા પછી આ બળવાવાદીઓએ કેલીફોર્નિઆના ધદર મંડળના આગેવાનને લખી જણાવ્યું કે તમે તમારા મંડળના શીખ લોકોમાંથી સ્વયંસેવક પલટણ ઉભી કરો. ડાકટરની સગવડ અને એમ્બ્યુલન્સની ટુકડી તો વિદ્યાર્થીઓમાંથી ઉભી થઇ શકશે; અને તે પ્રમાણે કોઈ કોઇ તૈયાર પણ થયા ખરા.

પરંતુ કમનસીબે કેલીફોર્નિયાથી ઉત્તર આવ્યો કે—એવી પલટણ

ને યુરોપ મોકલવાથી ફાયદો શો ? ત્યાં ગોરા સિપાઈની સાથે ગોરા સિપાઇઓજ લડશે, કાળી ચામડીવાળા સાથેજ કાળી ચામડીવાળાને લડાવશે. આના કરતાં તો આપણે બધા સ્વદેશમાંજ ચાલો. આપણું ખરૂં કાર્ય તો ત્યાંજ થશે.

તે વખતથી ધદર મંડળનો આગેવાન પોતાના સાથીઓને હિંદુસ્થાન પાછા મોકલવા લાગ્યો. પેલી પલટણની યોજનાની દીર્ઘદર્શિતા તેમજ તે રજૂ કરવાનું કારણ તે સમજી શક્યો નહોતો. તેથીજ એ યોજનાને રદ કરવી પડી.

## જર્મનીમાં હીલચાલ

ત્યાર પછી થોડા દિવસ બાદ જર્મનીમાં વસતા હિંદી બળવાવાદીઓએ "એશીયાનું દુસ્મન—જાપાન" એ નામની એક ચોપડી બહાર પાડી. જે લોકોએ એ ચોપડી પ્રગટ કરી તે નામે બંગાળી હતા. એ ચોપડી વડે જર્મન લોકોનું ધ્યાન ખેંચાયું અને તેને પરિણામે એ લોકોને જર્મનીની ફોરીન ઓફીસ (પરદેશ ખાતાની ઓફીસ)માં બોલાવવામાં આવ્યા. ત્યાં જે અમલદારના હાથમાં પૂર્વ તરફના દેશો સાથેનો વહીવટ હતો તેણે ખ્રિસ્તી મીશનરીઓનાં લખેલાં પુસ્તકોજ વાંચ્યા હોવાથી હિંદુસ્તાન વિષે તેને કશી સારી લાગણી નહતી. પરંતુ રાજદ્વારી કારણોને લીધે હિંદી બળવાવાદીઓને સહાય આપવા માટે તે તૈયાર થયો.

દરમ્યાન એવી વાત બહાર પડી ગઇ કે જર્મન સરકાર હિંદી બળવાવાદીઓની તપાસ રાખે છે અને મુસાફરી કરતા હિંદીઓમાંથી પણ કોણ ક્યાં છે અને શું કરે છે તેની પણ ભાળ તેના તરફથી રાખવામાં આવે છે. આખરે જર્મન સરકારના વડા અધિકારીએ નક્કી કર્યું કે હિંદી બળવાવાદીઓની સ્વતંત્રતાની લડતમાં આપણે મદદ કરવી.

રાઉલેટ રીપોર્ટમાં લખ્યું છે કે કોમાગાટામારૂ સ્ટીમરનો કિસ્સો

જર્મનીની સહાયથી બન્યો હતો. વળી ગયા યુદ્ધ વખતે વિલાયતના છાપાંઓમાં એવી ખબર પ્રગટ થઇ હતી કે જર્મન સેનાપતિ બર્ન-હાર્ડીએ અમેરિકા જઇને ત્યાંની ધદર પાર્ટીના આગેવાન સાથે મુલાકાત કરી હતી અને થનારા મહાયુદ્ધ વિષે તેને ઇશારો કરી દીધો હતો.

પરંતુ હું દ્દઢતાથી કહું છું કે આ બંને નરદમ જૂઠાણાં છે. બર્લિનમાં કમિટી સ્થપાઇ તે પહેલાં હિંદી વિપ્લવીઓને જર્મની સાથે બીલકુલ સંબંધજ નહતો. કોમાગાટામારૂ સ્ટીમરને અમેરિકા લઇ જવાનો હેતુ તો માત્ર કેનેડાના ઈમીગ્રેશન (પરદેશીઓને વસવા દેવા સંબંધે)ના કાયદાની પરીક્ષા કરવાનોજ હતો.

## સંધિની શરતો !

ઉપર લખ્યા પ્રમાણેની અણધારી સહાય મળવાથી બળવા-વાદીઓ આશાથી ઉત્સાહિત બન્યા, અને નીચે મુજબની કેટલીક શરતો કરીને પ્રવૃત્તિમાં જોડાયાઃ

(૧) બળવાવાદીઓએ જર્મન સરકાર પાસેથી એક મોટી લોન પ્રજાકીય દેવા તરીકે લેવી, અને એવો દસ્તાવેજ કરી આપવો કે જ્યારે તેમનું કામ પૂરૂં થાય અને હિંદ સ્વતંત્ર બને ત્યારે હિંદી સરકારે એ દેવું ભરી આપવું.

(૨) જર્મનીએ તેમને અસ્ત્રશસ્ત્ર વગેરે બધું આપવું અને દેશ પરદેશમાં તેના જે જે એલચીઓ હોય તે બધાએ હિંદી વિપ્લવીઓને તેમના કાર્યમાં સહાય કરવી.

(૩) તુર્કી સરકાર—જે તે વખતે તુર્કી નવજુવાનો વડે તાજીજ રચાયલી તે, અત્યાર સુધી તટસ્થ હતી, પણ જર્મનીની તરફેણમાં અને મિત્રરાજ્યોની વિરૂદ્ધમાં યુદ્ધ જાહેર કરશે અને તુર્કી સુલતાન મિત્રરાજ્યોની સામે ધર્મયુદ્ધ પોકારનાર છે, આને પરિણામે

હિંદના મુસલમાનો અંગ્રેજોની સામે હથિયાર ઉપાડે, ને તેથી હિંદમાં બળવો જગાડવાનું કામ સરળ થઈ જાય.

નિષ્પક્ષ રીતે વિચાર કરવામાં આવે તો ખાતરી થશે કે બળવાવાદીઓએ સ્વતંત્રતાની લડત ઉપાડવા માટે આ સમય ભારે અનુકૂળ હતો. બળવાને માટે જોઇતી બધી સામગ્રી જર્મની પાસેથી મળી આવે. તેનો ઉપયોગ કરનાર તો દેશમાંજ તૈયારજ હતા. દાખલા તરીકે એક તરફ બળવામંડળવાળા પોતાને શસ્ત્રાસ્ત્ર મળતાં બંડની જ્વાળા પ્રગટાવે, બીજી તરફથી મુસલમાનો પોતાના ધર્મયુદ્ધમાં અંગ્રેજો સામે તરવાર ખેંચી ઉભા થાય, અને ત્રીજી તરફ પરતંત્રતામાંથી મુક્તિ મેળવવા માટે હિંદના રાજામહારાજાઓ પણ પોતપોતાનાં લશ્કરો લઇને સામા થઈ જાય—એટલું થાય પછી બીજી ત્રીજી રાજદ્વારી સગવડો તો એની મેળેજ આવી મળે.

## થવાનું હોય તે થાય

ઉપરાંત, તે વેળા દરેક વિપ્લવીનાં અંતરમાં એકજ અવાજ ઉઠયા કરતો હતો—કે એક વાર બસ ઝોકાવી દઈએ, પછી જે થવાનું હોય તે થાય. તેમની આવી મનોદશા અને દેશની આવી રાજકીય અવસ્થાને પરિણામે સને ૧૯૧૪ ની આખરમાં હિંદમાં બળવો જગાડવાનું ધ્વજારોપણ થયું અને બર્લિન ખાતે હિંદી સ્વાતંત્ર્ય સમિતિ (Indian Independence Committee) ની સ્થાપના થઇ.

હિંદના બળવાવાદીઓએ આ પ્રમાણે જર્મનીની સહાય સ્વીકારી તે ઉચિત હતું કે નહિ, એ પ્રશ્ન અહિં ઉપસ્થિત થાય છે. પરંતુ ઇતિહાસ ઉકેલતાં તેમણે જોયું કે જગતમાં બધે જ ગુલામીથી પીડાતી પ્રજાઓએ શાસક પ્રજાના શત્રુની સહાય લીધીજ છે. તેમના અભિપ્રાય પ્રમાણે રાજદ્વારી કારણોને અંગે આ પગલું અત્યંત વાજબી અને મુત્સદીગીરીભર્યું હતું. તેમણે

આ અવસર સાધ્યો ન હોત તો મૂર્ખાઈ અને પ્રમાદનુંજ પ્રદર્શન થાત. યુદ્ધ વખતે મિત્રરાજ્યોના હાથ નીચે કચડાતી બધી પ્રજાઓ જર્મનીને પડખે આવી ઉભી હતી અને યુરોપના મધ્ય ભાગમાંના રાજ્યોની ગુલામીમાં પીડાતી પ્રજાઓએ મિત્રરાજ્યોની સહાય સ્વીકારી હતી.

"બંગાળામાં વિપ્લવવાદ" (બાંગલાય વિપ્લવવાદ) નામના પુસ્તકમાં શ્રી. નલિનીકિશોર ગુહા લખે છે કે જર્મનીની સહાય સ્વીકારવાની બાબતમાં બધા બળવાવાદીઓ સંમત નહતા. પરંતુ મારા જાણવા પ્રમાણે તો એ વાત સાચી નથી. ભાઈ ગુહા મને માફ કરે. તેમણે એ વાત ક્યાંથી સાંભળી તે મને સમજાતું નથી. મારી જાણ પ્રમાણે તો જે વેળા જર્મનીની સહાય લેવાનું નક્કી થયું તે વેળા દેશમાંના તેમજ પરદેશમાં વસતા બધાયે બળવાવાદીઓએ તે વાત આનંદ સહિત સ્વીકારી લીધી હતી.

## એક કાંટા વડે બીજો કાંટો

આજે એમ કહેવામાં આવે છે કે જર્મનીની સહાય લેવામાં દોષ છે. શાહીવાદ તો રહે છે જ. એક સત્તાને બદલે બીજી શાહી સત્તા દાખલ થાય છે-અને એ સહાય સ્વીકારવામાં સજ્જડ ભૂલ થયેલી વગેરે. પણ એવા જુના પુરાણા વિચારો હવે દૂર થવા લાગ્યા છે. જે વેળા જર્મનીની સહાય લેવામાં આવી હતી તે વખતે તો કોઇએ પણ આ વાંધો ઉઠાવ્યો નહતો. અને જર્મનોએ પણ કદી હિંદુસ્થાન જીતવાની ઇચ્છા બતાવી નહતી. જર્મન સરકારે તો ખુલ્લી રીતે અનેક વાર જાહેર કર્યું હતું કે હિંદુસ્થાન પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરે તેમાં અમારી પૂરી સહાનુભૂતિ છે.

વળી બીજી પણ એક વાત છે. હિંદી વિપ્લવીઓ જર્મનીની શાહીવાદી સરકાર સાથે મળી ગયા છે અથવા તો તેમણે એની સહાય સ્વીકારી છે એમ કહીને યુરોપના ઘણાએ કોમ્યુનીસ્ટો અને સોશિયા-

લીસ્ટો—સમાજવાદીઓ તેમના પ્રત્યે ઘૃણાની દૃષ્ટિએ જોવા લાગ્યા હતા. પરંતુ હિંદના બળવાવાદીઓ મોટે ભાગે નેશનેલિસ્ટ હતા. તેમાંના કોઇક કોઇક વ્યક્તિગત જૂદી માન્યતા ધરાવતા હશે ખરા, પણ તેઓ કાંઇ સામાજિક બળવાના હિમાયતી નહતા. તેમણે તો રાજકીય સ્વતંત્રતાને ખાતરજ અંગ્રેજોના શત્રુની સાથે મિત્રતા સ્થાપી હતી. અને તેઓ તેને બીલકુલ ઉચિત અને આવશ્યક ગણતા હતા. અને એમ કરવામાં-જર્મની સાથે દોસ્તી કરવામાં બળવાપંથની પવિત્રતાને જરા પણ આંચ આવતી નથી એમ તેઓ માનતા હતા. એક કાંટા વડે બીજો કાંટો કાઢવો એને તેઓ મુત્સદ્દીપણાનું મુખ્ય લક્ષણ ગણતા. શુદ્ધ બળવો કરવાનો દાવો કરનાર બોલ્શેવિક પંથવાળાઓ પણ કાંટા વડે કાંટો કાઢવાનો સિદ્ધાંત કબુલ રાખે છે, તો પછી આમને માટે તેજ વસ્તુ શા માટે દોષ ગણાવી જોઇએ? કારણ માત્ર એટલુંજ કે હિંદીઓ બીચારા નિષ્ફળ થયા! અંગ્રેજીમાં કહેવત છે કે Nothing succeeds like success! એ અહિં બરાબર લાગુ પડે છે. વારૂ.

## કાકલૂદીનો અંત

એ પરદેશવાસી અગણિત પણ અજ્ઞાત બળવાવીરોનાં કાર્યને પરિણામે જ હિંદના રાજદ્વારી ઇતિહાસમાં એક નવા પ્રકરણનો આરંભ થયો છે. ત્યાં સુધી લંડનમાં આવેલા ઇંડીઆ હાઉસના મકાનના દ્વારપાળની પાસે કે કારકૂનોની પાસે અરજી, કાકલુદીઓ, ડેપ્યુટેશન કે મેમોરેન્ડમ લઇને ધક્કા ખાવા અને તેમની પાસે અનેક પ્રકારે ભાઇબાપા કરવા એને જ હિંદી મુત્સદ્દીપણાની પરિસીમા લેખવામાં આવતી; પરંતુ આ જુવાનોએ દેશને બતાવી આપ્યું છે કે ભારતવાસીઓ બીજા દેશોની સરકાર પાસે સમાન હકથી ઉભા રહી શકે છે. હિંદના રાજ-પુરૂષો બીજા ગુલામ દેશોની સાથે રાજકીય સંબંધ પણ બાંધી શકે છે. જ્યારે

દેશના આગેવાનો કૂપ-મંડુક ન્યાયે બધી રાષ્ટ્રીય પ્રવૃત્તિને કોંગ્રેસ રૂપી ખાબોચીયામાં જ ગોંધી રાખતા હતા, ત્યારે જેમના બાપદાદા વિષે કશુંયે જાણવામાં આવ્યું નથી એવા આ અજ્ઞાત યુવકોએ તો હિંદની રાષ્ટ્રીય પ્રવૃતિનો સારા જગતને સાક્ષાત્કાર કરાવ્યો હતો. તેઓ હિંદની પરદેશનીતિના મૂળ સ્થાપક ગણાય. ભવિષ્યમાં કોઇ વાર એ વિષય ઉપર ફરી ચર્ચા કરીશ.

## બર્લિન કમિટી

બર્લિનમાં જે કમિટી નીમાઈ તેનું પ્રથમ કાર્ય તો એ જ થયું કે દેશ પરદેશમાં જ્યાં જ્યાં બળવાવાદીઓ રહેતા તેમની ખબર મેળવવી અને તેમને કાર્યક્ષેત્રમાં ઝંપલાવવા આમંત્રણ આપવું. આ આહ્વાન ભારતવર્ષને માટે ચિરસ્મરણીય થઇ રહેશે. એને લીધે દેશના તેમજ પરદેશના બળવાવાદીઓમાં જાણે એક સણસણાટી પ્રસરી ગઈ. પૂર્વ કાળમાં થેસેલોનિકાના ખ્રિસ્તી યુવાન મંડળે ઇફિસસની મંડળીને લખ્યું હતું કે મેસિડોનિયા આવીને અમને સહાય કરો—તેવુંજ આ કમિટીનું આહ્વાન હતું.

આ સ્થળે સ્પષ્ટ જણાવવું જોઇએ કે જો બર્લિનની કમિટીના સભ્યો પ્રતિષ્ઠિત ન હોત તો હિંદમાં ૧૯૧૫-૧૬ ની સાલમાં જે બળવા પ્રવૃત્તિ જાગી તે જાગતજ નહિ અને ખાસ કરીને બંગાળમાં તો કશીજ હીલચાલ થવા પામત નહિ. આથીજ મેં આગળ લખ્યું છે કે મહાયુદ્ધ વખતે પરદેશમાં ચાલેલી બળવા પ્રવૃત્તિ સાથે બંગાળાના ઇતિહાસને ખાસ સંબંધ છે.

બર્લિન કમિટીના આહ્વાનના જવાબ રૂપે દેશવિદેશમાંથી અનેક જુવાનો જેમને બળવાની હીલચાલ પર શ્રદ્ધા હતી તેઓ હિંદ પાછા ચાલી આવ્યા. તેઓમાંના કોઇક કોઇક તો પાછા ફરતી વેળા બર્લિન થઇને આવ્યા. અમુક અમુક માણસોને મળીને ખબર આપે અને તેમને વિપ્લવકાર્ય માટે તૈયાર કરે - નાણાં આપે તેટલા માટે ચારે દિશામાંથી

જુવાનોને પૈસા આપીને હિંદમાં ઠામ ઠામ મોકલવામાં આવ્યા.

એ વેળા હિંદમાં ચોમેર, વૃદ્ધથી માંડીને યુવાનો સુધી, તેમજ રાષ્ટ્રીય તથા વિપ્લવી આગેવાનોને સૌને આ ખબર આપી દેવામાં આવ્યા; અને શસ્ત્રો મંગાવવાની વ્યવસ્થા કરવા માટે મસલત પણ થઈ ગઇ. કમિટી સ્થપાઇ તેની શરૂઆતથીજ હિંદના બધા બળવાવાદીઓને એકત્ર કરી કામે લગાડવા માટે ખટપટ કરવામાં આવી હતી. પરદેશમાં અમેરિકાની ઘદર પાર્ટી જો બર્લિન કમિટીની સાથે મળીને કામ કરે તો કમિટીને સંખ્યાનું પણ ઘણું બળ મળે તેમ હતું. એ વખતે હજારો શીખ લોકો ભારતમાં પાછા આવવા લાગ્યા હતા, અને અસંખ્ય વિદ્યાર્થીઓને દુનિયામાં ચોમેર બળવા પ્રવૃત્તિના કામ માટે મોકલવામાં આવતા હતા.

## એ જમાનો !

આહા ! આજે તો એ સમય વહી ગયો છે ! એ કામ વેળા વિપ્લવીઓના અંતરાકાશમાં આશા–રવિનાં કિરણો ફુટવા લાગ્યાં હતાં. તે સમયે તેમના અંતરમાં કઈ કલ્પના આવી હશે ને કઇ ન આવી હોય તે કહી નહિ શકાય. શો એમનો ઉત્સાહ! શું એમનું સાહસ! બંગાળાની બળવા પ્રવૃત્તિનો ઇતિહાસ લખતાં કોઈ કોઇ લેખકે, આગલા બંગાળી કવિઓએ શીખ જોદ્ધાઓની બહાદુરીનું જે વર્ણન કર્યું છે તેવું, માત્ર બંગાળી વિપ્લવવીરોનેજ લાગુ પાડવા પ્રયાસ કર્યો છે. પરંતુ ખરૂં જોતાં એ વર્ણન આખા હિંદના બળવાવીરોને લાગુ પાડી શકાય તેવું છે. તેથીજ કહું છું કે એ દિવસ ચાલ્યો ગયો છે! જેણે એ આંદોલનમાં સ્વયમેવ ભાગ લીધો છે તેજ સમજે કે કેવી ભવ્ય આશા, ઉત્સાહ અને શ્રદ્ધાનો એ અવસર હાથમાંથી ગયો છે.

લક્ષ પરાણે શંકા ના માને
ના રાખે કાહાર ઋણ

(પ્રાણુમાં અણુ પણુ અશ્રદ્ધા નહિ, કોઇની કશી પરવા નહિ.) વિપ્લવીઓના સબંધમાં આ ઉક્તિ ખરેખર સાચી હતી. સાહસમાં ઝંપલાવીને તેઓ દેશ પરદેશ જ્યાં મોકલવામાં આવે ત્યાં જતા હતા. પાસપોર્ટ-પરવાનો લીધા વગર ગુપ્ત વેશે તેઓ સર્વત્ર ફર્યા છે. તેઓ જીબ્રાલ્ટરને રસ્તે થઇને યુરોપ જઇ પહોંચ્યા છે; જ્યારે તે રસ્તો બંધ થયો ત્યારે અંગ્રેજોના નાકની દાંડી સામેથી બર્લિન જઈ પહોંચ્યા છે અને ત્યાંથી એવીજ રીતે પાછા પણુ ફર્યા છે! તેમના અંતરમાં બસ એકજ અવાજ ઉઠતો હતોઃ કુછ પરવા નહિ—જે થવાનું હોય તે થાય.

## જીવસાટે સાહસો!

બર્લિન કમિટીએ એ યુવાનોને જ્યાં જ્યાં મોકલ્યા ત્યાં ત્યાં તેઓ જરા પણુ અચકાયા વગર તરતજ જઇ પહોંચેલા. તેમને મન મૃત્યુનો તો જરાયે ભય ન હતો. મોતને તેઓ ગજવામાં લઇને ફરતા હતા. તેમને મન તો—

સત્યા ઇ જીવન મૃત્યુ પાયેર ભૃત્ય
ચિત્ત ભાવનાહીન.

—જીવન ને મૃત્યુ બંનેય જાણે તેમના ગુલામ હતા, તેઓ એટલા નિર્વિકારી હતા. તેમણે શું શું કર્યું નથી? સુએઝ કેનાલ રાતોરાત તરી જઇને ઇજીપ્તમાં ગયેલા હિંદી સિપાઈઓમાં બળવાની ચીણુગારી મૂકવાની હતી. ચટ્ટ લઇને એક બંગાળી અને એક મદ્રાસી યુવાન ભરદરિયે ઝંપલાવવાને તૈયાર થઈ ગયા. મદીનાના હાજી લોકોમાં બળવાની આગ પ્રગટાવવાની હતી-તે વેળા ઝટ કરતો કે એક બંગાળી હિંદુ ત્યાં જવાને તત્પર થયો. દૂર દૂર પૂર્વ દિશામાં ઠેઠ પાસિફીક મહાસાગરના કિનારા પરના દેશમાં જઇને હથિયારો વગેરે લાવવાનાં હતાં—કે તરતજ બંગાળી અને પંજાબી જુવાનોની ટોળી તે કામે લાગી ગઈ. ઈરાન અને બલુચિસ્તાનની રણુભૂમિમાં

થઇને હિંદમાં હથિયારો લઇ આવવાને માટે પણ જુવાન મંડળ ઉત્સાહથી દોડી પહોંચતું. તે દિવસે સૌના દિલમાં બસ એકજ ભાવનાની જ્વાળા પ્રગટેલી હતી કે—યાહોમ કરીને પડો. પછી ભવિષ્યમાં શું થાય છે તે જોઇ લેવાશે. મરીશું કે જીવીશું તેનો ક્ષણભર પણ વિચાર આવતો ન હતો.

આવી પ્રબળ મનોદશાની સાથે બળવાવાદી યુવાન વર્ગે તે દિવસે ઝંપલાવી દીધું હતું. મેં પહેલેથીજ કહ્યું કે બળવા મંડળ તરફથી આખા હિંદના જુદા જુદા ભાગોના મુખ્ય મુખ્ય માણસો કને બળવાનો સંદેશો અને માણસ મોકલવામાં આવ્યાં હતાં; પરંતુ કોણ જાણે શાથી પણ પંજાબ અને બંગાળા સિવાય બીજા કોઇ પણ પ્રાંતવાળાઓએ એ સંદેશો અને આહ્વાન ઝીલ્યાં નહિ. એ બે પ્રાંતના અમુક મર્યાદિત ભાગોમાંની એ પ્રવૃત્તિ સિવાય બીજે કશેય એવી પ્રવૃત્તિ નજરે ન પડી.

## હેરી સન્સની પેઢી !

બર્લિનમાં કમિટી સ્થપાયાની વાત અને જર્મનીએ સહાય આપવાનું કબુલ કર્યાની વાત યુરોપ અને અમેરિકા થઇને બંગાળામાં આવી પહોંચી. વળી પૈસા પણ તે લોકોએ મોકલ્યા અને તે નિર્વિઘ્ન આવી પણ પહોંચ્યા. એને લીધેજ કે કોણ જાણે શાથી —પણ બળવાવાદીઓમાં પડેલાં તડો કેટલીક વાટાઘાટ કરીને એકત્ર થઈ ગયાં અને ભેગાં મળી કામ કરવા લાગ્યા. બર્લિનવાળાએજ ઘાટ ગોઠવી દીધો કે ત્યાંથી મોકલાયલા હથિયાર વગેરે અહિં બાલેશ્વર (બાલાસોર) ખાતે ઉતારી લેવા,–એ બંદર પર તેનો કબજો લેવો. એટલા ખાતર બળવાવાદીઓએ Harry & Sons ને નામે 'યુનીવર્સલ એમ્પોરિયમ' કહેવાતી એક પેઢી ત્યાં ઉઘાડી.

પંજાબનું કાર્ય ઘદર પાર્ટીના હાથમાં હતું. એ મંડળમાં હિંદના બધા પ્રાંતોના અને બધાય ધર્મના માણસો ભળેલા હતા. તેમનાં

સાહસ, સ્વાર્થત્યાગ અને બલિદાનનો જગતભરમાં જોટો નથી. ધદર પાર્ટીવાળા શીખ કામદાર લોકોએ હિંદમાં પાછા આવીને બળવાનું જે કામ ઉપાડયું હતું. તે ભારતના બળવા-ઇતિહાસનું પ્રકરણ છે. પરંતુ આ પુસ્તકમાં તેનું લંબાણુ વર્ણન કરવાનો અવસર નથી. તેજ પ્રમાણે એ સમયની બંગાળાની આંતરિક અવસ્થા કેવી હતી તેનું વર્ણન પણ અહિં કરવું ન ઘટે; પરંતુ બહાર હિંદને લગતું જે કંઇ કામ થયેલું તેને લગતી માહિતી હું રજુ કરીશ.



## દૂર દૂર પૂર્વ દિશામાં

### આંદામાન પર હલ્લો

૧૯૧૫ના મે માસમાં બર્લિનની કમિટીએ ક્રાફ્ટ નામના એક જર્મનને જાવા બેટના મુખ્ય શહેર બટેવિયામાં મોકલી આપ્યો; એવા હેતુથી, કે ત્યાં બધી ગોઠવણુ કરી આન્દામાન બેટ પર હલ્લો કરવો અને ત્યાંની જેલમાં પૂરાયલા રાજદ્વારી કેદીઓને મુક્ત કરવા. એ કેદીઓને પાસેજ આવેલા કોઈ નિષ્પક્ષ (ઇંગ્રેજોનું કે તેમના પોતીકા જેવા સામ્રાજ્યનું જ્યાં ચલણુ ન હોય એવા) દેશોમાં પહોંચાડવા, ને હથિઆરો તથા બીજો બન્દોબસ્ત કરવો. એ જર્મન ગૃહસ્થ મિ. ક્રાફ્ટ બટેવિયા બરાબર વખતે પહોંચ્યા, અને તેણે ત્યાંથી બર્લિન સંદેશો મોકલ્યો કે અહિં બટેવિયાથી

સ્ટીમર લઇને આંદામાન પર હલ્લો કરવાનું બહુજ સહેલું છે અને તે દિશામાં હું પ્રયત્ન પણ કરી રહ્યો છું. વળી તેણે એમ પણ જણાવ્યું કે અહિં હોટેલમાં રહેતા કેટલાક ભારતવાસી બળવાપંથીઓની સાથે મારે વાતચિત થઈ છે. યતીન્દ્રનાથ મુખોપાધ્યાયે મોકલેલા માણુસો તે આ જ, વગેરે.

પરંતુ કેટલાક મહિના પછી શિયાળાની ઋતુમાં બર્લિનમાં ખબર આવ્યા કે ક્રાફ્ટને તો સિંગાપોરમાં અંગ્રેજ લોકોએ પકડ્યો છે. આથી બટેવિયાની મારફતે આંદામાન પર હલ્લો કરવાની યોજના એટલેથીજ પડી ભાંગી.

ક્રાફ્ટ જાવાબેટમાં રહેતો હતો, ત્યારથી ઇંગ્રેજના જાસુસો તેની પાછળ લાગ્યા હતા. આન્દામાન પર હલ્લો લઇ જવાની વાત અંગ્રેજ સરકારને કાને જઇ પહોંચી હશે કે ? શ્રીયુત ઉપેન્દ્રનાથ બંદોપાધ્યાય પોતાની 'નિર્વાસિતેર આત્મકથા' નામની ચોપડીમાં લખે છે કે "આંદામાનમાં (મારી સાથે) રહેતા રાજકેદીઓને એક વાર લાગેલું કે પેલી જર્મન આગબોટ એમડન (Emden) (જે તે વેળા મદ્રાસ તરફને કિનારે બોમ્બ નાંખતી હતી તે) આંદામાન પર હલ્લો કરીને બધા રાજકેદીઓને મુક્ત કરવાનો પ્રયત્ન કરશે" અમેરિકાના એક છાપાંનો લેખક તે વેળા ફરતાં ફરતાં કલકત્તે આવેલો, ત્યારે તેણે પોતાના છાપામાં લખી મોકલેલું કે મેં કલકત્તામાં લોકોમાં વાત થતી સાંભળી છે કે બળવાવાદીઓ આન્દામાન સર કરીને રાજદ્વારી કેદીઓને છૂટા કરવાનો પ્રયત્ન કરશે. આ લોકવાયકા એ સાચી ઘટનાના આભાસ પરથી જ ઉડી હશે કે કેવળ કપોળકલ્પિત ગપ્પા તરીકે ઉદ્દ્ભવી હશે? હું નથી કહી શકતો. અમેરિકાની કોઇ વ્યક્તિએ કહેલું કે જ્યારે જર્મન સરકારે હિંદી વિપ્લવીઓને સહાય આપવાનું નક્કી થયાની વાત આવી ત્યારે ત્યાંના કોન્સલની મારફતે એમડનના કપ્તાનને બીનતારી સંદેશો:

આપવામાં આવ્યો કે તમે આન્દામાન પર હલ્લો કરો. પરંતુ આ વાત સાચી કે નહિ તે નક્કી નથી. વળી એમડનના લેફ્નટેન્ટે પાછળથી કોઇક બળવાવાદી સાથે સુમાત્રામાં મુલાકાત થતાં કહેલું એવો કોઇ સંદેશો અમને મળ્યો ન હતો.

## ચીન અને જાપાન

બર્લિન કમિટીનું મુખ્ય કામ હિંદમાં હથિયારો મોકલી આપવાનું હતું. આ કામ માટેનું મથક પાસિફિક મહાસાગરના કિનારા પર પાસેની જગાઓમાંજ રાખી શકાય એટલા માટે જર્મન સરકારે એ દિશામાં તજવીજ કરવા માટે એડમિરલ વોન હિંટઝને પોતાના પ્રતિનિધિ રૂપે પેકિંગ મોકલ્યો. અને અમેરિકાના સંયુકત રાજ્યોમાંના પોતાના એલચીને હથિયારો ખરીદ કરવાનો હુકમ આપ્યો. અમેરિકાથી એ બધાં હથિયારો હિંદમાં કેવી રીતે લાવવાં તેના માર્ગની તપાસ કરવા માટે અનેક જુવાનોને ચીન, સિયામ વગેરે સ્થળોએ મોકલવામાં આવ્યા.

આની પહેલાં પરદેશમાંથી મોકલાયલા યુવકો જર્મનીએ સહાય આપ્યાની ખબર લઇને બંગાળે પાછા આવી પહોંચ્યા. જેઓ અમેરિકાથી પાછા ફર્યા તેઓ દેશમાં આવી રાસબિહારી બસુ પાસે ગયા. પરદેશ જવામાં રાસબિહારીનો મુખ્ય હેતુ જર્મનીની સહાય મેળવવાનો હતો. તેણે જાપાન પહોંચીને ચંદ્રનગરના કોઇક માણસ ઉપર સંદેશો મોકલ્યો. તે જાણીને ગિરિજાબાબુના પ્રમુખ પણા હેઠળ ચાલતી અનુશીલન સમિતિએ યતીન્દ્રનાથ મુખોપાધ્યાયની ટોળી સાથે ભળીને કામ કરવાનું માંડી વાળ્યું. રાસબિહારી જાપાન ગયા તેનો હેતુ યતીન્દ્રનાથથી અજાણ્યો ન હતો. રાસબિહારીની કાંઇ ખબર ન મળવાથી તેણે અવનીનાથ મુખોપાધ્યાયને જાપાન જઈ તપાસ કરવાનું કહ્યું.

એટલામાં યતીન્દ્રનાથની સામે વારંટ નીકળ્યું તેથી છુપા

રહેવા માટે તથા હથિયારોનો કબજો લેવા માટે એમ બે હેતુથી તે બાલાસોર ચાલ્યો ગયો. પરંતુ હથિયારો ધારેલે વખતે નીમેલે સ્થાને આવી પહોંચ્યા ન હતા. અને પોલિસ તો પાછળ લાગેલીજ હતી. આથી યતીન્દ્રનાથને પોતાના ગોઠીઆઓ સાથે બારીપાદના જંગલ તરફ નાસવું પડયું. અને આખરે તો તેને પોલિસની સામે છૂટે હાથે લડતાં લડતાં અકાળ મોતે મૃત્યુને શરણ થવું પડયું.*

અવનીનાથ મુખોપાધ્યાય

૧૯૧૫ની સાલમાં અવનીનાથ જાપાન જઇ પહોંચ્યો. અને રાસબિહારી બસુની સાથે મુલાકાત કરી. રાસબિહારી અને બીજાઓની સાથે મળી કેટલુંક કામકાજ કરી અવનીનાથ તેમની સૂચના લઇને દેશમાં પાછો ફરવા માટે રાસબિહારીની સાથે શાંધાઇ આવ્યો. એટલામાં રાસબિહારીને હિંદમાંથી કાગળ મળ્યો, તેમાં લખ્યું હતું કે ધાડ પાડીને પૈસો મેળવવાનું હવે બની શકે તેમ નથી. માટે ગમે તેમ કરીને પૈસા મોકલી આપો.

એ પરથી રાસબિહારીએ અવનીને કહ્યું કેઃ દેશમાં જઇ યતીન્દ્રનાથને મળીને કહેજે કે તું હજુ બહુ નાનો છે, છતાં રાસબિહારી તને સમાન કોટિનો નેતા ગણી લેવા તૈયાર છે. પરંતુ આ રીતે તું એકલો બધા પૈસા લઈ લે અને બીજા મંડળને બીલકુલ સહાય નહિ કરે તો તેમાં ખરાબી થશે. એવી રીતે કાંઇ તડજોડ સંભવે નહિ, વગેરે.

શ્રી૦ શચીન્દ્રનાથ સાન્યાલ પોતાના 'બન્દી જીવન' (પંજાબનું પ્રચંડ કાવતરું-ગાંડીવ) નામક પુસ્તકમાં એક જગાએ લખે છે. કેઃ "અમારા મંડળે બળવાપ્રવૃત્તિ અંગે મસલત કરવા માટે યતીન્દ્રને બનારસ બોલાવ્યો હતો." અને બીજી જગાએ લખ્યું છે,

* એની સંપૂર્ણ હકીકત 'પંજાબનું પ્રચંડ કાવતરું' માં છે.

કે-"યતીન્દ્રના મંડળે ઢાકાના મંડળ સાથે સહકાર કર્યો નહોતો." એ પછી રાસબિહારીએ અવનીને આમ કહેવું એ પરસ્પર વિરોધી બને છે. આ પરથી માલમ પડે છે કે આખરના ભાગમાં આ-ગેવાનોએ ભેગા મળીને કામ કર્યું હતું.

રાસબિહારીએ અવનીને હિંદમાં પાછો વિદાય કરતી વેળા ૭૫ (હિંદી) માણસોનાં નામઠેકાણાં એક કોરી ચોપડીમાં લખી આપ્યાં હતાં. પાછા ફરતાં એ જોખમ ભરેલી ચોપડી સાથે અવની સિંગાપુરમાં અકટોબર મહિનામાં પકડાઇ ગયો; પણ પાછળથી તે જેલમાંથી છટકી નાઠો હતો.

## જાપાનની મદદ

એ વખતે હથિયાર વગેરે લાવવાના કાર્યમાં સહાય કરવા માટે હિંદી બળવાવીરો પાસિફિક મહાસાગરના કિનારા પરના દેશોમાં આવવા લાગ્યા. એશિયાના પૂર્વ પ્રદેશોમાં તે વેળા હિંદમાં બળવો જગાડવા માટે ભારે ધમાલ મચી ગઇ. જો કે જાપાન, ચીન, ફીલીપાઇન ટાપુઓ, સિયામ, જાવાએટ વગેરે દેશોમાં એ કાર્યની ગુન્હામાં ગણતરી થતી હતી. જાપાનમાં કાઉંટ કૂમા વગેરે અનેક સહાનુભૂતિ ધરાવનારા મિત્રો મળેલા ખરા. તેમણે તો કહી દીધું હતું કે જો હિંદમાં બળવાની જવાળા પ્રગટશે તો અમારા દેશનું લશ્કર તમને દાબી દેવાનાં કાર્યમાં સહાય આપવા માટે નહિ જાય એવો અમે પ્રયત્ન કરીશું. ચીન-દેશના આગેવાન સુન યાટ સેનની પણ મદદ વિપ્લવીઓને એ વેળા મળી હતી. આ બધા અનુકૂળ સંજોગોને લીધે તેમણે પોતાનું કાર્ય સાધવા માટે Inter-national Volunteer Corps જુદા જુદા દેશના સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી. એ ટુકડીમાં ઘણાક ખાનદાન જાપાની જુવાનો દાખલ થયા હતા.

પૂર્વદેશોનું કામ સંભાળવા માટે શ્રી૦ ભગવાનસિંગ તે વેળા

ઠેઠ અમેરિકાથી આવીને ફીલીપાઈન બેટમાં ગયેલા. પરંતુ તે દેશની રાજસત્તા તેમની વિરૂદ્ધ પડયાથી તેઓ સઘળું કામ શ્રી૦ દોસ્ત-મહમદ નામના માણુસને સોંપી દઇ જાપાન ચાલ્યા ગયા. ત્યાંથી પછી તેઓ ચીનમાં ગયા અને રાસબિહારીની સાથે મળીને ત્યાંનું કામકાજ કરવા લાગ્યા.

## ચોમેરથી હલ્લો

આત્મારામ, કપુરની સાથે પાસિફિક મહાસાગર પર આવેલા ચીની શહેર સ્વાટો (Swato)થી બાંકોક (Bangkok) પગે ચાલીને ગયા. સિયામમાં એ લોકોએ અમરસિંગ ઇંજનેરને ત્યાં પોતાનું મુખ્ય મથક રાખેલું. એવી યોજના કરવામાં આવી હતી કે સિયામમાં રહેલા જર્મનોએ હિંદીઓ સાથે મળી જઈને મોલમીનને રસ્તે બ્રહ્મદેશ પર હલ્લો કરવો અને ચીનદેશવાસી જર્મનોમાંથી બે ટુકડીઓ પડી જાય. એક સિયામની ટુકડી સાથે ભળી કામ કરે અને બીજાએ બ્રહ્મદેશના પદભ્રષ્ટ થયેલા રાજાના વંશજને મોખરે રાખીને ભામો (Bhamo) ને રસ્તે ઉત્તર બ્રહ્મદેશ પર હલ્લો કરવો. વળી એમ પણ નક્કી થયું કે ત્રણ હથિયાર ભરેલી આગબોટ યોજવી. તેમાંની એકમાં પાંચસો જર્મન ઓફીસરો અને એક હજાર સૈનિકો હોય. તેણે આન્દામાન જઈને રાજદ્વારી કેદીઓને છોડી મૂકવા અને કલકત્તે આવવું. બીજી બે આગબોટમાંની એકે બંગાળાના બીજા ભાગ પર હુમલો કરવો અને ત્રીજી આગબોટ પશ્ચિમ હિંદ તરફ ખંભાતના અખાતમાં દાખલ થાય અને ત્યાં બળવાવાળાઓ તેનો કબજો લે. વળી બ્રહ્મદેશ પર હલ્લો કરતાંની સાથે સાથે પંજાબ અને બંગાળામાં એકી સાથે વિપ્લવનો વાવટો ઉડાડવો. અને અફઘાનિસ્તાન અને બલુચીસ્તાનની દિશામાંથી પણ હુમલાનો પ્રયાસ કરવો.

આવી theoretical યોજના હિંદી બળવાવાદીઓએ અને

જર્મનોએ સાથે મળીને જુદે જુદે ઠેકાણે અને જુદા જુદા હેતુથી ઘડી હતી. પરંતું તેનું ફળ સંતોષકારક ન આવ્યું. ઘણા હિંદી વિપ્લવીઓ એક પછી એક પકડાઈ ગયા. અને જર્મનો તો 'નાસ મારા બાપ' કરીને પલાયન કરી ગયા. કોઈ કોઈ હિંદીઓ કહે છે કે આ બધી ગોઠવણોમાં ઘણાક જર્મનોએ સારી પેઠે હાથ માર્યો. આ બધી પ્રવૃત્તિ કેવી રીતે ભાંગી પડી તે ક્રમે ક્રમે વર્ણવીશ.

## સિંગાપોરનો બળવો

સૌથી પહેલાં સિંગાપુરના સિપાઇઓએ માથું ઉંચક્યું. બર્લિનમાં એ બળવાના ખબર એમ આવ્યા કે સિપાઇઓએ બળવો કરીને સાત દિવસ સુધી શહેરને કબજે રાખેલું અને સાથે સાથે નજરકેદ જર્મન અમલદારોને છોડી મૂકેલા. સિપાઇએ તેમને કહ્યું કે તમે યુદ્ધમાં અમારી આગેવાની સ્વીકારો અને તોપ વગેરે શી રીતે વાપરવાં તે બતાવો. પરંતુ જર્મનોએ કહ્યું કે અમે તો અંગ્રેજો સાથે વચનથી બંધાયા છીએ કે અમે હથિયાર પકડીશું નહિ. આથીજ તેઓ સિપાઈઓને સહાય કરી શક્યા નહિ. આગેવાનોને અભાવે સિપાઇઓ ઝાઝો સમય લડીને બળવો ટકાવી શક્યા નહિ.

એટલામાં તો અંગ્રેજનાં મિત્રરાજ્યો-યુરોપનાં રાજ્યો તેમજ જાપાન-નો જંગી કાફલો આવી પહોંચ્યો. તેણે સિપાઈઓને તરત જ દાબી દીધા. રાઉલેટ હેવાલ પરથી તો એમ માલમ પડે છે કે જાપાની નૌકાસૈન્યે હિંદી સિપાઇઓની સામે ગોળી ચલાવવાની ના પાડી હતી. બળવો શમ્યો તે માત્ર યુરોપિયન નાવિકોની સહાયથી જ. પરંતુ મેં તો એમ સાંભળ્યું છે કે જાપાનીઓએ પણ હિંદી સિપાઇઓ સામે ગોળી ચલાવી જ હતી. બીજી બાજુએથી મળેલી ખબર પરથી એવું માલમ પડે છે કે સિંગાપુરનો બળવો, એ ઘદરમંડળવાળાનું જ કામ હતું. આ કામ

માટે તેઓએ શ્રીયુત મૂળચંદજીને સિંગાપુર મોકલ્યા હતા. આખા બળવાના વ્યવસ્થાપક ને ઉત્પાદક શ્રી૦ મૂળચંદજ હતા. તેઓ ત્યાં રહ્યા તે દરમ્યાન જર્મન કેદીઓ સાથે સંબંધ બાંધી શક્યા. શ્રી૦ મૂળચંદજીએ તેમની સાથે નક્કી કર્યું હતું કે હિંદી સિપાઇઓ બળવો કરીને જર્મન કેદીઓને મુક્ત કરે ને પછી બને જણે મળીને મલાયા દ્વિપકલ્પનો કબજો લઈ સિંગાપુરમાં **થીંગ્ટો જર્મન વૉર મરીન** Thingtau German War Marine સ્થાપન કરવું અને એ રીતે પૂર્વ એશિયામાંથી ઇંગ્રેજોને હાંકી કાઢવા; ને પછી તેમણે હિંદમાં જાગેલા બળવાને સહાય કરવી.

આ મસલત પર આધાર રાખીનેજ સિંગાપુરના સિપાઇઓએ માથું ઉંચક્યું હતું. સિંગાપુરમાં તે વેળા અંગ્રેજી લશ્કર બીલકુલ ન હતું. (સરકારે તો જાપાનીઓની મદદ લઈને ત્યાં યુદ્ધ ચલાવેલું) અને જર્મન કેદીઓ તો છૂટા થતાંની સાથે સિંગાપુરથી સુમાત્રા પલાયન કરી ગયા.

લાચાર બની શ્રી૦ મૂળચંદ પોતે પણ સિંગાપુર છોડી ચીન દેશ નાસી ગયા. બિચારા અભણ સિપાઇઓ અટુલા પડયા ને માર્યા ગયા.

## વકીલ બાબુ !

તે પછી બટેવિયાથી આન્દામાન હલ્લો લઈ જવાનો પ્રયત્ન કરવા યોજાયલી આગબોટ પણ પકડાઇ ગઇ અને ક્રાફ્ટ પણ પકડાયો ને મૃત્યુદંડ પામ્યો તે તો પહેલેથીજ કહ્યું છે. બટેવિયામાં એક હિંદી મથક ઝમાવવામાં આવ્યું હતું. ત્યાં આગળ ક્રાફ્ટની સાથે શ્રી૦ યતીન્દ્રનાથ મુખોપાધ્યાયનાં માણસો ભળી ગયેલાં. રાસબિહારી અને યતીન્દ્રને બનતી રાશ નહોતી છતાંયે તેણે એક વકીલને નાણાં આપી બટેવિયા મોકલેલો. આ વકીલ બ્રહ્મદેશમાં વકીલાત કરતો હતો. યતીન્દ્રનાથનો ચેલો ર૦ ભોળાનાથ ચક્રવર્તી

જ્યારે બ્રહ્મદેશમાં રહેતો ત્યારે તેના ઘરમાં આનો મુકામ હતો, ને એ સહવાસમાં જ બળવાવાદી બનેલો. ગમે તેમ, પણ આ વકીલબાબુજીએ માંહોમાંહેના વેરઝેરને અંગે સિંગાપુર આવી બધી વાત સરકાર આગળ ફોડી દીધી. તેને બધી જ હકીકતની માહિતી હતી. જે વહાણ હથિયારે લદાઈ બંગાળાના ઉપસાગરમાં આવવાનું હતું ને જે વહાણમાં બેસી સિયામનો જર્મન એલચી જતો હતો તે વિષે પણ એને બધું માલમ હતું. એટલે એ બધી હકીકત જાણતાંજ ઈંગ્રેજની 'એચ, એમ, એસ. કોર્નવેલ' નામની આગબોટે પેલા હથિયારભર્યાં વહાણને આંદામાન પાસેજ ડુબાડી દીધું અને જર્મન એલચીને કેદ પકડી લીધો.

## જર્મન એલચીનો અહેવાલ

જ્યારે પૂર્વ એશિયામાં આ પ્રમાણે કામકાજ ચાલતું હતું, ત્યારે જેઓ અમેરિકાથી પાસિફિક મહાસાગરના કિનારા પર આવેલા તેઓ, કંઈ થઈ શકતું નથી એમ જોઈ પાછા અમેરિકા જતા રહ્યા. પણ તેમનામાંના જોધસિંહ, ચિંચીયા અને સુકુમાર ચટ્ટોપાધ્યાય ત્રણ બાંકોક ગયા, અને ત્યાંના જર્મન એલચીને મળ્યા. તરેહવાર રસ્તે ભટકી આ જર્મન એલચીનો જે રિપોર્ટ ૧૯૧૭ની સાલમાં બર્લિન પહોંચ્યો તેમાં તેણે લખેલું કે: મેં અત્યાર પહેલાં બાંકોકના એક શીખ મજૂરને હિંદી બળવા-વાદીઓ પાસેથી ખબરો મેળવવા હિંદ મોકલ્યો છે. તેણે ચટ્ટગામ જઇ બળવાપંથીઓની મુલાકાત લીધી અને પાછો ફર્યો. એ દરમ્યાન અહિં (બાંકોક) ત્રણ માણસો આવી લાગ્યા. તેમનું વર્તન ને ચેનચાળા મને કંઇ સારા ન લાગ્યા. તેમનો ઠાઠમાઠવાળો અમેરિકન પોશાક અને અમેરિકન પદ્ધતિની લાંબી લાંબી વાતો સાંભળી મને તો તેમના પર શ્રદ્ધા નજ થઈ. ચિંચીયાએ મને કહ્યું: We have Come to kick a system into the Matter વગેરે વગેરે,

એ પછી થોડા દહાડા કેડે પેલો શીખ મજૂર ભયભીત થઇને એલચી સાહેબની પાસે દોડી આવ્યો અને કહ્યું કે સિપાઇઓની ધરપકડ થાય છે. એલચીએ તેને એક સુરક્ષિત સ્થળે મોકલી આપ્યો. પછી સંભળાયું કે અમેરિકાવાળા પેલા ત્રણ માણસોને સિયામની પોલીસે પકડી ઇંગ્રેજોના હાથમાં સોંપી દીધા. આવી રીતભાત આન્તરજાતીય કાયદા (International Law) ની વિરૂદ્ધ ગણાય. પણ બિચારૂં ગરીબડું સિયામ આવા પ્રતાપી મહારાજ્ય વિલાયતની ઈતરાજી કેમ વહોરી શકે?

જર્મન એલચીએ રિપોર્ટમાં લખ્યું: પકડાઈ ગયાથી એમણે બધી છાની વાતો ફોડી દીધી. આ બધા હિંદી વિપ્લવીઓ મોટે મોટી મોટી વાતો કરે છે પણ ગળા પર છરી ચાલવાનો વખત આવતાં પોપટ પેઠે બધીજ વાતો કડકડાટ બકી દે છે!

## જોધસિંહના તડાકા!

આ ત્રણ જણામાં જોધસિંહ કોઈ જુનો પંજાબી બળવાપંથી હતો. તે દેશમાંની પોલીસથી નાસભાગ કરતો યુરોપ ગયેલો ને ત્યાં ભટક્યા પછી બ્રાઝીલમાં કંઈ કંઈ કામ કર્યા કરતો. તેની સાથે કંઈક કામને અંગેજ મારે શ્રીમતી કામા મારફત પિછાન થયેલી. આ પરત્વે જોધસિંહે શ્રીમતી કામાને અભિમાનભેર લખેલું: I will show England how to make an egg stand–હું પણ વિલાયતને મારો હાથ બતાવી આપીશ. જ્યારે પરદેશના બધાંજ વિપ્લવીઓ કામ કરતાં કરતાં હોમાઇ ગયા ત્યારે બ્રાઝીલથી અજીતસિંહે જોધસિંહને પોતાના પ્રતિનિધિ તરીકે બર્લિન મોકલી આપ્યો. ત્યાં કોઇક કોઇક માણસોને તો લાગેલુંજ કે જોધસિંહ બાયલો માણુસ છે. પણ હરદયાળે કહેલું કે: જોધસિંહ મહા-જન છે, એ તો જૂનો અને ઉંચી ભૂમિકાનો બળવાપંથી છે. આટલા પરથી તેને પૂર્વ તરફ જઇ કામ કરવા સારૂ કેલીફોર્નિયા મોકલી આપ્યો. પકડાઈ જતાં એ સરકાર તરફ

ફરી બેઠો અને એને સિંગાપૂર લઈ ગયા, ને પછી વળી એને લાહોર કાવતરાં કેસમાં સાક્ષી દેવા માટે ત્યાં પણ લઇ ગયેલા. લાહોરના કેસમાં જોધસિંહે બર્લિનથી માંડી બાંકોક સુધી થયેલી સમસ્ત બળવાપ્રવૃત્તિની વાત કહી સંભળાવેલી. બર્લિનમાં આ વાતની ખબર ૧૯૧૫ ની સાલના શિયાળામાં મળી. જોધસિંહ સરકારી સાક્ષી થઈ પડયો એનાથી ઘણીજ અજાયબી ફેલાઇ, કેમકે એ તો બહુ બહુ તડાકા હાંકતો, કેવળ ધર્મ અને નીતિની બડાશ લગાવતો અને બીજાઓનાં છિદ્રો ને નબળાઇઓ બતાવતો ફરતો; ને—ને એજ માણસે સૌથી પહેલો દ્રોહ કર્યો, તેનાથી ખૂબ ક્ષોભ ને અચંબો કેમ ન ફેલાય ?

## સુકુમાર ચેટરજી

પછી ખબર મળેલી કે સુકુમાર ચટ્ટોપાધ્યાય પણ સરકારી સાક્ષી થઇ બેઠેલો, પણ મદ્રાસી ચિંચિયાને મોંઢેથી એક હરફ પણ બહાર ન નીકળ્યો. સુકુમાર તો અમેરિકામાં ભણતો હતો. તે બળવાપંથી છે એમ કદિ કોઇએ પહેલાં પણ ન સાંભળેલું. જ્યારે જર્મની મદદે તૈયાર છે એવી વાત અમેરિકામાં સંભળાઇ ત્યારે ત્યાંના ઘણાક વિદ્યાર્થીઓ એકદમ ગેલમાં આવી ગયેલા ને ધમાલ કરવા મંડી પડેલા. છૂપે વેશે પારકે પૈસે ચોમેર મોજથી મુસાફરી કરવાની આ તક સારી છે, એમ ધારીને આવા આવાઓ બળવાના કામમાં ઘૂસી પડેલા. ને બળવામંત્ર પરના વિશ્વાસની તો વાતજ શી ? બધા હિંદીઓ બહાર નહિ તોયે મનમાં ને મનમાં બળવાપ્રેમી છેજ. પણ જ્યારે અંતર બળવાન ન હોય, ત્યાગ કરવાની શક્તિવાળું ન હોય ત્યારે આવા માણસો પકડાઇ ગયેથી બધી વાત બકી મરે ને જીવ બચાવવાનો પ્રયાસ કરે, એમાં નવાઇ પણ શી ? જેણે સુકુમારને કામે વળગાડેલો તેણે પાછળથી કબુલ કરેલું કે માણસોની પસંદગીમાં હું ભૂલ નથી કરતો, પણ

કમનશીબે આ સુકુમારની બાબતમાં તો મેં સજડ છપ્પર ખાધી.

### ફણીન્દ્ર ચક્રવર્તી

દક્ષિણ એશિયામાં આમ ધરપકડો શરૂ થતાં બંગાળેથી આવતા બળવાવાદીઓ ચીન ભાગી ગયા. ફણીન્દ્ર ચક્રવર્તી ઉર્ફે "પાઈન" શાંઘાઈમાં પકડાઇ ગયો. હિંદમાં હથિયાર મોકલવાનું એક મોટું મથક શાંઘાઇ હતું. ઈ. સ. ૧૯૧૫ના છેવટના ભાગમાં જર્મન સરકારનો એક માણસ બર્લિન આવી લાગ્યો. તેણે વાત કરી કે "પાઇન" નામના એક હિંદીની સાથે મારો દક્ખણ એશિયામાં મેળાપ થયો. તેણે જર્મની એલચીના સમાગમમાં આવવાની તજવીજ કરેલી; પરંતુ તેના પર કોઇનો વિશ્વાસ ન બેઠેલો તેથી કોઇએ એને કંઈ કહ્યું નહિ. એનું કહેવું બધું તરંગી જેવું-સ્વપ્નવશ માણસ જેવું હતું. પછી તે અને જર્મન આડતિયો બંને શાંઘાઇ ગયા, પણ વારંવાર ટોકવા છતાં પાઇન એ શહેરના ઇંગ્રેજની માલિકીના ભાગમાં જતો ને પકડાઈ ગયો. પછી જ્યારે જર્મન આડતિયો યુરોપ પાછો ફરતાં વહાણમાં બેસી કોલંબો આવેલો ત્યારે ઇંગ્રેજ પોલિસે તેને પકડેલો અને "પાઇન"ની છબી બતાવી તેને પૂછેલું કે: આને તું ઓળખે છે ? તેણે હા કહેતાં પોલિસે તેને જણાવ્યું કે એને બંદુકની ગોળીથી વિંધી મારી નાંખવામાં આવ્યો છે. પણ અવની મુખોપાધ્યાય જ્યારે સિંગાપુરમાં બંદી બનેલો ત્યારે ફણીન્દ્ર ચક્રવર્તી ઉર્ફે પાઇન પણ એજ જેલમાં પડેલો હતો. તેની પાસેથી છાનીછૂપી વાતો મેળવવા માટે તેના પર ખૂબ જુલમ થતો હતો. અવની કહે કે: એક વરસ જુલમ સહેવા પછી જ્યારે લોહીની ઉલટીઓ થવા માંડી ત્યારે ફણી કહેવા લાગ્યો કે હવે તો મારાથી નથી સહેવાતું, હવે તો બધું કહી દઇશ. પરિણામે ઘણું કરી ફણી છૂટી ગયેલો. આ બધી ધરપકડ પછી પણ જેઓ છૂટા રહેલા તે બધા જાપાન જતા રહ્યા.

## હેરંબલાલ ગુપ્ત

ઈ. સ. ૧૯૧૫માં અમેરિકાથી બર્લિન ખબર આવી કે રાસબિહારી બસુ હિંદથી ભાગી જાપાન નાસી આવેલ છે. તે વેળા હથિયારો લાવવા માટે શ્રી હેરંબલાલ ગુપ્ત જાપાન ગયા. પણ જાપાની સરકારે, ઇંગ્રેજ સરકારની ટોકણીથી એ બંને માણસોને પકડી સોંપી દેવા ખટપટ કરી. છતાં જાપાની મિત્રોએ એ બંનેને પોતાના ઘરમાં છુપાવી રાખ્યા. ટોકીઓની બહાર આવેલા એક જણના ઘરમાં એક નાનકડા ઓરડામાં રાસબિહારી બસુને અને હેરંબને ઘણા દહાડા ભરાઇ રહેવું પડેલું. પણ એ જાતની જીંદગી હેરંબથી ખમી ન શકાઇ. તેથી એક દહાડો જાપાની વેશ ધરી બરફ ઉપર દોટ મૂકી તે ટોકીયો ગયો અને ત્યાંથી અમેરિકા નાસી આવ્યો.

## લાલા લાજપતરાય

હેરંબ ગુપ્તનું જાપાનમાં આવવું થયું તે પહેલાં લાલા લાજપતરાય તે દેશમાં આવેલા. રાસબિહારી અને હેરંબ પકડાયાની ખબર મળતાં ઘણું કરી લાલા લાજપતરાયે પણ જાપાન તજી ચાલ્યા જવા તૈયારી કરી. પણ ત્યાંના મુખ્ય વજીર કાઉન્ટ ઓકુમાએ તેમની માફી ચાહી કહેવડાવ્યું કેઃ એ બધું નીચલા નોકરોની ભૂલથી થયું છે, આપ જાપાન તજી ચાલ્યા ન જશો. એજ વેળા યુરોપનાં છાપાંઓમાં પ્રગટ થયેલું કેઃ સાત હિંદીઓ એક જાપાની વહાણમાં બેસી અમેરિકા જતા હતા પરંતુ ઇંગ્રેજની એક સ્ટીમરે એ વહાણ સમુદ્રમાંજ પકડી પાડયું ને સાતેયને કેદ કરી લીધા છે.

## ડૉ. ડાસ ડેક્કાર

જ્યારે પૂર્વ અમેરિકામાં હિંદના બળવા વાસ્તે આવી મોટી મોટી તૈયારીઓ થતી હતી ત્યારે એજ કામમાં વિશેષ મદદ કરવા

માટે જાવા બેટના રાષ્ટ્રીય પક્ષના મુખ્ય નેતા યુરેઝીયન કોમના ડૉ. ડોસ ડેક્કારને કમિટીએ ઇ. સ. ૧૯૧૫ના જુલાઈ મહિનામાં તે બાજુ મોકલ્યો. ડા. ડેક્કાર યુરેઝીયન હોવા છતાં (જાવાના યુરેઝીયનોને શ્વેતાંગો પોતાનામાં ભેળવતા નહોતા તેથી તેમણે ત્યાંના દેશીઓ જોડેજ પોતાનું ભાગ્ય જોડવાનું ઇષ્ટ ધારેલું.) ભારે સ્વદેશ ભક્ત હતો અને નેશનાલિસ્ટોનો ખાસ આગેવાન હતો. રાજકારણમાં માથું મારી રાષ્ટ્રીય કાર્ય કરવાના ગુન્હાસર તેને ડચ સરકારે જાવામાંથી અમુક વરસ દેશપાર કર્યો. એ દેશપારી યુરોપમાં ગાળતી વખતે તેને પંડિત શ્યામજી કૃષ્ણવર્મા* અને બીજા કોઇ કોઇ યુરોપવાસી હિંદી વિપ્લવી સાથે પિછાન થઇ. ત્યાર પછી તેણે સ્વીટઝરલાંડની ઝુરીચ વિદ્યાપીઠમાં ભણવાનું શરૂ કર્યું. ને તે પત્યા કેડે હિંદી વિપ્લવીઓના કામમાં મદદ કરવાની ઇચ્છા તેણે બતાવતાં જાવાના બળવાપંથીઓ સાથે હિંદના વિપ્લવવાદીઓનો મેળ ઝામી પડે તો હિંદનું કામ સરળ થઇ જશે એમ ધારી બર્લિન કમિટીએ તેને કામ સોંપ્યું. તેને અંગે તે અને તેનો ખાસ દોસ્ત એવો કોઈ જાવાનિવાસી 'પ્રિન્સ' બર્લિન આવ્યા. આ રાજકુંવર તો ધર્મે મુસલમાન હતો અને શરાકત-ઉલ-ઇસ્લામ નામની એ તરફની એક પ્રચંડ મુસ્લીમ રાષ્ટ્રીય સમિતિનો સભ્ય હતો. કમિટીની ઇચ્છા એવી હતી કે બન્ને મંડળોને હિંદના કામેજ લગાડવા. આ હેતુથી ડા. ડોસ ડેક્કારને એક યોજના આપી જાવા મોકલવામાં આવ્યા. એ બાજુ હિંદને લગતી જે પ્રવૃત્તિ થઇ રહી હતી તેમાં મદદ કરવી એ એનું કામ હતું. જાવામાં હથિયારો આવે તો તેનો કબજો લેવાની તેમના રાષ્ટ્રીય પક્ષે ખટપટ કરવી અને ગુપચુપ તે હથિયારો હિંદમાં મોકલવાનો બંદોબસ્ત

---

*ગુજરાતનો એકલો એક બળવાવીર. મૂળ કચ્છના હોઇ હાલ સ્વીટ્ઝરલાંડ રહે છે. હિંદમાં તો આવી શકે જ ક્યાંથી? અનુ૦

કરવો; વળી હિંદમાંથી ખબરો મેળવવા માટે પણ તેમના પક્ષના માણસોએ જવું, વગેરે કાર્ય એણે કરવાનું હતું.

## બેવકુફ હિંદીઓ (!)

જાવાના આ વિપ્લવીઓની સાથે આ જાતની યોજના નક્કી થતાં ડૉસ ડેક્કાર અમેરિકા થઇ વતન તરફ–જાવે પાછા ફર્યા. રસ્તે તેમણે કેલીફોર્નિયામાં ધદર પક્ષ સાથે કંઇક વાટાઘાટ કરી ને પછી ચીન ગયા. પણ ચીનમાં ઇંગ્રેજોએ તેમને પકડ્યા ને કેદ કરીને ઓસ્ટ્રેલીયા લઇ ગયા. કમિટીને આ વાત જણાતાં તેણે ડચ સરકાર મારફતે એમને ઇંગ્રેજના હાથમાંથી છોડાવવા માટે ખટપટ કરી; પણ એણે તો ઇંગ્લાંડમાં વસતી પોતાની બહેનને લખી મોકલ્યું કે: ઇંગ્રેજો તો મારી સાથે સારી રીતે વર્તે છે, માટે તેઓ ગુસ્સે થાય તો એવી કશી ખટપટ કરશો નહિ. આ સાંભળી કમિટીએ પોતાની ખટપટ માંડી વાળી. ૧૯૧૮ના લગભગ ડીસેંબર સુધી કમિટી તેની બહેનને દર મહિને અમુક રકમ મદદ તરીકે મોકલ્યા કરતી.

ઈ. સ. ૧૯૧૭ની સાલમાં સાનફ્રાન્સિસ્કોના કેસમાં ઇંગ્રેજોએ લાવી ડૉસ ડેક્કારને રજુ રર્યો. ત્યાં આ વિખ્યાત વિપ્લવવાદી સરકારી સાક્ષી થઇ બેઠો. તેણે અદાલતમાં બધી ગોઠવણ–રચના કહી સંભળાવી અને કહ્યું: મને તો પૈસા જોઇતા હતા. મેં જોયું કે હિંદીઓ બેવકૂફ છે ને મારી છપ્પર પર ભરોસો રાખે છે. તેથી પૈસાને ખાતર હું તેમની અંદર ઘુસી ગયો. આ પ્રમાણે તેણે વિશ્વાસઘાત કર્યો. ડૉસ ડેક્કારના આવા વલણથી હોલંડ દેશના બળવાવાદીઓ એકદમ અચંબો પામેલા. કોઇ પણ એક બળવા પ્રવૃત્તિનો નેતા અગર સભ્ય બીજા કોઈ પણ સમોવડીયા બળવાપંથની વિરૂદ્ધ આવો દ્રોહ કરે એ વિપ્લવપંથના નીતિશાસ્ત્રથી વિરૂધ્ધ છે. તેથી હોલાંડના ઘણાક બળવાવાદીઓનો ભરોસો ડેક્કાર

પરથી બિલ્કુલ ઉઠી ગયો અને તેને અણભરોસાપાત્ર ગણીને ભવિષ્યને માટે તેઓ ચેતી ગયા.

## ત્રણ વહાણ ઉપડ્યાં !

મહાયુદ્ધના ગાળામાં અમેરિકામાં તો બળવાનું કામકાજ મોટે ભાગે ઘદર પક્ષજ કર્યાં કરતો. પછી બર્લિન કમિટી અને તેણે અમેરિકામાં જે પ્રતિનિધિ મોકલેલા તેની સાથે મળી-હળીનેજ એ કામ કરે. કમિટીના પ્રતિનિધિ ઘદર પક્ષના આગેવાન સ્વ. રામચન્દ્રની સાથે મસલત કરીનેજ કામકાજની ગોઠવણ કરતા. હથિયારાદિ લાવવાના કામમાં તેઓ જર્મન અમલદારોની મદદ લેતા. ઇ. સ. ૧૯૧૫ના ઉનાળામાં બર્લિનમાં ખબર આવી કે હિન્દમાં હથિયાર મોકલાઇ ચૂક્યાં. ત્રણ વહાણ શાંત મહાસાગર તરીને પૂર્વ હિંદ તરફ જાય છે, ને બે કે એકાદ વહાણ (નક્કી યાદ નથી) સુએઝ ખાઇમાં થઇને જાય છે. તે કરાંચી જશે; અને બે શીખ બળવાવીરો એ વહાણમાં બેસી જાય છે. ઉપરાંત એવી પણ ખબર આવી કે એક અમેરિકન ધનપતિ હિંદમાં રહેલા બળવાપંથીઓને નાણા આપવા તથા એન્ટીકવીટી જુની જુની સંગ્રહણીય વસ્તુઓ ખરીદવા હિન્દ જાય છે. પણ કમનસીબે જે વહાણમાં હથિયાર જતાં હતાં તેમાંજ બેસી એ રવાના થયો. નસીબસંજોગે એ વહાણ સેલીબીસ બેટ તરફ જઇ પડયું ને ડચ સરકારે તેને અટકમાં લીધું. પછી લડાઈ પત્યા કેડે હોલાંડના સામ્યવાદી આગેવાન ટ્રોએલસ્ટ્રાએ ડચ પારલામેંટમાં આ સંબંધે એક સવાલ પણ પૂછેલો.

## લારસેન

આજું વહાણ જેનું નામ લારસેન ( Larsen ) હતું તેને કેલીફોર્નિયાના કિનારા પરજ અમેરિકન સરકારે પકડયું.

કોઇ કોઇ કહે છે કે એ વહાણ પર હથિયાર નહોતાં, કેમકે જે જર્મન ગૃહસ્થે (સ્ટારહંટે Starhunt) હિંદીઓ માટે એ હથિયાર ખરીદેલાં, પણ હિંદીઓએ તેનો કબજો વેળાસર ન લેવાથી મેકસીકોના બળવાવાદી વિલા Villaને તે વેચી દીધાં અને સુએઝની નહેરમાં થઇને જે એક યા બે વહાણ જવાની વાત હતી તેની ખબર કે તેનું શું થયું એનો પત્તો આજદિન સુધી હજુ નથી. તેઓ હિંદ પહોંચેલાં કે નહિ તે નક્કી થઇ શક્યું નથી. પણ તેને મોકલનારા તો પકડાયલા ને જેલમાં પડેલા. તેમનામાંનો એક યુરેશિયન હતો.

## ટોપલો ઓઢાડયો !

આ હિંદી પ્રવૃત્તિ વિષે પેકીંગ અને બાંકોકના જર્મન એલચીઓએ પોતાનો રિપોર્ટ બર્લિન મોકલ્યો, તે ભટકી ભટકીને છેક ઇ. સ. ૧૯૧૭ની સાલમાં ત્યાં આવી પહોંચ્યો. તેમાં લખેલું હતું કે: હિંદીઓની ભૂલથીજ-તેમનેજ વાંકે હથિયાર મોકલવાની તજવીજ સફળ ન થઇ. એ કામ તો બહુ સહેલું હતું પણ તેમણે નક્કી કરેલે વખતે હાજર થઇ કબજો લીધો નહિ. આ હિંદીઓ યુરોપીઓની મદદ શિવાય કશુંજ કરી શકે તેવા નથી. હવે તો પૂર્વ એશિયાની બાજુથી હથિયાર મોકલવાની ખટપટ શક્ય નથી. માટે હવે તજવીજ કરવી હોય તો અફઘાનિસ્તાની દિશા તરફથી કરજો.

તેમણે બર્લિન સરકારને આવી શીખામણ આપી. આ રિપોર્ટમાં કોઇક બંગાળી બળવાવાદીનું (જે હથિયાર મોકલવાની ખટપટમાં સામેલ હતો) નામ દઇ લખેલું કે તે તો ફક્ત અમારી પાસે પૈસાજ માંગ્યા કરે. આ હિંદીઓ મોંઢે લાંબી લાંબી વાતો કરે છે પણ પકડાય ત્યારે તો તરતજ બધી વાતો ફોડી દે છે. વગેરે.

## કોનો વાંક ?

કોઈ પણ બળવાવાદી સંબંધે આવી પૈસા બાબતની ફરિયાદનો રિપોર્ટ જર્મન એલચીઓએ સરકારમાં કર્યો હોય તો તે આ પહેલોજ. બર્લિનમાંની સરકાર હિંદી બળવાવાદીઓને શૂરવીર કાર્યકુશળ અને ત્યાગી માનતી અને એ રીતેજ તેમને ઓળખાવતી; પણ આવો વિરૂદ્ધ રિપોર્ટ મળતાં કમિટી ભારે શરમાઇ અને આ વિષયમાં અભિપ્રાય રજુ કર્યો કે: મહાયુદ્ધ શરૂ થતાં પહેલાં ઘણાક જુના અને વિશ્વાસપાત્ર બળવાપંથીઓ દેશ પાછા ગયા છે અને માણસોને અભાવે પાસિફિક મહાસાગરના કિનારા પર કામકાજ કરવા માટે અજાણ્યા માણસોને ઉપયોગ થયો, તેથીજ આવી વિટંબણા ઉભી થઇ. પણ હિન્દીઓના કહેવા મુજબ તો જર્મનોને વાંકેજ હથિયાર મોકલવાની તજવીજ નિષ્ફળ નીવડી હતી. તેમનું ચિત્ત એ કામમાં નહોતું ને ઉલટી તેમની મતલબ આ બધાં હથિયારો પૂર્વ આફ્રિકામાંના જર્મન સંસ્થાનોમાં પહોંચાડી દેવાની હતી. વળી એમ પણ કહે છે, કે ઘણાક જર્મનોએ હિંદી બળવાના કામને નામે સારી પેઠે પૈસો ધાબડી લીધો છે.

## જર્મનોનો સ્તો !

ઈ. સ. ૧૯૧૬–૧૭ના વચગાળામાં પેકીંગથી બર્લિન ખબર આવી પહોંચી કે: બોક્સર ઇન્ડેમ્નીટી ફંડના જર્મન ખાતામાંથી બધું નાણું હિંદી બળવાકામ પાછળ ખરચાય છે અને તેનો હિસાબ તપાસવા માટે જર્મનીમાંની બર્લિન કમિટીને આ ખબર આપવી જોઇયે. કારણ કે બધો ખરચ બર્લિન કમિટીને ખાતે ઉધારાય છે; પણ યુદ્ધ પત્યા કેડે એ ઠેકાણા પર જેમણે બંડ પ્રવૃત્તિ કરેલી તેમાંના ઘણાકને પૂછતાં તેમણે જે બાતમી આપી તે સાથે બોક્સર ઇન્ડેમ્નીટી ફંડના બધાજ પૈસા ખરચી

નાંખવાની વાતનો મેળ બરાબર બેઠો. અને વળી બળવાવાદીઓ વિરૂદ્ધ રિપોર્ટ થયા હતા તે વાત નાકબુલ કરી તેમણે કહ્યું કે જર્મનોએ પોતાની ગફલતનો વાંક ઢાંકી દેવા માટે વાત ઉલટાવી નાંખી છે. યુદ્ધ પત્યા પછી એક જર્મન જે શાંઘાઇમાંથી આ કામમાં હિંદીઓ સાથે સામેલ હતો તેને પૂછતાં તેણે કહેલું કે God knows it, Somebody has made money out of it.–ખુદા જાણે પણ કોઇક એમાંથી સજડ પૈસા હાથ તો કરીજ ગયું છે. ને કોને વાંકે એ ખટપટ નિષ્ફળ ગઈ એમ પૂછ્યું ત્યારે તો તેણે સાફ જવાબ આપ્યો કે: બીજા કોને ? વળી જર્મનોનેજ વાંકે તો !

## બીનતારી સંદેશો

જ્યારે હથિયાર લાનવાની ખટપટ પૂર્વ એશિયામાં થતી હતી ત્યારે ઇ. સ. ૧૯૧૫ના પાછલા ગાળામાં પેકીંગના જર્મન એલચીખાતામાંથી બર્લિન ખબર આવી કે હિંદના બધાજ રાષ્ટ્રનેતાઓ જેલમાં નંખાયા છે માટે હવે તો બહારથીજ હિંદમાં લોકોને મોકલો. પણ તે વેળા બહારથી માણસ મોકલવાનું કામ બને તેવું નહોતું.

ઇ. સ. ૧૯૧૪ની સાલ હિંદી સરકારને ભારે મુશ્કેલીની વીતેલી. એ સાલના વચગાળામાં જર્મન કાફલાએ ઇંગ્રેજોનો એક બીનતાર સંદેશો પકડયો. તેમાં એમ લખેલું હતું કે હિંદની આંતરિક દશા ખૂબ સંગીન ને મજાની છે. એશિયામાંનો બ્રિટીશ કાફલો હુશિયાર છે ને હિંદમાં કંઇ ગડબડ જાગે તો તે દાબી દેવા તૈયાર જ રહે છે આ જ વેળા જર્મનીના કલકત્તામાં રહેતા એક જાસુસે બર્લિન ખબર મોકલી કે: અહિં કલકત્તામાંના બળવાવાદીઓએ મને કહ્યું કે, જર્મનો કયારના કહ્યા કરે છે કે હથિયાર મોકલીશું, પણ હજુ સુધી તો કંઇયે નથી મોકલ્યું !

## એક પાદરી છુટ્યો

આ વેળા હિંદથી કાઢી મૂકેલા ૪૦૦ જર્મન પાદરીબાવાઓ બર્લિન આવી પહોંચ્યા. તેમની મારફત હિંદની તે વેળાની આંતરિક રાજદ્વારી સ્થિતિ જાણવા માટે અને પૂરી ખબર મેળવવા માટે બહુ બહુ તજવીજો થઇ. પણ તેઓ તો 'અંદરની વાતો કોઇને કહીશું નહિ, એવે વચને હિંદની સરકાર સાથે બંધાઇને આવ્યા હતા; અને તે વચન તોડે તો તો ફરી કદિ પણ હિંદ જવાયજ નહિ એવો તેમને ડર હતો. આથી તેમણે તો હિંદ વિષે મૌનજ ધારણ કર્યું. પણ તેમાંનો એકાદ બોલી પડેલો કે હિન્દી બળવાપંથીઓ પાસે હથિયારો છે. જ્યારે એ હાઉરા સ્ટેશને આગગાડીમાં બેઠેલો ત્યારે ભિખારીને વિષે એક બળવાવાદીએ આવીને એને કહેલું: તમે તમારે દેશ જાઓછો એ સારૂં છે. અમે તો જાણીએ છીએ કે જર્મનો અમારા દોસ્ત છે. પણ બંડ જાગશે ત્યારે અમારા લોકો આ જર્મન છે કે ઇંગ્રેજ છે એવો ભેદ સમજી શકવાના નથી ને તમારો ખોરકુટો વળી જાય. આથી તમે દેશ જાઓ છો એજ ઠીક છે.

આજ મિશનરીએ કહેલું કે અમદાવાદમાં નજરકેદીઓના તંબુમાં હિંદીઓ ગુપચુપ મને ખાવાપીવાનું મોકલી આપતા ને મારા તરફ લાગણી દર્શાવતા.



# પશ્ચિમ એશિયામાંની પ્રવૃત્તિ

## ઇરાનમાં પગપેંસારો

બર્લિનમાંના બળવાપંથીઓને હિંદી કમિટી સ્થપાયા કેડે લાગ્યું કે આપણી પ્રવૃત્તિને પશ્ચિમ એશિયામાં પ્રચારવાની ખાસ જરૂર છે; કેમકે પશ્ચિમ એશિયા હિંદના દ્વાર સમાન છે. આથી પોતાના ઓળખીતા ઇરાની–ફારસી બળવાવીરો સાથે મળી કામકાજ શરૂ કરવા ખાતર જર્મન સરકાર દ્વારા તેમણે તેમને તેડાવી મંગાવ્યા. પરિણામે હિંદી કમિટીની પેઠેજ એક ઇરાની સમિતિ પણ નીમાઈ. એ સમિતિનો ઉદ્દેશ એવો હતો, કે મહાયુદ્ધ વેળા જર્મનીની મદદમાં ઈરાનમાં બળવો જગાડવો અને ત્યાંથી તેમજ રૂશિયામાંથી ઇંગ્રેજનું આધિપત્ય–ઇંગ્રેજનાં લાગવગ નષ્ટ કરવા. આ ગણતરી અનુસાર ઈરાન કમિટીએ કેટલાક વિપ્લવી જુવાનોને દેશમાં (હિંદ) મોકલ્યા. અને સાથે સાથે કેટલાક હિંદી જુવાનોને બર્લિન કમિટીએ ઈરાન મોકલ્યા, જેથી તેઓ ઈરાનમાં હિન્દનો માર્ગ સરળ કરે. ઇ૦ સ૦ ૧૯૧૫ના ફેબ્રુ૦ માર્ચમાં હિંદીઓ તુર્કીમાં આવી પહોંચ્યા અને તેમનામાંની એક ટુકડી ઈરાનને રસ્તે બગદાદ તરફ અને બીજી ટુકડી સુએઝ નહેરને રસ્તે દમાસ્કસ તરફ ગઈ.

## ૧૯ સિપાઇઓ ફુટ્યા!

જેઓ સિરીયા ગયા તેઓ જેરૂસાલેમના હિંદી તકીયા (હાજીઓને માટેની ધર્મશાળા) ના પ્રમુખ એક હિંદવાસી મુસ્લીમ ગૃહસ્થ હતા તેને લઈ અરબસ્તાનના રણ તરફ ગયા. ત્યાં તેઓ કેટલોક કાળ રહ્યા, એથી આગળ જવાનું બને તેમ

નહોતું, કેમકે અહિં સુએઝની નહેરના કિનારા પર જાસુસ ઘણા, ને વળી ઇંગ્રેજ લશ્કર પણ પહેરો ભરે અને કોઇ કોઇ વાર બન્દૂકની ગોળીઓ પણ છૂટતી. બળવાપંથીઓ અહિં આવી પડ્યા તે પહેલાં હિંદી સરકારના દેશી લશ્કરમાંના ૧૯ મુસલ્માન સિપાઇઓ જેહાદ પોકારાઇ જાણી તુર્કીની છાવણીમાં ગયા. તુર્કીએ તેમનો સારો સત્કાર કર્યો, અને તેઓ સુલતાનના અંગરક્ષક રૂપે નીમાયા. બળવાપંથીઓએ કંતારા જઇ સિપાઇઓના સમાગમમાં આવવા પ્રયત્ન કર્યો. કેટલાક બેદવી આરબો મારફતે નહેરને પેલે પારના સિપાઇઓ સાથે વાટાઘાટ કરવાનો યત્ન પણ થયો.

## સુએઝનો તરનારો !

છેલ્લે ઠર્યું કે પેલે પાર એટલે કે ઇજીપ્ત–મીસરમાં જઇ હિંદી સિપાઇઓમાં દેશભક્તિને નામે અને મુસ્લીમ સિપાઇઓમાં જેહાદને નામે બંડવૃત્તિ જાગ્રત કરવી; પણ જ્યાં ત્યાં ગોળીઓ વરસતી હોય એવા દુશ્મનના નગરમાં આવું વિકટ સાહસકર્મ કરવા માટે જાય પણ કોણ ? છતાં એક તરૂણ બંગાળી એ કામમાં ઝંપલાવવા કૂદી ઉઠયો. એણે રાત્રે સુએઝની નહેરમાં ભુસ્કો મારવા અને તે તરી જઈ મીસરમાં દાખલ થઇ ત્યાંના સિપાઈઓને જાગ્રત કરવાની, તેમનામાં બળવાવૃત્તિ દાખલ કરવાની તૈયારી બતાવી. તેના આવા ઉત્સાહથી સચેતન બની એક તામીલ નવજુવાન પણ જાન સાટે એ સાહસમાં ઝંપલાવવા તૈયાર થયો. પણ એ સાહસમાં મોત અચુકજ છે એવું જોઇ સાથીઓએ મનાઈ કરી અને સિપાઇઓ સાથે વાટાઘાટ કરવા માટે બીજા ઉપાય યોજાયા. સિપાઈઓએ કહ્યું કે અમે સમજીએ છીએ તો બધુંયે, પણ ઉપાય શો ? હિન્દુ સિપાઈઓ નાસ્તીને અજાણ્યા મુસ્લીમ-ધર્મી તુર્કો પાસે જવા નારાજ હતા. એમનામાં એ હિંમત નહોતી. મુસ્લીમો પણ એવાજ નારાજ હતા ને વધારામાં જેનામાં કંઇક

થોડી ઘણી પણ બંડવૃત્તિ હતી તેમને પાછલી બાજુ રાખી તેમના પર કડક નજર રખાતી હતી.

ઇ. સ. ૧૯૧૬ ના આગલા ભાગમાં કંતારાથી બળવાવાદીઓ કુત-અલ-અમ્મારામાં રહેતા હિંદી લશ્કરમાં પ્રચારકાર્ય કરવાના હેતુથી બગદાદ આવ્યા.

## અગ્નિની ઝાળમાં

જેઓ ઇરાન ગયા હતા તેમનું કામ ભારે જોખમભર્યું હતું. તેમને ડગલે ને પગલે ઇંગ્રેજો સાથે અથડાવું પડતું-લઢવું પડતું. કોઇ કોઇ સ્થળે શત્રુઓ તેમના પર ધસી જતા ને કોઇકવાર તો હુમલો તેઓ પોતેજ કરતા. ઝપાઝપીઓ તો જાણે ચાલ્યાજ કરતી. તેઓ ઇરાન પહોંચ્યા તે પહેલાં અમેરિકાના ઘદર પક્ષે મોકલેલા બે બળવાવીરો કરમાનમાં ( Kerman ) આવી પહોંચેલા. તેઓ છૂપે વેશે બ્રિટીશ બલુચિસ્તાન જઇ હથિયારો હિંદમાં મોકલતા હતા. ઉપરાંત યુદ્ધ પહેલાં એ દેશમાં જેટલા હિંદી બળવાવીરો હતા તેમણે સુદ્ધાં બર્લિનથી આવેલાઓ સાથે મળી જઈ એકીસાથે કામ શરૂ કર્યું. એમની ગણત્રી એવી હતી કે ઈરાન દ્વારા હિંદની સાથે સંબંધ જોડવો. અને બની શકે તો એક હિંદી લશ્કરી ટુકડી (અલબત્ત, સ્વયંસેવકોનીજ) રચી હિંદ પર હલ્લો પણ કરવો. પણ તેમની જીંદગીજ ભારે જોખમમાં હતી અને શત્રુના હાથમાંથી બચવા માટે તેમને અહિંથી તહિં ને તહિંથી અહિં નાસભાગ કર્યાજ કરવી પડતી. તેમને છૂપે વેશે ભટક્યાજ કરવું પડતું. એમજ કહો કે તેમનો જીવ ટાલ્લે ને ટાલ્લેજ રહેતો. તેઓ ઈરાનમાં હતા તે દરમ્યાન શિરાઝના ઇંગ્રેજ એલચી ખાતાના સિપાઇઓએ ઇંગ્રેજ તરફ એકદમ વફાદારી દાખવી અને તેમણે કેટલાક બળવાવીરોને ભુલાવો ખવડાવી પકડાવી દીધા.

## કેદારનાથ

આમને આમ ૨૨ વરસનો દુધમલ બાળક જેવો કેદારનાથ દુશ્મનના હાથમાં જઇ પડયો. તે હતો ત્યાં આગળ ઇરાની ધાડપાડુ આવ્યા ને તેમના હાથમાંથી બચવા એને નાસી જવું પડયું. રસ્તે હિંદી સિપાઇઓનો ભેટો થયો. તેમણે એને પોતાના તંબુમાં મહેમાન બનવા કહ્યું. તે વેળા કેદારનાથ રણમાં થઇને જીવ બચાવવા નાસતો હતો. રસ્તે પોતાના સ્વદેશ બાંધવો મળ્યા ને તેમના મીઠાં વાકયોને ભરોસાપાત્ર માની એ તેમની સાથે થયો. તેમણે વિશ્વાસઘાતકી બની વડા ઑફીસરોના હાથમાં એને પકડાવી દીધો. એ પર કેદારનાથ બોલેલો: અજબ જેવું છે, કે સ્વદેશબાંધવ હોવા છતાં પૈસાને લોભે, તમે મને દુશ્મનના હાથમાં સોંપી દીધો ! પૈસાજ જોઇતા હતા તો મને કહેવું હતું ને, હું તમને જોઇયે તેટલા આણી આપી શકત !

કેદારનાથ પકડાતાં તેને મેસિદે લાવ્યા. ત્યાંથી પછી સૌ કેરમાન ગયા અને પછી બીજા બળવાવીરો સાથે સાથે એનો પણ ગોળી મારી પ્રાણ લેવાયો.

## ચૈતસિંહ

ચૈતસિંહ નામનો એક જુવાન બર્લિનથી બગદાદ મોકલાયલો ને તે પછી ઇરાન આવેલો. તે પણ આ ગાળામાં પકડાયો હતો. મહાયુદ્ધ પહેલાં ચૈતસિંહ જર્મનીમાં વેપાર કરતો હતો. પછી કમિટીએ તેને તુર્કી મોકલી આપ્યો. તેણે મેસોપોટેમિયામાં ઇંગ્રેજ ટુકડીઓની ખાઇઓ (ટ્રેન્ચ) પાસે જઇ સિપાઈઓને ઉદ્દેશેલી ખંડપત્રિકાઓ વહેંચેલી. એની એ અદ્ભુત સાહસવૃત્તિ, મૃત્યુને હથેળીમાં રાખી ફરવાની એની એ તૈયારી પર સૌ મુગ્ધ થયેલા. પણ લાહોર કાવતરાં કેસમાં એને સરકારી સાક્ષી રૂપે આણવામાં આવેલો એમ

પાછળથી માલમ પડયું હતું.

## પહેલો પારસી શહીદ

એ વેળા વસંતસિંહ ને કેરશાસ્પ નામના બે બીજા બંડવીરો કરમાન મુકામે (અફઘાન સિમાડે) પકડાયા. તેઓ કાબુલમાં હિંદી મીશનની તપાસમાં અને પૈસા પહોંચાડવા માટે અફઘાનીસ્તાન મોકલાયલા. અફઘાનીસ્તાનથી પાછા ફરતાં તેઓ પકડાઇ ગયા. તેમનાયે એજ મુજબ પ્રાણ લેવાયા. સાભળ્યું છે કે એમને તો આંખે પાટા બાંધીને વીંધી નાંખેલા. કેદારનાથ ને વસંતસિંહ બંને પંજાબી હતા. તેઓ અમેરિકાથી બળવાપ્રવૃત્તિને અંગે બર્લિન આવેલા. કેદારનાથ વિદ્યાર્થી હતો. વસંતસિંહ ખાસ ભણેલો નહોતો પણ એ ખૂબ ઉંચી કોટિનો સ્વદેશભક્ત હતો ને કેરશાસ્પ પણ અજબ દેશદાઝવાળો હતો ને ભારતની સ્વતંત્રતા કાજે શહીદ થનાર એજ પહેલો પારસી. તે પછી ૧૯૧૭ની સાલમાં ઘરડા અંબાપ્રસાદને ઈરાની સરકારે શિરાઝમાંથી પકડી ઇંગ્રેજોને સુપરત કર્યો. પરિણામે તેને ફાંસી થઈ. એ તો બહુ જુનો કામ કરવાવાળો. પંજાબમાં ને ઇરાનમાં એને ખૂબ લાગવગ. એ શિવાય જેઓ રહ્યા, તેઓ ઉત્તરેથી રૂશિયાનો ને દક્ષિણથી ઇંગ્રેજનો હુમલો આવ્યો ત્યારે નાસીને પહાડમાં ભરાઈ ગયા અને ત્યાંની રહીશ ટોળીઓમાં ૧૯૧૬થી ૧૯૨૦ સુધી છૂપાઈ રહ્યા.



# તુર્કીમાંની પ્રવૃત્તિ

## અનવર પાશા પૂછે છે—

ઈ. સ. ૧૯૧૫ની સાલની શરૂઆતમાં હિંદી બળવાવાદીઓનું ઈસ્તંબુલમાં આવવું થયું. ત્યાં તેમના એક મંડળને અનવર પાશાએ મુલાકાત આપી. લોકવાયકા છે કે મંડળના સભ્યો સાથે હસ્તધૂનન કરતી વેળા જ્યારે સૌનાંજ નામ મુસ્લીમ સાંભળ્યાં ત્યારે અનવર પાશાની અજાયબીનો પાર ન રહ્યો ને તેમણે પૂછ્યું: તમારામાંનો કોઈજ હિન્દુ નથી?

ઉત્તર મળ્યો: અમારામાંના એક શિવાય બધાજ હિન્દુ છે. પણ સગવડ ખાતર અમે મુસ્લીમ નામ ધારણ કર્યાં છે.

એ સાંભળી પાશા ખૂબ રાજી થયા ને બોલ્યા: મને એ જાણી ખૂબ હરખ થયો. હું તો ધર્મ અને રાજનીતિને જુદા જુદા ખિસ્સાઓમાં રાખું છું.

પછી જે એક બે હિંદી મુસ્લીમો (નેતાઓ)નાં નામ પોતે જાણતા તેમના તરફ અણગમો દર્શાવી પાશાએ કહ્યું: બંગાળામાં જેઓ બોમ્બ ફેંકે છે તેઓ—તેઓજ કંઈ પણ કરી શકશે.

## વિપ્લવની પલટણ

પછી હિંદીઓને તુર્કીમાં પોતાનું કામ કરવાની સવડ કરી આપવા માટે તેમણે તુર્કી સરકારના યુદ્ધ ખાતા અંગેની તસ્કીલાત ઇ–મકસૂસા (પૂર્વના દેશોને લગતી) ઓફીસના એક મોટા અધિકારીને સોંપણ કરી. હિંદીઓમાંથી બેએક જણા ઈસ્તંબુલ

રહ્યા ને બાકી બધા સિરિયા અને બગદાદ તરફ ગયા. જેઓ સિરિયા ગયેલા તેમના કામકાજની વિગતો આગળ અપાઇ ચૂકી છે. જેઓ બગદાદ ગયેલા તેમણે ત્યાં પહોંચી મેસોપોટેમિયામાં હુમલા માટે આવેલા હિંદી લશ્કરના સહવાસમાં આવવાનો પ્રયાસ કર્યો. તેઓ ચોપડી–પત્રિકાઓ, મેનીફેસ્ટાઓ, યુદ્ધની ખબરોના હસ્ત–પત્રો વગેરે છાપી હિંદી સિપાઈઓમાં વહેંચતા. ચૈતસિંહ વસંતસિંહ વગેરે તો છેક ખાઇઓ પાસે જઇને પણ કાગળીયાં ફેંકી આવતા. ને પરિણામે ઘણાક સિપાઇઓએ પલટણનો ત્યાગ પણ કર્યો. આવા ૧૦૦ લશ્કરત્યાગીઓને ભેગા કરી હિંદીઓએ એક "હિંદી વિપ્લવી સ્વયંસૈનિક પલટણ" ઉભી કરી; પણ આ મુલ્કના રહીશોના જંગ-લીપણાને લીધે ઝાઝા સિપાઈઓ લશ્કરત્યાગી બની ન શકયા. તેવા હિન્દુ સિપાઈઓને આરબ બેદવીઓ 'કાફરો' ગણીને મારી પાડતા. તે પછી તુર્કોમાં તો સર્વત્ર તુર્કી અમલદારોના અજ્ઞાન અને આળ-સને લીધેજ હિંદનું કામ બગડયું. ને છેલ્લે ઘણાં કારણોને લીધે સ્વયંસેવક પલટણને તોડી નાંખવી પડી.

## કુત–અલ–અમ્મારા

૬. સ. ૧૯૧૬માં કુત-અલ–અમ્મારા પડયું. એ સ્થળે બ્રિટીશ હિંદી લશ્કર ઘેરાઇ પડયું છે જાણી બર્લિન કમિટીએ મનસૂબો કર્યો કે હિંદી ટુકડીઓ કેદ થતાં તેમનામાં બંડનો પ્રચાર કરી જેઓ બંડમાં ભળી જાય તેને ભેળવી લઇ તેમનું એક સ્વયંસૈનિક લશ્કર ઉભું કરી દેવું. તે ઉપરાંત મેસોપોટેમિયામાં ઘણાક હિંદીવાનો છે—હાજીઓ અને બીજાઓ છે, અને જર્મનીમાં કેદી રૂપે રહેલા હિંદી લશ્કરીઓમાં બંડ ફેલાવ્યાથી સિમાડા પરથી આવેલા અફઘાનો તો શરૂમાંજ તુર્કી ચાલ્યા જશે અને હિન્દુઓ-માંના ઘણાક તો સ્વદેશની મુક્તિ કાજે લડવા તૈયાર થશે.

## સિપાઈઓની તૈયારી !

આવી બધી તૈયારીઓથી એક બળવાસૈન્ય ઉભું કરી ઇરાનની મધ્યમાં થઇ હિંદ પર હુમલો લઇ જવો એજ આ બધી યોજનાનો હેતુ હતો. સિપાઇઓમાંના ઘણાક અમલદારો કહેતાઃ બાબુજી, અમને ૫૦૦૦ માણસો આપી મોકલી દો. અમે કવેટાથી કલકત્તા પર્યંત કૂચ કરી જઈશું ને રસ્તામાં જ પાંચથી ૫૦ હજાર સુધીનાં માણસ અમારી સાથે જોડાઇ જશે. એ વાત સાચી છે. કેમકે પૂર્વના દેશોમાં કોઈ હિંમતભેર ઝુંડો ઉઠાવે તો તેની છાંયા હેઠળ કામ કરવા ઘણાક તૈયાર થઇ જાય છે. ને આ ગાળામાં સર્વ કંઇ અનુકુળ હતું. જર્મન સરકારે પણ આ યોજના પરત્વે ઠીક ઉત્સાહ બતાવેલો.

## ખાશો શું ?

કુત-અલ-અમ્મારા પડયું તે પહેલાં કમિટીએ પોતાની ઇસ્તંબુલ શાખાના કેટલાક સભ્યોને આ કામની આગલી તૈયારીઓ કરવા માટે બગદાદ મોકલ્યા. તે વેળા કેટલાક ખાસ માણસો જેણે કુત-અલ-અમ્મારાની આસપાસ સારી પેઠે ભ્રમણ કરેલું. (એમનામાં જોર્જીયાનો બંડવીર આગેવાન પ્રિન્સ મેકાવેલી, ને બર્લિન યુનિ૰ ના પ્રોફેસર વોન લુસન તથા બીજા પણ હતા.) તેમણે કમિટીના ઓળખીતા સભ્યોને કહેલું કે કુત-અલ-અમારાની આસપાસ ઘાસજ થાય છે. બીજું કંઇજ ધાન્ય પાકતું નથી. ખાવાનું ત્યાં મળતું નથી. તમારા લોકો (એટલે કે બ્રીટીશ તરફથી લઢતા હિંદી સિપાઇઓ, જેમને કમિટી વિપ્લવમાં સામેલ કરવા ઇચ્છતી હતી) તુર્કીના હાથમાં પડયા તો ખાશે શું ? ખાણીપીણીનો કંઇ બંદોબસ્ત કર્યો છે ? કમિટી આ સાંભળી દિલગીર થઈ ને વાત જર્મન ફોરીન ઓફીસે પહોંચાડતાં ત્યાંથી જવાબ મળ્યો કે ગભરાવા દિલગીર થવાનું કારણ નથી. તુર્કીની સરકારે ખાવ

પદાર્થો સારી પેઠે ભેગા કર્યા છે. ઈંગ્રેજોનું લશ્કર જો શરણે આવી જશે તો ખાધાપીધાની જોગવાઇ તુરત થઇ જશે.

## ખોટા ખેરખાંઓ

૧૯૧૫ની સાલથી માંડી ઇસ્તંબુલમાં હિંદી બળવાપ્રવૃત્તિનું કામ પાકે પાયે શરૂ થયું. તુર્કી સરકારને તો વાત મનગમતીજ હતી. ભણેલા તુર્કો ધર્મના સંબંધમાં ખૂબ ઉદાર મત ધરાવતા અથવા તો નાસ્તિક હતા. પણ તે વેળાની નવીન તુર્કી સરકારની શાહી નીતિ-સામ્રાજ્યવાદી નીતિનું ઉપલું આવરણ—પૅનઇસ્લામીઝમ - ઇસ્લામગૌરવનું હતુંજ અને આ ધમાલમાં પોતાનું કામ કાઢી લેવાની તેમની બાજી હતી. મહાયુદ્ધના સમયમાં ઇસ્લામ ગૌરવ ( Pan–Islamism) ની ધમાલનો શોર ખૂબ મચેલો ને તેમાં કંઈ કેટલાયે સારી પેઠે હાથ પણ મારી લીધેલો. તે વેળા ઘણાક હિંદી મુસ્લીમો ઈસ્તંબુલમાં રહેતા હતા. એમાંના કેટલાક હાજી હતા તો કોઇક તુર્કી છૂપી પોલીસખાતામાં જોડાયલા; કોઇક ઈંગ્રેજના જાસુસ તરીકે બદનામી પામેલા; કેટલાક ભટકતા રામો ને કેટલાક ઇસ્લામ-ગૌરવના પ્રેમીઓ એટલે કે તુર્કીના ખેરખાંઓ હતા !

## કોમી કડવાશ

બર્લિન કમિટીના માણસો ઇસ્તંબુલ આવતાંજ એ જાતની વ્યક્તિઓએ સાંભળ્યું કે: ઓહોહો, આની પાછળ તો જર્મન સરકાર છે ને એમના હાથમાં દોઢીયાં પાણી પણ સારી પેઠે છે; ત્યારે તેઓ એકદમ બળવાપ્રેમી થઇ પડયા. એમનામાંના કેટલાક જે ભણેલા હતા તેઓ તો હિંદુઓ ઇસ્તંબુલ આવે તેનાથી ખાસ વિરૂદ્ધ હતા. હિંદુઓ તુર્કીમાં આવે ને માનભર્યો તેમનો સત્કાર થાય એ વાત હિંદી મુસ્લીમોને અસહ્ય થઈ પડતી

લાગી. ગમે તેમ, ઘણાક ભણેલા ને અભણ પણ શરૂમાં તો હિંદી બળવાપ્રવૃત્તિ સાથે ભળી ગયા અને કેટલાકે તો કંઇક કામ પણ કરી બતાવ્યું. ભણેલામાંના એક બે જણ માનતા કે હિંદુસ્તાન તુર્કીના હાથમાં સોંપી દેવું એજ તેમનું ઇસ્લામી તરીકે સાચું કર્તવ્યપાલન છે. તેઓ ઘણુંખરૂં નાણાં પર હાથ મારવા માટેજ બળવાપ્રવૃત્તિમાં જોડાઇ ગયેલા.

**એક નમુનો!**

એમનામાંનો એક તો વળી બર્લિન પણ આવેલો. તેણે ત્યાં આવી જર્મન ફોરીન ઓફીસ-પરદેશખાતામાં 'હિંદુસ્તાન' ખાતાની લગામ જેના હાથમાં હતી તેની મુલાકાત કરીને હિન્દુઓને ગાળો દીધી; તથા તેઓ હલકટ નીચ પ્રકારના માણસો છે, હિન્દુસ્તાન પર ફરી મુસ્લીમોજ રાજ કરશે, હું તો ફક્ત તુર્કોને ખાતરજ મહેનત કરૂં છું, હિન્દુસ્તાન સાથે મારે કંઇ લેવાદેવા નથી, વગેરે ફાવે તેમ એ બોલેલો. તેની વાત પરથી માલમ પડયું કે જર્મની તેના વ્હાલા તુર્કીનું મિત્ર છે તેથી ઇસ્લામગૌરવનો અને તુર્કીનો વાવટો ફરકાવી તેના પૈસાટકા પર હાથ મારવાનો પણ તેને હક છે. પણ જર્મન અમલદારે જવાબમાં કહ્યું: હિન્દુમુસ્લીમ લઢે તેમાં અમને કશો ફાયદો નથી; જગતમાં કદિ પણ ઈસ્લામનુ સામ્રાજ્ય સ્થાપાયું નથી ને ભવિષ્યમાં સ્થપાવાનું નથી. હિંદમાં તો હિન્દુ અને મુસલ્માનને ભેળા થયા શિવાય છૂટકો નથી. જાવ, તમે પણ હિન્દુઓની સંગાથે મળીનેજ કામ કરો.

એ ભાઇસાહેબ તો આમ જર્મન સરકારની થાપટ ખાઇ પછી કમિટીને મળવા ગયા ને ત્યાં ભરડયું કે: હાલહાલમાં તો અમે હિંદુઓ સાથે મળી હળી ઇંગ્રેજોનો નાશ કરીશું; પણ પછી તો હિંદુઓને પણ દફનાવી દઇશું. કમિટીના હિન્દુઓએ તેને કહ્યું, " તથાસ્તુ."

## પૈસાનો લોભીયો!

પણ મૂળ વાત એ છે કે આવા બધા માણસોની નજર હતી દોઢીયાપાણી પર. ઇસ્તંબુલ પાછા ફર્યા પછી, જર્મનીમાં હાથ ન મારી શકયો તેથી તેણે ઇસ્લામ-ગૌરવ-સ્થાપનાનું મંડળ (પેનઇસ્લામિક મંડળ) કાઢયું. તેનો હેતુ એવો કે જે મુસ્લીમ ન હોય તેને ગાળો દેવી. છેવટે હિંદી કમિટીની વિરૂદ્ધ તેણે કામ કરવાથી અને કમિટીના બીજા સભ્યોની સૂચનાથી કમિટીના સભ્ય મંડળમાંથી તેનું અને એવા બીજાનું નામ કાપી નાંખવામાં આવ્યું. ઈસ્તંબુલમાં જે તુર્ક ઓફીસરના હાથ તળે હિંદી કાર્યકર્તા હતા તે કહેતોઃ એ માણસ તો રાજનીતિમાં કશુંય નથી :સમજતો, ફક્ત પૈસાનો લોભીયો છે. એ માણસના લોભીયાપણા તથા સ્વાર્થદષ્ટિને લીધે ઈસ્તંબુલમાંના હિન્દી કામકાજને ઘણો ધોકો પહોંચ્યો. ઘણે સ્થળે તો એવું નજરે પડયું છે કે અંગત સ્વાર્થજ હિંદુ મુસ્લીમ ઝગડાનું મૂળ કારણ હોય છે. આ તોફાની બારકસો પોતાને હસ્તકના છાપાઓમાં એવો પ્રચાર કરતા કે હિન્દ તો મુસ્લીમોનોજ દેશ છે. હિન્દુ તો કાળી ચામડીવાળા છે અને હિન્દના જુદા જુદા મુલકોમાં તેઓ હતપ્રભ થઇને વસે છે, અને હિંદનો ભવિષ્યનો સમ્રાટ તો સુલતાન મહમદ પાંચમો જ થવાનો છે, વગેરે.

## અનવર પાશાનો ધરપો!

આ પેન-ઇસ્લામિયાઓનું કામ તુર્કીના પૈસા ખાઇ તેના ગુણ ગાવાનું હતું, અને આ જાતના લોકોને આડતિયા તરીકે ગણી હાથ પર રાખવાની તુર્કી સરકારને ફરજ પડતી; કેમકે જ્યારે પેલી ખૂબ આશાજનક 'જેહાદ' જાહેર થવા છતાં મુસ્લીમ જગતની ઉંઘ ન ઉડી, ત્યારે જુદા જુદા દેશના થોડા થોડા માણસોને 'જેહાદ' નામની આબરૂ બચાવવા ખાતર પણ હાથ પર રાખવાજ પડેને! આમાંનો પેલો હિન્દુદ્વેષી માણસ અનવર પાશાની પાસે

દોઢીયાંપાણી માટે ગયેલો અને જાણે અંતર ચીરાઇ જતું હોય તેમ બોલેલો કે આ હિન્દુડાઓ ચોમેર કામ કરી ચાલ્યા ! મને પૈસા આપો જેથી આપણે પણ કંઇક કરી બતાવીએ. અનવર પાશા જવાબમાં બોલ્યા કેઃ અરે હિન્દુઓ તો એશિયા સમસ્ત માટે કામ કરી રહ્યા છે ! એમાં તેમના પર આક્ષેપ કરવા જેવું શું છે ? તમે પણ ઇસ્લામને ખાતર કામ કરો. બંનેએ હેતુ તો એકજ પાર પાડવાનો છે.

અનવર, તલાત, સુખરી, જાવિદા વગેરે નવીન તુર્કીના આગેવાનો ઇસ્લામગૌરવને નામે હિંદ પર તુર્કીના સત્તા ઝમાવવાનું સપનુંયે કદિ નહોતા સેવતા. પણ જમાલ પાશા ઘણું કરી સ્પેનથી માંડી ચીનના સીમાડા સુધીનું એક મહાન ઈસ્લામી સામ્રાજ્ય, જેની ગાદી ઇસ્તંબુલમાં રહે એવું,-સ્થાપવાનું શમણું જોયા કરતા. પણ હિંદમાં તો હિંદુ અને મુસલમાનોએ એક થયેજ છૂટકો એમ તો તુર્કીમાં બધે બોલાતું. જ્યારે હિંદી બળવાપંથીઓ સિરિયામાં કામે ગયેલા ત્યારે એક મીસરી જુવાન જે એ કામમાં તેમનો સાથીજ હતો તેની આગળ જમાલ પાશાએ પોતાનું શમણું વર્ણવેલું અને તેને કહેલું કેઃ મક્કાનો મોટો શરીફ (મહાયુદ્ધ પછી એ રાજા બનેલો) લડાઇ પહેલાં તુર્કીનો મિત્ર હતો, તે વેળા મારી પાસે (જમાલપાશા પાસે) આવેલો અને બોલેલો કે 'મક્કામે કાબા' પંથના જે બધા હિંદી મુસલમાનો મક્કે આવેલા તે સૌ ઇંગ્રેજોના જાસુસ હતા.

<u>ધર્મનું ઝનુન</u>

ગમે તેમ હોય, કેટલાક ધર્માન્ધ અને સ્વાર્થીઃ લોકોને લીધે ઇસ્તંબુલમાંના હિંદી કામકાજમાં નુકસાન પહોંચેલું. આ લોકોએ પોતાના સ્વાર્થ પર ધર્મની ઢાલ રચી લીધેલી. એમની અંધશ્રદ્ધાને ખોટા ધર્મઝનૂનના બેએક દાખલા અહિં રજુ કરીશ

ઇસ્તંબુલમાં કમિટીની ઓફીસ જે ઘરમાં હતી ત્યાં પુષ્કળ હથિયાર રહેતાં. એક મુસલ્માન ગૃહસ્થ, જેને ગાંડો હોવાથી કમિટીના સભ્યોએ કમિટીમાંથી કાઢી મૂકાવેલો, તેણે ગુપચુપ પોલીસ પાસે જઇને ખબર આપી કે હિન્દુઓએ અમુક ઠેકાણે વિના પરવાનગીએ ખૂબ હથિયારો રાખ્યાં છે. એ બાતમી મળતાંજ પોલિસ તો કમિટીની ઓફીસની જડતી લેવા ધસી ગઈ, પણ એ કામકાજ તરકીલાત–ઈ–મકસૂસાની દેખરેખ હેઠળ ચાલતું હતું; એટલે તે ઓફીસે તરત પોલીસને એમ કરતાં અટકાવી અને કમિટીને તુરત ટેલિફોન કરી ખબર આપી કે આ તમારામાંનાજ કોઈની કામગીરી છે. હાલ તો તમે અમારા ખાતા મારફત પોલીસને હથિયારોની એક થેલી આપી દો. અહિં ખાસ કહેવું જોઇએ કે હિંદની બહારના મુસલ્માનો હિન્દના હિન્દુ અને મુસલ્માનને જુદા નથી ગણતા. તેઓ તો બંનેને એકમાંનાજ સમજે છે. હિંદી મુસ્લીમો મનમાં ધારે છે કે અમે કોઈ મુસ્લીમ દેશ જઇશું તો ત્યાંના સ્થાયી રહીશોની પેઠે પૂરેપૂરા સમાન હક પામીશું અને ધારીશું તેમ કરીશું. પણ હું પાકા અનુભવથી જાણું છું, ને જે હિંદી મુસ્લીમોને પણ આ વિષયમાં પૂરૂં જ્ઞાન મળ્યું છે તેઓ પણ શાખ પૂરશે, કે એ ધારણા જૂઠી છે. માત્ર મુસલમાન હોવાના કારણસર હિન્દુ કરતાં વિશેષ હક કે વિશેષ માન મેળવવાનો તેમને કંઈજ અવકાશ નથી.

## બીજો નમૂનો

બીજો નમૂનો. બર્લિનમાં હિંદી બળવા ચળવળનો પ્રચાર થતાં ચાર હિંદુઓ (ત્રણ શીખ ને એક ડોગરા રજપૂત સિપાઇ) તુર્કી ગયા. તેમને ત્યાંના હિંદી સિપાઇઓ સાથે રહેવા દેવામાં આવ્યા; પણ પેલોજ ગાંડો મુસલમાન, જે કમિટી વિષે પોલીસમાં ખબર આપી આવેલો, તેણે જઇ બીજા સિપાઇઓ (જેવા કે હિંદના મુસલમાન તથા તુર્કીના )માં વાતો ફેલાવી કે આ લોકો

તો હિન્દુ છે, માટે એમને ફક્ત સૂકી રોટલીજ ખાવા આપજો અને બીજી બધી વસ્તુઓ એમને ન આપશો. આ ભલો માણસ જેહાદ રૂપી ધર્મને ખાતર મુહાજરીન બનેલો હતો ને ખિલાફતમાં હિન્દુ આવે તેનાથી સખત વિરૂદ્ધ હતો ને એટલા ખાતર ખિલાફતને માટેજ પ્રાણ પણ તજવા જે હિન્દુઓ તત્પર બનેલા તેમના પર જુલમ ગુજારવાનો પ્રયાસ કરી પોતાની ધર્મશ્રદ્ધાની પવિત્રતાનું રક્ષણ કરતો હતો !

## આવો બદલો !

થોડા દહાડા પછી પેલા ચાર સિપાઇઓ એકાએક ગુમ થઇ ગયા. તપાસ કરતાં માલમ પડયું કે પોલીસે તેમને કેદ કર્યા છે. તસ્કીલાત-ઈ-મકસૂસાને ખબર આપતાં જવાબ મળ્યો કે એ લોકો ઇંગ્રેજના સિપાઇઓ છે ને તેથી તુર્કીના શત્રુ ગણાય. તુર્કી સરકાર શા માટે તેમનું ભરણ પોષણ કરે? અને બીજી એવી પણ ખબર મળી કે પેલા મુહાજરીન સાહેબ અને આગળ જણાવેલો પેલો હિંદી મુસ્લીમ જે પેન-ઈસ્લામી પ્રવૃત્તિનો આગેવાન હતો તે-બંનેએ મળીને તુર્કી સરકારને એવી સૂચના કરેલી કે આ ચાર જણા હિન્દુ છે ને વળી ઇંગ્રેજના સિપાઈ છે; એટલે તેને બરાખમાં રહેવાના અને ખાવા પીવાના અપાયલા હક્કો ઝુંટવી લેવા જોઇયે. આ સૂચના પરથીજ તુર્કીની પોલીસે ચારેને કેદ કરી લીધા. તસ્કીલાતના મુખ્ય અધિકારીએ કહ્યું કે: આ ઇંગ્રેજના સિપાઇને તે વળી તુર્કી સરકાર શા માટે ખવડાવે? પણ કોઇએ એમ ન વિચાર્યું કે જે પ્રમાણે હિંદના મુસ્લીમ સિપાઇઓ ઇંગ્રેજની પલટણમાંથી નાસી તુર્કી તરફ આવેલા હતા તેજ પ્રમાણે આ હિન્દુ સિપાઇઓ પણ તુર્કીની તરફથી લડવા માટેજ આવેલા. તુર્કીમાં તો આંધળો રાજ કરે ને કાણો વજીર બને, એવો ખેલ હતો. તેથી જેઓ ખિલાફતની તરફેણમાં લડવા માટે આવેલા, તેમને

કેદ કરાવી તેમનાજ દેશભાઇઓએ ખિલાફતની પવિત્રતાનું રક્ષણ કર્યું! તસ્કીલાતવાળાઓએ મુક્તિનો ઉપાય બતાવ્યો. તેમણે કહ્યું કે: જો કમિટી એમના ભરણપોષણનો ભાર ઉપાડે તો એને છોડી મૂકીએ. કમિટીએ એ વાત કબુલી લીધી ને તેઓ છૂટયા. તે પછી હિન્દુઓ મારફત ખિલાફતનું રક્ષણ કરવાનો કમિટીનો શોખ ઓગળી ગયો ને તેમને પાછા બર્લિન લઈ જવામાં આવ્યા.

## કુત-અલ-અમ્મારા પડયું

ઈ. સ. ૧૯૧૬ ની શરૂઆતમાં કુત-અલ અમારા પડયું. એ ખબર બર્લિન પહોંચતાં જર્મન પરદેશ ખાતાએ કમિટીને ટેલીફોન કરી આનંદભેર એ વાત જણાવી. તે દિવસે સાંજેજ ટેલીફોન પર ખબર મળી કે Kut-el-amara is fallen (કુત-અલ-અમારા પડયું) આ ખબર મળતાંજ કમિટીના અંતરમાં આશાની જ્યોત ઝળકી ઉઠી. તે વેળા આયરીશ બળવાવીર સર રોજર કેસમેન્ટ આયરલાંડના લશ્કરમાં બળવો ફેલાવી એક જુદોજ પક્ષ સ્થાપી રહ્યો હતો. ઓસ્ટ્રીયાના તાબામાંના બોહીમીયર અને ક્રોટીયન (Crotian) રાજકેદીઓની એક મોટી લશ્કરી ટુકડી રચી, તેમના જાતીય શત્રુ ઓસ્ટ્રીયાની સામે યુદ્ધે લગાડવા રૂશિયા ખટપટ કરી રહ્યું હતું. તો પછી હિંદી લશ્કરીઓને, તેમનાજ દેશની મુક્તિ કરવાના પ્રયત્ન પ્રતિ વાળવાની ખટપટ શા માટે ન થાય? ઈ૦ સ૦ ૧૯૧૫ ની શરૂમાં હિન્દી કેદી સિપાઈઓમાંથી સ્વયંસૈનિક મેળવી એક લશ્કરી ટુકડી બનાવી હિંદ તરફ મોકલવાની ઈચ્છા હતીજ. એક વાર જો એકાદ હથિયારબંધ બળવા-ટુકડી હિંદમાં દાખલ થઇ શકે, તો તો દેશમાં બળવાની જ્વાળા ભડભડ પ્રગટીજ નીકળે એ આશા સહેજે રહેતી. આમ કુત અલ-અમારાના કેદીઓમાં સારા પ્રચારકાર્યનો બન્દોબસ્ત કરવા માટે બર્લિનથી બે વિપ્લવીઓ ઇસ્તંબુલ તરફ ગયા.

## એસ્કી શહેરમાં

ઇસ્તંબુલ આવતાં તેમણે સાંભળ્યું કે કુત-અલ-અમારાના કેદીઓને તો એનેટોલીયામાં લવાય છે; મુસ્લીમ અમલદારોને 'એસ્કી-શેહાર' શહેરમાં અને હિન્દુ અમલદારોને કોનિયા શહેરમાં લઈ જવામાં આવે છે. તેમની સાથે મુલાકાત કરવા માટે ત્રણ બંગાળીઓ ઇસ્તંબુલથી તે તરફ ગયા.

પહેલાં એસ્કી શહેરમાં પહોંચતાં ત્યાં ૫૦ કેદી હિન્દી અમલદારો સાથે તેમને મુલાકાત થઈ. ત્યાં તેમને રહેવાની અગવડ ઘણી ભારે હતી. તે બધી વાત તેમણે વિપ્લવીઓને કહેતાં, તુર્કી અમલદાર કહે: અમે એમને ઘણી સારી સગવડો આપીએ છીએ. એક પૈસાવાળા આર્મિનીયનને હાંકી કાઢી તેના ઘરમાં અમે એમને રાખ્યા છે. પણ એ લોકો સામા કહે છે કે અમે મુસલમાન છીએ ને જાતજાતની બધીજ અણઘટતી છૂટ એ લોકો માંગે છે. એ લોકો મુસલ્માન છે તેથી શું ? તેઓ ઇંગ્રેજના માણસ છે ને અમારી વિરૂદ્ધ લઢયા છે. ઇંગ્રેજો જે જાતનું વર્તન અમારા માણસો સાથે ચલાવે છે તેવુંજ વર્તન અમે તો એમની સાથે ચલાવવાના. વિપ્લવીઓએ આ વાત રીતસર ગોઠવી હિંદને લગતા કામ માટે તુર્કીમાં જે અમલદાર નીમાયો હતો તેને જણાવી. પછી કેદીઓએ કહ્યું કે અમારે ઇસ્તંબુલ જઈ બાબાના ( ખલીફાના ) દર્શન કરવા છે. તેને માટે અરજી કરવાનું તેમને કહેવામાં આવ્યું. પછી એ ત્રણ બળવાવાદાઓ કોનિયા શહેરમાં ગયા.

## કોનિયા શહેરમાં

ત્યાં શીખ, ગુરખા, મરાઠા વગેરે અમલદારોને આણવામાં આવતા હતાં. બળવાવાદીઓએ ત્યાંના સૌમાં વડા અમલદારની મુલાકાત લેતાં તેણે તેમનો સારો સત્કાર કર્યો. તેણે કહ્યું:

અમે પૂર્વના, અને એ લોકો પણ પૂર્વના. એટલે એમની મદદ માટે અમારે બનતો પ્રયાસ કરવોજ જોઇએ. અહિંના કેદીઓમાં એક હિંદી દાક્ટર (આઇ. એમ. એસ.) હતો. તે હિન્દુસ્તાનમાં જન્મેલો દેશી કાળો ઇંગ્રેજ હતો, તે જુનાપુરાણા કોનિયા શહેરમાં રહેવા નારાજ હતો ને તેથી તેણે ઈસ્તંબુલ જવા સારૂ અરજી કરેલી; પણ તુર્કી અમલદાર તેને હતો ત્યાંજ રાખવા માટે ખાસ આતુર હતો કેમકે તુર્કોમાં દાકતરોની ખૂબ તાણ રહે છે. કુત–અલ–અમારામાં જે કેટલાક હિંદી દાક્ટરો કેદ થયેલા તેમનો ઉપયોગ તુર્કીમાંના હિંદી કેદીઓની તબીયત સંભાળવાના કામ માટે થતો હતો. પછી તુર્કી કર્નલ અને બળવાવાદીઓએ ખૂબ સમજાવીને એને કહ્યું ત્યારે છેવટે તે હતભાગી શહેરમાં રહેવા એ કબુલ થયો. કોનિયાના હિંદુ કેદીઓએ તુર્કીના એ મધ્યપ્રદેશમાં કોઈ પણ બીજા હિન્દુધર્મીની સાથે મુલાકાત થશે એવી જરાયે આશા ન રાખેલી. ને શરૂમાં તો એ ફેઝની ટોપી પહેરનારા બળવાવાદીઓએ પોતાને હિંદુ તરીકે ઓળખાવ્યા તોયે તેમને મનમાં પૂરો ભરોસો ન બેઠેલો. છેવટે એક ઇંગ્રેજી ભણેલા શીખ અમલદારે પોતાની ઓળખ આપતાં કહ્યું કે હું બળવાવીર અજીતસિંહનો સગો છું; ત્યારે તેની સાથે બરાબર પિછાન થઈ શકી અને તેણે શરમાઈને માફી માંગીને કહ્યું: માફ કરજો, હું પહેલાં આપને ઓળખી નહોતો શક્યો.

## ભયંકર ભેદભાવ !

કુત–અલ–અમારાના કેદીઓ પાસેથી ઘેરા વખતની ભીતરની અવસ્થાની કેટલીક હકીકતો મળી શકી. મેસોપોટેમિયામાં જે બધા મુસ્લીમ સિપાઇઓએ બળવો કરેલો, તેમના આગેવાનોને કોર્ટ માર્શલ–લશ્કરી અદાલત બેસાડી ફાંસી દેવામાં આવેલી અને બાકીનાઓને બસરા મોકલવામાં આવેલા. ઘેરા વખતે જ્યારે ઇંગ્રેજોના વિમાનો મારફતે તેમને સારૂ અનાજાદિ ઉપરથી નાંખવામાં

આવતું ત્યારે ખાણી પીણી બાબતમાં ઈંગ્રેજોની અને હિંદીઓની વચ્ચે ભેદભાવ ( ભાણાંતર ) રાખવામાં આવતો હતો. એટલે કે જ્યારે આખું લશ્કર ભૂખના દુઃખે મરવાની અણી પર હતું ને જ્યારે બહારથી શત્રુના ગોળાના ભડાકા થતા અને અંતરમાં જઠરાગ્નિ ભડભડતો હતો, ત્યારે પણ ગોરા કાળાનો ભેદ રાખવામાં આવતો હતો અને હિન્દી સિપાઈઓને ખાવાપીવાનું ઓછું અપાતું હતું !

તે પછી ઈંગ્રેજ ટુકડી શરણે ગયા બાદ જ્યારે સિપાઈઓને રણમાં થઈને એનેટોલીયા લઇ જતા ત્યારે 'હવે તો મુસ્લીમ મુલકમાં આવ્યા છીએ તેથી જેમ કરીશું તેમ ચાલ્યું જશે' એવું સમજી હિંદી મુસ્લીમ સિપાઇઓએ હિન્દુઓને મ્હેણાંટોણાં મારી ચિડવવાનો પ્રયાસ કર્યો. તેઓ હિન્દુ સિપાઇઓને સંભળાવતાં બોલે: આજે તો ગોમાંસ ખાધું, પણ ઠીક રંધાયેલું નહિ એટલે કંઇ બરાબર ભાવ્યું નહિ. આ સાંભળી હિન્દુઓ ગુસ્સે થતા ને કહેતાઃ આવી વાતો અમારા આગળ ન બોલો. હિન્દુ અમલદારો કહેતાઃ તુર્કીએ અમારી સાથે ઘણી સરસ વર્તણુંક ચલાવી છે પણ રસ્તામાં આરબ લુંટારાઓ બધું કાપડ તથા પોટલાં બચકા લુંટી ગયા અને અમારા દેશબન્ધુઓએ જ અમારી સાથે ખરાબ વર્તન ચલાવ્યું છે. વળી શીખોનો તુર્કો ઉપર એવો આક્ષેપ છે કે મોસલમાં તુર્કોએ અમારા બાર જણના વાળ જોરજુલમથી કપાવી નાંખ્યા હતા. શીખોને આમાં પોતાના ધર્મ ઉપર હુમલો થાય છે એમ લાગેલું; પણ ખરી વાત એ હતી કે એ લોકો ટાઇફોઇડમાં સપડાયલા હતા, તેથીજ તુર્કી દાક્તરે તેમના વાળ કપાવી નાંખેલા.

આ લોકો પર દેખરેખ રાખવા જે તુર્કી કર્નલ નીમાયલો હતો તેને બધી વાત સમજાવી દેવામાં આવી કે સિપાઈઓને તેમના ખોરાક માટે બકરા કે ઘેટાનું માંસ આપવાનું હોય ત્યારે બનતું

સુધી તેમને તે પશુ જીવતુંજ આપી દેવું. એટલે તેઓ પોતાનેજ હાથે 'ઝાટકો' મારી તેને મારી નાંખશે; અને હિંદુઓના ધર્મ કર્મ તથા રીતભાત અને આધ્યાત્મિકતા સંબંધે બે ચાર વાક્યોમાં ખ્યાલ આપી દઇ ભવિષ્યમાં હિન્દુના ધર્મ પર હુમલો થાય એવી કશી ગડબડ ન કરશો એમ સૂચના અપાઈ. તુર્કીએ એ સંબંધમાં સારી કાળજી રાખી હતી. આ હિંદી અમલદારો પાસેથીજ સાંભળવામાં આવેલું કે મોટે ભાગે સિપાઇઓ ઈંગ્રેજોની ગેર-વર્તણુંકથી ગુસ્સે થઈ ગયા છે. અરે ગુરખાઓ, સુદ્ધાં રાતાપીળા થયેલા: તો પણ કોઇ કોઈ હજુ ઈંગ્રેજના ખેરખાં પણ છેજ.

## બંગાળીની પ્રશંસા

આ વેળા બળવાવાદીઓની મરજી બંગાળ એમ્બ્યુલન્સ કોરના માણસો સાથે મુલાકાત કરવાની હતી. પણ તેમને અહિં આણેલા ન હતા અને આમની પાસે વધારે આગળ જવાને વખત તેમજ પરવાનો કંઇ નહોતું. તેથી કોનિયાથીજ તેમને પાછા ફરવું પડયું. તે વેળા પેલા આઈ. એમ. એસ. દાકતરે કહેલું કે એ કોરમાંનો એક જુવાન છૂટો પડી પકડાઇ જતાં તુર્કોએ તેને સિપાઈ માની લઈ રસા-સા-લાઇન પર કામે મોકલેલો; પણ તેણે તુર્કી અમલદારોને સમજાવીને એ કામમાંથી મુક્તિ મેળવી લીધી હતી. આ વેળા તુર્કીમાં જેટલા હિંદી સિપાઇઓ ને સરદારો કેદી હતા તે સૌને મોંઢે બંગાળીઓનાં પુષ્કળ વખાણ થતાં સંભળાયાં. તેમણે બધાએ એ એમ્બ્યુલન્સ કોરના કામની પ્રશંસા કરીને કહેલું કે: બંગાળી-ઓમાં કંઇ નવુંજ જોશ-તેજ પ્રગટયું છે. દેશી અમલદારો સાથે બળવાવાદીઓએ લંબાણથી વાતચીત કરી બધું સમજાવ્યું તે વેળા કોઇ કોઇકે હુંકાર પૂર્યો. એવાઓમાં એક દક્ષિણી જુવાન સૌથી આગળ પડતો હતો. તેને પૂછયું કે હિન્દમાં રાષ્ટ્રીય બળવો થાય તો કોણ કોણ જોડાશે? ત્યારે તેણે કહ્યું કે મેં પલટણમાં એવું સાંભળ્યું છે

કે પઠાણો ને પંજાબીઓ એવા બળવામાં જોડાશે તો નહિ, પણ તટસ્થ રહેશે; દુશ્મનને મદદ નહિ કરે.

## હાય, રે!

સિપાઇઓનો બંદોબસ્ત થઇ ગયા કેડે તુર્કી કર્નલ કહેઃ તમે અહિં આવ્યાજ છો તો મારી ફરજ છે કે અહિંના વાલી (ગવર્નર-સુબો) તથા શહેરના કમાન્ડર સાથે તમારી મુલાકાત કરાવી આપવી. કમાંડરની પાસે જતાં તેણે પૂછયુંઃ આપ કોણ છો? જવાબમાં "અમે હિંદી બળવાવાદીઓ છીએ" એમ સાંભળતાં તેણે ગમ્મતમાં કહ્યુંઃ બાપ રે, તમે તો ભયંકર લોકો!

પછી એક લાંબો નિસાસો મૂકી તે બોલ્યોઃ બળવો! હાય રે, એ શબ્દજ અમે તો હાલ ભૂલી ગયા છીએ.

## હમભી કુછ હૈ

એ-અને બીજાઓ-બધા નવીન તુર્કીના ક્રાન્તિવાદીઓમાંના હતા. પછી વાલીના દરબારમાં બળવાવાદીઓ ગયા. "તમે ક્યાંના છો?" એમ તેણે પૂછતાં યોગ્ય જવાબ આપ્યો.

ફરીથી તેણે પૂછયુંઃ તમારી પાસે કંઇ કાગળપત્ર છે?

જવાબ દીધોઃ હા, તસ્કીલાતનો કાગળ છે.

તેણે ફરી પૂછયુંઃ તસ્કીલાત શાની સંસ્થા છે ને તેનો પ્રમુખ કોણ છે? કદાચ કોઈ આરબ હશે?

જ્યારે એણે જાણ્યું કે તસ્કીલાત તો યુદ્ધખાતાનોજ પેટાવિભાગ છે ત્યારે તેણે કહ્યુંઃ તો તમે અહિંજ રહો. હું યુદ્ધખાતાને તમારે વિષે પૂછાવી જોઉં.-એનો અર્થ એટલોજ કે તમે આ શહેરમાં થોડા દહાડા નજરકેદમાં રહો ને હું મારા 'વાલીપણા'નો દાવો અજમાવી લઉં. આમ તેણે પોતાની બુરોક્રેટીક નોકરશાહી મનોદશા દર્શાવી આપી, તુર્કીમાં તો અંધેરી નગરીના ગંડુ રાજા જેવું ચલણ!

ઇસ્તંબુલમાંથી હજાર પ્રમાણપત્રો કે ભલામણના કાગળ ભલે ને લીધા હોય, છતાં ગામડાના 'રાજાઓ' પોતાની પદવીનો પ્રભાવ પાડવા ને "હમભી કુછ હૈ" જણાવવા માટે કંઇક તોફાન કર્યા વિના ન રહે. ગમે તેમ અહિં જે સાથે હતો તે કર્નલે વાલી સાહેબને પટાવી મામલો થાળે પાડયો.

તેણે બહાર આવીને કહ્યું: તમારે ભયનું કારણ નથી, હું અહિંનો ગેરીસન કમાંડર છું—સેનાપતિ છું. આ બધું ખાતું મારા તાબામાં છે. તમે નિર્ભય રહી તમારી બળવાપ્રવૃત્તિનો પ્રચાર કરો.

## અનવર પાશાનું ફરમાન

કુત-અલ-અમારાથી આવેલા માણસો અને તુર્કીની સાથે વાતચીત થતાં એટલું સમજાયું કે ૮૦૦૦ હિન્દુ સિપાઈઓને બગદાદ રેલ્વે તૈયાર કરવા માટે રણમાં રસા-સા-લાઈન નામના સ્થાનમાં કામે વળગાડયા છે. અને ૨૦૦૦ મુસ્લીમ સિપાઈઓને તાઉરસ પર્વતને શીળે છાંયડે આરામથી રાખવામાં આવ્યા છે. હિન્દુ સિપાઇઓ વહિંતરૂં કરે છતાં કોઈ દહાડો તેમને ખાવા મળે છે ને કોઇ દહાડો તેમને ખાવા મળતુંજ નથી! આની તપાસ અને પ્રચાર કામની ગોઠવણ કરવા બળવાવાદીઓ ઇસ્તંબુલ પાછા ફર્યા. ત્યાં આવી તરફીલાતમાં તેમણે પોતાની મુસાફરી તથા તપાસને લગતો હેવાલ રજુ કર્યો. તે વાંચતાંજ યુદ્ધવઝીર અનવર પાશાએ તુરત તાર કર્યો કે હિન્દુ સિપાઇઓના ધર્મ અને આચાર વિચારમાં કોઈ પણ જાતની ડખલગીરી નજ થવી જોઇએ અને તરફીલાતની સાથે મસલત કરી કોને ક્યાં ક્યાં પ્રચાર કામ માટે મોકલવા તે નક્કી કરવામાં આવ્યું. આ બધાનો હેતુ એ હતો કે પેલા સૌના મનમાં બળવાની ભાવના પ્રગટાવી એક બળવા ટુકડી તૈયાર કરવી.

## તુર્કોની સ્વાર્થવૃત્તિ

એ બાબતમાં તુર્કી યુદ્ધમંત્રી અનવરપાશાએ પણ હુકમ કરેલો હતો. તેણે કહેલું: જો હિંદી વિપ્લવીઓ આ કામમાં ફળીભૂત થાય તો તેમને ટુકડી ઉભી કરવા દેજો. પરંતુ જર્મન એલચીખાતામાં આવતાં બળવાવાદીઓએ જે સાંભળ્યું તેના વડે તેઓ ઠરીજ ગયા. મોટા મોટા જર્મન અમલદારો કહે: એમ એકાદ ટુકડી તૈયાર કરી તેને હિંદ મોકલવી એમાં સાચું મુત્સદ્દીપણું નથી, ડહાપણભરી રાજનીતિ નથી. એ કામ કરવું સહેલું છે, પણ તેનાથી ધાર્યો હેતુ પાર પાડવાનું કેવળ મુશ્કેલ છે. આમ છતાં નાની નાની ટુકડીઓ રૂપે એવા સિપાઇઓને ઇરાન તો મોકલીજ શકાય. આ વેળા જર્મનો બગદાદ વિભાગમાંથી હિંદીઓને ભેગા કરી તેમની નાની નાની ટુકડીઓ બનાવી ઇરાન મોકલતાજ હતા. કુત-અલ-અમારા પડે પછી તુર્કી લશ્કરે પણ ઇરાન તરફ જવું એવી વાત હતી. તુર્કો એમ ઇચ્છતા કે હિંદી બળવા ટુકડીઓ અમારી ટુકડીઓનાં પુંછડા રૂપે અમે જ્યાં જઇએ ત્યાં આવે.

## યોજના ધૂળ મળી

પણ એ વાત બર્લિન કમિટીને પસંદ નહોતી. તેમને તો બળવા ટુકડી હિંદજ મોકલવી હતી. તેમને શ્રદ્ધા હતી કે રસ્તે જતાં પુષ્કળ લોકો અંદર ભળી જશે અને તેમને જર્મન અમલદારો મારફત કેળવણી આપતાં એક સરસ અને મજબુત ટુકડી તૈયાર થશે. પણ મોટા મોટા જર્મન અમલદારોએ પહેલાં કહ્યું: કે ખાધાપીધાની સવડ ખાતર બળવા-ટુકડીએ તુર્કી સૈન્યની સાથે સાથેજ જવું જોઇશે. પણ છેવટે તો તેમણે કહ્યું કે એ આખી યોજનાજ મુત્સદ્દીપણાથી વિરૂદ્ધ છે. પછી સમજાયું કે જર્મનો પોતાના અંગત હેતુ માટે નાની ટુકડીઓ પાડવા ઇચ્છતા

હતા અને તુર્કીએ તો સિપાઈઓને કેદ કરી રણમાં વહિંતરે વળગાડી દીધા. આ જોઇ કમિટીએ નિરાશ થઇ બળવા--ટુકડી રચવાનો મનસૂબો માંડી વાળ્યો. આમ કમિટીને ઘણા ઉમંગભેર ઉપાડેલી એક યોજનામાં નિરાશા મળી.

કુત-અલ-અમારા પડ્યા પહેલાંજ ઇસ્તંબુલ કમિટીના કેટલાક સભ્યોને ઉપર દર્શાવેલી ગોઠવણ મુજબ કામ કરવા બગદાદ મોકલેલા હતા. પણ ત્યાં તેઓના આગેવાન સામે જાતજાતની અયોગ્ય વર્તનની ફરિયાદ થવાથી તેમજ બળવા ટુકડી તૈયાર કરવાનો આખો મનસૂબોજ માંડી વંળાયાથી તેમને ત્યાંથી પાછા ફરવાનો હુકમ અપાયો.

## અમેરિકન હિતચિંતક

કોને વાંકે એ ગોઠવણ પડી ભાંગી એ નક્કી કરવું જરા મુશ્કેલ છે. પહેલાં જર્મન સરકારને એ યોજનામાં ખૂબજ ઉમંગ હતો. કુત-અલ-અમારા પડતાં પહેલાં બળવાવાદીઓનો એક મિત્ર અમેરિકાના યુદ્ધખાતામાં હતો તે, ૧૧ હજાર સિપાઇઓ ત્યાં ઘેરાઇ પડ્યા છે એવું સાંભળી બર્લિન આવીને હાજર થયો. તે અમેરિકાના હિંદી વિપ્લવીઓને યુદ્ધકળાનું શિક્ષણ આપતો હતો. તે કહેતો કે ઈ. સ. ૧૮૫૭ના પહેલા હિંદી સ્વાતંત્ર્ય યુદ્ધનો ઈતિહાસ સારી પેઠે વાંચ્યાથી મારૂં માનવું એવું થયું છે કે સારા, ભણેલા અમલદારોને અભાવેજ હિંદીઓ એ યુદ્ધમાં હારેલા. તેટલા ખાતર બળવાવાદીઓએ પરદેશી અમલદારોના હાથ તળે શિક્ષણ લેવું જોઇએ.

એનો એ સિપાઈઓને માટે કમિટીના જેવોજ પ્લાન હતો. એની ઇચ્છા એવી હતી કે ઉભી કરવા ધારેલી ટુકડીની સરદારી પોતેજ લે. જર્મન પરદેશ ખાતાની ઓફીસે તે વેળા એને વાટ જોઈ રહેવાનું કહ્યું અને સાથે સાથે જણાવ્યું કે ઈંગ્રેજ ટુકડી

શરણે આવે તે વેળા એ યોજના પાર પાડવી. તે ઉપરાંત જે જર્મન અમલદારો હિંદને લગતા કામકાજમાં જોડાયલા હતા તેમણે શરૂ શરૂમાં એ પરત્વે પુષ્કળ ઉમંગ બતાવ્યો; પણ છેલ્લે જ્યારે તુર્કોએ રસા-સા-લાઇનમાં સિપાઇઓને વહિંતરે વળગાવ્યા-મજુર બનાવ્યા ત્યારે સૌનો ઉમંગ ઉડી ગયો. કયા પક્ષની મુત્સદ્દીગીરીને લીધે એ મનસૂબો પરપોટા પેઠે નાશ પામ્યો તે ન સમજી શકાયું. છેલ્લે તુર્કીમાં કામ કરવાનું ફોગટ છે એમ સમજી કમિટીએ પોતાના માણસોને તે દેશમાંથી પાછા બોલાવી લીધા.

ભયંકર રોગચાળો

પછી સાંભળવામાં આવ્યું કે હિંદના હિન્દુ સિપાઇઓ રણમાં કામ કરતાં કરતાં ભયાનક રીતે મૃત્યુશરણ થાય છે. કમિટીએ જર્મન સરકારને આ બાબતમાં મદદ કરવા કહેતાં તે તરફથી જવાબ મળ્યો કે એ સંબંધમાં અમે કોઈ પણ રીતે વચ્ચે આવવા માંગતા નથી. તુર્કી સરકારની કોઈ પણ ખટપટમાં તેની સત્તા વિષે સવાલ કરવાનો અમને અધિકાર નથી. આ બધાં કારણે જે જર્મનીમાં કેદી સિપાઇઓને લાડકોડથી સુખસવડમાં રખાયલા હતા તેમ કુત-અલ-અમારાના કેદીઓનાં પણ દુ:ખસંકટ નાશ પામે એમ કરવા કમિટીને ખૂબ ઇચ્છા હતી. છતાં કશું બની શક્યું નહિ. તેમને તેમના નસીબ પર છોડી દેવા પડ્યા. આ દુ:ખ ફક્ત હિન્દુ સિપાઇઓનેજ પડતું હતું, એ નોંધવા જેવું છે.

થોડા દહાડા કેડે કમિટીના બે સભ્યો ઈરાનમાંથી પાછા આવતાં રસા-સા-લાઈન થઇને આવ્યા અને ત્યાં તેમની સાથે એક હિન્દી દાક્તરનો મેળાપ થયો હતો. કુત-અલ-અમારામાં જે ૭ ૮ આઈ. એમ. એસ. દાક્તરો કેદી બનેલા તમને સિપાઇઓની દાક્તરી મદદ માટે જુદે જુદે સ્થળે રાખેલા હતા. તેઓજ ત્યાં આગળ હિન્દીઓની તબીયત ઉપર દેખરેખ રાખતા હતા. તેમણે ઘણું કરીનું

આ વિપ્લવીઓને કહેલું: એ તમારી બર્લિન કમિટીને અમે સારી પેઠે જાણીયે છીએ. તેઓ પૂરા ને પાકા બદમાશ છે. આ બધા સિપાઇઓ બિચારા અહિં માર્યા જાય છે અને તમારી કમિટી એમને બચાવવા માટે શેકયો પાપડ પણ નથી ભાંગતી. પણ ખરી વાત આગળ જણાવ્યા મુજબ એ હતી કે એ સિપાઇ-ઓનું સંકટ ટાળવાનો કશો રસ્તોજ કમિટી પાસે રહેલો નહોતો.

## કામ પડી ભાંગ્યું

ઈ. સ. ૧૯૧૬ના છેલ્લા ભાગમાં તુર્કીમાં કમિટીએ કામ તદ્દન બંધ કર્યું. ત્યાં કામકાજમાં બહુ અગવડ પડતી હતી તેનું મુખ્ય કારણ એ કે તુર્કો એમાં કશો રસ લેતા નહોતા. જેટલા મિસરીઓ ને આરબ ભટકેલો ત્યાં ભેગા મળેલા અને પેન ઇસ્લા-મીઝમને નામે પોતાનો સ્વાર્થ સાધી રહ્યા હતા, તે બધાઓ નાની નાની પદવીઓ પર ગોઠવાઇ ગયેલા હતા અને પૂર્વ તરફના દેશોને લગતી પ્રવૃત્તિની ઠેકડી કરતા. તેમનાં અજ્ઞાન, સ્વાર્થશીલતા અને ધર્માંધતાને લીધેજ અહિંના કામને ઘણું નુકસાન પહોંચ્યું.

અને જે બધા મુસ્લીમ હિંદવાસીઓ તુર્કીમાં વસી એ વેળા તુર્કીનો જયજયકાર પોકારતા હતા તેઓ ઇ. સ. ૧૯૧૮ના અંતમાં તુર્કી પડયું ને શરણ થયું એટલે ત્યાંથી બધા ભાગી ગયા ને તુર્કીને ગાળો દેવા લાગ્યા. કોઇ કોઈ મીસરી તો એમ ગાળ દેતા લાગ્યા કે: આ તુરકડાઓ કશી વાત સાચી કરતા નહોતા અને અમને ઠગ્યા કરતા હતા. કોઈ કોઇ મુસ્લીમ હિંદીઓ તુર્કી પડતાં ત્યાંથી ભાગી ગયા અને પેન-ઈસ્લામીઝમનો ધંધો તજી દઈ રશિયા જઈ કોમ્યુનીઝમને વળગી પડયા, કોમ્યુનીસ્ટ બની પડયા. મુદ્દોજ એ કે ક્યાંકથી પૈસા મળવા જોઇએ, બીજું કંઈ નહિ.



# સ્વીડનની વાત

## સમાજવાદને નામે—

ઈ. સ. ૧૯૧૭માં સ્ટોકહોમ (સ્વીડનની રાજધાની) માં હોલાં-ડના અને સ્વીડનના સમાજવાદીઓ એમ બે પક્ષોએ ભેગા મળી એક આંતરરાષ્ટ્રીય સમાજવાદી પરિષદ મેળવી. એનો હેતુ એવો હતો કે લડતી પ્રજાઓમાં ભાઈચારો સ્થાપન કરવો અને જગતમાં શાંતિ પ્રવર્તાવવી. એ પરિષદમાં હિન્દનો સ્વતંત્રતાનો દાવો રજુ કરવા માટે બર્લિનની કમિટીએ પોતાના બે સભ્યો મોકલી આપ્યા. તેમણે ત્યાં જઇને જોયું તો એ પરિષદ તો મિત્ર રાજ્યોની ખેરખાંગીરીજ કરવા ઇચ્છતી હતી અને મિત્ર રાજ્યો જેના પર જુલમ કરતા હતા એવી પ્રજાઓની ફરિયાદ સાંભળવા તેને લેશ પણ ઇચ્છા નહોતી. એટલા ખાતર તેમનો વિરોધ કરવા માટે કમિટીના માણસોને એક પુસ્તિકા પ્રગટ કરવી પડી. એ વેળા જર્મનીની બહાર રહ્યાં રહ્યાં કામ કરવાનું ઠીક પડશે ધારી ત્યાં (સ્વીડનમાં) કમિટીની એક શાખા પણ સ્થાપન કરવામાં આવી. સ્ટોકહોમમાં તે વેળા યુરોપના ઘણાક દેશોના વિપ્લવીઓ ભેગા થયેલા તેથી ત્યાંથી પ્રચારકામ કરવા ઠીક સવડ રહેતી.

## ત્રાજોનોસ્કી

એજ વરસના ઓકટોબર મહિનામાં ત્રાજોનોસ્કી નામનો એક રશિયન ક્રાન્તિકારી એ શહેરમાં આવી લાગ્યો. તે સોવિયેટનો એક સભ્ય હતો. પહેલાં તો ગપાટો ઉડયો કે જર્મની

સાથે સંધિ કરવા માટે બળવાવાદી રૂશિયન સરકારે આ માણસને અગ્રગામી દૂત ઉરફે એલચી તરીકે મોકલ્યો છે. પણ પાછળથી ખબર પડી કે ના, એ તો પોતાને કામેજ આવેલો છે. તેની સાથે હિંદીઓને ઠીક દોસ્તી ઝામી. એજ ગાળામાં રૂશિયામાં બોલ્શેવિક ક્રાન્તિ થઇ. આ રૂશિયન વિપ્લવી મિત્રે રૂશિયા જઈ ત્યાં એક રૂસો-ઇડીયન-મંડળી Russo Indian Society સ્થાપી અને હિન્દ વિષે રૂશિયન બ્લ્યુ બુક (સર્વ સંગ્રહ) પ્રગટ કરી. તે પછી એ ટ્રાટસ્કી-ની ઓફીસમાં કામ કરતો હતો અને તેની સાથે તેને હિન્દ સંબંધે વાતચીત થયેલી. ટ્રાટસ્કી તે વેળા બ્રેસ્ટલીટોસ્કમાં (Brestlitowsk) જર્મની સાથે સંધિની વાટાઘાટ ચલાવી રહ્યો હતો. તે વેળા સ્ટોકહોમની કમિટી તરફથી એ પરિષદમાં એની પાસે એવો તાર મોકલાયો કે તમારે હિંદની સ્વતંત્રતા માટે હિંદને સ્વાત્મ-નિર્ણયનો હક આપવો જોઇએ એવી જાતની દરખાસ્ત કરવી. ગમે તે પ્રેરણા વડે, પણ ટ્રાટસ્કીએ હિંદ, મીસર ને આયરલાંડને સ્વ-નિર્ણયનો હક આપવો એ જાતની દરખાસ્ત રજૂ કરેલી ખરી. તે માટે હિન્દીઓ ખરેખર તેના ઋણી બન્યા છે.

## પેલા ૧૪ મુદ્દા

એજ વરસે ઈંગ્લાંડમાં પણ એક સમાજવાદી પરિષદ મળી. ત્યાં પણ હિંદની સ્વતંત્રતાના દાવા માટેની દરખાસ્તવાળો એક તાર સ્ટોકહોમથી ફિલિપ સ્નોડનને મોકલવામાં આવ્યો. એજ વરસે બોલ્શેવિક ક્રાન્તિ થતાં પૂર્વ રૂશિયામાં રહેતા તાતારોએ પણ એક પરિષદ ભરી. ત્યાં પણ તેમના તરફ લાગણી દર્શાવનારો અને હિંદની સ્વતંત્રતા માટે આત્મનિર્ણયની જરૂર છે એવી મતલબનો એક તાર સ્ટોકહોમથી મોકલાયો. એજ વરસે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ પ્રે. વિલ્સને પોતાના ૧૪ મુદ્દાઓ જાહેર કર્યા અને એ ૧૪ મુદ્દાઓ મુજબ હિન્દને પણ સ્વતંત્રતા

આપવી જોઇએ એવો તાર કમિટીએ મોકલી આપ્યો. અમેરિકામાં સાન ફ્રાન્સીસ્કોમાંથી સ્વ૦ સુરેન્દ્રનાથ કરે પ્રે. વિલ્સનને એક તાર કર્યો કે હિન્દની સ્વતંત્રતાનો વિષય પણ તેના ૧૪ મુદ્દાઓમાં દાખલ કરાવો જોઇએ! પણ આના જવાબમાં અમેરિકાની પોલીસ તેના પર ધસી ગઈ ને તેને સારી પેઠે કનડગો!

એ વેળા જુદા જુદા તટસ્થ દેશોમાં કમિટીએ એવું પ્રચાર કામ કરવા માંડયું કે હિન્દને સ્વતંત્રતા આપવી જોઇએ અને તેમ થયા વિના જગતમાં સ્થાયી શાન્તિ સ્થપાવાની નથી. કેમકે એજ વેળાથી–એટલે કે ઇસ્વી. ૧૯૧૭ની શરૂઆતથી કમિટીએ હિંદમાં બળવો થશે એવી આશા છોડી દીધી હતી. ભવિષ્યમાં, સન્ધિ થતી વેળા હિન્દનો દાવો ધ્યાનમાં લેવાય એટલા ખાતર સાવર્ત્રિક પ્રચારકામ કરીને ધરતી તૈયાર કરવાનો પ્રયાસ આ રીતે થયો.

## ટ્રોટસ્કીની માંગણી

એ પ્રસંગે રૂશિયાવાળા મિત્ર ત્રાજોનોસ્કીએ ટ્રોટસ્કીને ભલામણ કરી કમિટીના બેએક સભ્ય પેટ્રોગ્રાડ જઈ શકે એવી ગોઠવણ કરી. ટ્રોટસ્કીએ સ્ટોકહોમમાં રહેતા રૂશિયન એલચી વોરોસ્કીને રજા આપી કે બે હિંદી બળવાવાદીઓને પેટ્રોગ્રાડ આવવાનો પાસ આપજો. પણ તે વેળા સ્ટોકહોમમાંનું કામ છોડી દઇ રૂશિયા જવાનું બની શકયું નહિ. ઇ. સ. ૧૯૧૯ના જૂન મહિનામાં ત્રાજોનોસ્કીએ, સોવિયેટ સરકારના પૂર્વ વિભાગના વડા તરીકે બર્લિન કમિટીને ફરી લખી જણાવ્યું કે રૂશિયન સોવિયેટ સરકારને હિંદના વિષયમાં સલાહ આપી શકે એવા કોઇકને અહિં મોકલી આપો. પણ તે વેળા પરવાનાને અભાવે જર્મનીની બહાર જવાની સવડ કોઈ પણ બળવાવાદીને નહોતી.

## યુસુફઅલીજી ભાગ્યા !

સ્વીડનમાં તે વેળા બ્રાન્ટીંગ સરકાર હતી. તેને ઇંગ્રેજ સરકાર સાથે સારી દોસ્તી. કોઈ પણ હિંદી વિપ્લવીને તે સ્વીડનની બહારથી અંદર આવવા ન દે, અને જે તે દેશમાં હતા, તે બહાર જતાં તેને પાછા અંદર દાખલ થવાની પણ રજા ન આપે. આ કારણે હિન્દી બળવાપ્રવૃત્તિને ભારે નુકસાન પહોંચ્યું. છતાં આ પ્રકારે જ્યારે વિપ્લવીઓ સ્ટોકહોમમાં બેઠા બેઠા જોરથી પ્રચારકામ કરવા લાગ્યા ત્યારે ઇંગ્રેજ સરકારના પેટમાં ફાળ પડી. છેવટે બળવાના પ્રચારકાર્યને અટકાવવા માટે તેણે પોતાના ખેરખાં યુસુફઅલિને ત્યાં મોકલ્યો. તેણે ત્યાં જઇ બળવાપ્રચારકોની વિરૂદ્ધ ભાષણો કરવા માંડયા ને લેખો લખવા માંડયા. બળવાપ્રચારકો પણ હાથભરી તેને જવાબ દેતા એટલે છેલ્લે તો તે થોડાજ દિવસમાં સ્વીડન છોડીને ચાલ્યો ગયો.

## હરદયાળની ચાલબાજી

ઈ. સ. ૧૯૧૮માં કમિટીએ શ્રીયુત હરદયાળને સ્વીડન મોકલ્યા, જેથી તે ત્યાંની કમિટીને તેના કામમાં મદદ કરે. ઇ. સ. ૧૯૧૭ના છેવટના ભાગમાં કમિટીની સાથે સાથે કામ કરવાને માટે હરદયાળને પાછો બોલાવવામાં આવેલો. આશા હતી કે તે હવે કમિટીની વિરૂદ્ધ કામ નહિ કરે. તે વેળા તે પાર્થનકીર્ચન સેનેટોરિયમમાં મોજ કરતો હતો. પણ સ્વીડન સરકાર કોઈ પણ હિંદી બળવાવાદીને પોતાના દેશમાં આવવા રજા આપતી નહોતી તેથી એ સ્વીડન જઇ ન શકયો. પછી બીજી રીતે પાસપોર્ટ મેળવવા તેને વિયેના મોકલ્યો. ત્યાં તે ઘણા દિવસ રહ્યો ને પછી જ્યારે સ્વીડન જવાની પરવાનગી આવી ત્યારે સ્વીડન ગયો. પણ ગયા કે તેણે પાછું પોત પ્રકાશ્યું. છેવટે છાપાંઓમાં નજરે પડયું કે

હરદયાળ અમેરિકન છાપાંઓમાં પોતાની ઇચ્છા મુજબની ક્રાન્તિ કરવાની વાત અને જર્મન સરકારે પોતાના તરફ ચલાવેલા વર્તનની બનાવટી વાતો લખે છે. જર્મન સરકાર તો એ વાંચીને સડકજ થઈ ગઈ! એક બાજુ જર્મન સરકારને તે લિકવીડેશનનો ભાગ લઇ લેવા માટે લખે છે ને પોતાના બળવા કાર્યની ભવિષ્યની યોજના જણાવનારો કાગળ લખે છે અને બીજી બાજુ તેજ સરકારની વિરુદ્ધ છાપાંઓમાં બનાવટી વાતો લખે છે. એ જોઈ બધાજ અચંબામાં ગરકાવ થઇ ગયેલા.

બરતરફ

હરદયાળે પોતાના "જર્મનીમાં ચાર વર્ષ" (ઈંગ્રેજીમાં) નામના પુસ્તકમાં બધું ખોટેખોટું લખ્યું છે. જે દિવસથી બળવાપંથીઓએ તેની એક ભારે મોટા બળવાવીર તરીકે જર્મન સરકાર પાસે ઓળખ કરાવી ત્યારથી તે ઠેઠ સુધી જર્મન સરકારે તેની સાથે ખૂબ માનભર્યું વર્તન રાખેલું. પણ કમિટીમાં તેણે ફક્ત ખટપટ કર્યા કીધી અને સામસામા લોકોને લઢાવવાની નારદવિદ્યા ચાલુ રાખી. પછી વળી કમિટીને ભાંગી નાંખવા પ્રયાસ કર્યો, એવા હેતુથી કે જર્મન સરકાર પાસે પોતાનેજ હિંદ આખાના પ્રતિનિધિ મનાવી પટેલાઇ કર્યા કરવી. તેની આવી ખટપટો ને હલકટતા બહાર પડી જતાં કમિટીએ સૌની અનુમતિથી તેને સભ્ય મંડળમાંથી બરતરફ કર્યો. તો પણ તેના ભરણપોષણ માટે સારી પેઠે ગોઠવણ કરી આપવામાં આવેલી. તે જર્મનીમાં જ્યાં ત્યાં પોતાની મરજીમાં આવે તેમ ભટકતો. ઇ. સ. ૧૯૧૫-૬ની સાલમાં તે કમિટીની જાણ વગર, જર્મન ફોરીન ઓફીસની મદદ મેળવી છાને વેશે હોલાંડ ગયેલો. ૧૯૧૭-૧૯૧૮ની સાલમાં જર્મન સરકારની મદદથી તે વિયેના (ઓસ્ટ્રીયા) ગયેલો. ઇ. સ. ૧૯૧૮માં એજ રીતે તે સ્વીડન ગયેલો. તે છતાં તેણે પોતાની ચોપડીમાં લખેલું કે જર્મન સરકારે તો મને

લગભગ કેદી જેવોજ રાખ્યો હતો અને કશે પણ જવા દેતા નહતા.

માણસ પોતાના સ્વાર્થ ખાતર પોતાનો અભિપ્રાય બદલી નાંખે છે. દુનિયાના ઇતિહાસમાં નજરે પડે છે કે ઘણીક વાર બળવાવાદીઓ કે મુત્સદ્દીઓએ સ્વાર્થ ખાતર પોતાનો અભિપ્રાય ફેરવી નાંખ્યો છે, ને તે પરથીજ વિપ્લવી એનાર્કીસ્ટ હરદયાળ અચાનક ઇંગ્રેજ સરકારનો પૂજારી કેમ થઇ પડયો એ વાત સમજાઇ જશે; પણ તેણે પોતાની ચોપડીમાં જે ખોટી ખોટી વાતો લખી છે તે ખરેખર તેની અક્ષમ્ય કૃતઘ્નતા બતાવી આપે છે.



# અમેરિકાની પ્રવૃત્તિ

## કોઇની શી પરવા?

પહેલેથી જ લખ્યું છે કે અમેરિકામાં ત્યાંના ઘદર મંડળ અને તેની સાથે બર્લિન કમિટીના પ્રતિનિધિ એ બેના સહકારથી કામ થતું હતું પણ જે બધા જુવાનો ઘદર મંડળની બહાર હતા ને છતાં વિપ્લવ કાર્યમાં જોડાયલા હતા, તેમનું કાર્ય વ્યવસ્થિત કરવા ખાતર એક કમિટીની જરૂર જણાઈ હતી. અમેરિકામાં સમગ્ર વિપ્લવશક્તિને કેન્દ્રસ્થ કરવાની ખાસ જરૂર હતી, પણ બર્લિન કમિટીના સૌથી પહેલા પ્રતિનિધિએ મહાયુદ્ધ શરૂ થયા કેડે કહ્યું હતું કે આવી રીતે કમિટી રચવા જેવા:

માણસો અમેરિકામાં હતા નહિ ને તેથી મેં તો બધું જ કામ ગદરના આગેવાન રામચન્દ્ર સાથે મસલત કરીને કર્યું હતું.

બીજી બાજુ બીજા લોકો બોલતા કે આ જાતની કમિટી રચવા માટે જોઈતા માણસો અમેરિકામાં મોજુદ હતા પણ બર્લિન કમિટીના પ્રતિનિધિઓએ તમામ સત્તા પોતાના હાથમાં રાખવા સારૂ જ કમિટી રચેલી નહિ. વળી ગદર મંડળમાં શીખોની જ સંખ્યા વિશેષ હતી તેથી એ પ્રવૃત્તિ લગભગ શીખ કે પંજાબી આંદોલન જેવી થઇ પડી અને ' અમારે કોઈની તે શી પરવા? ' એવી લાગણી તેના સભ્યોના મનમાં થતી. છેવટે ગદરવાળાઓએ તો મહા ધમાલ મચાવવા માંડી. તેમની પોલીસી—પદ્ધતિ—One Thrill per day—ની હતી: રોજ એક તોફાન કરવું. એટલા ખાતર એ ધમાલમાં કોઇ ખબર સાચી છે યા ખોટી તેની દરકાર કર્યા વગર તેઓ છાપામાં છપાવ્યા જતા. એ બધાં કારણસર સમગ્ર પ્રવૃત્તિને શૃંખલાબદ્ધ અને સુનિયત કરવાની ખાસ જરૂર હતી.

## પ્રતિનિધિ મોકલ્યો

એટલામાં ઇ. સ. ૧૯૧૫ના છેવટના ભાગમાં એકાએક નોરવેની રાજધાની ક્રિશ્ચિયાનીયાથી ખબર આવી કે અમેરિકાથી અમુક માણસ ત્યાં આવેલો છે. તપાસ કરતાં માલમ પડ્યું કે હરદયાળે તેને કમિટીની જાણ બહારજ બર્લિન આવવા તેડું કર્યું છે. તે વેળા હરદયાળને બધા સભ્યોની સંમતિથી કમિટીમાંથી બરતરફ કરવામાં આવેલો હતો. પેલો માણસ યુરોપ આવેલો તેથી તેને બર્લિન તેડાવી મંગાવ્યો. કમિટી પણ આ વેળા એક એવો માણસ ખોળતી હતી કે જે સમગ્ર પ્રવૃત્તિને એકાગ્ર કરવાની યોજના લઇને અમેરિકા જાય. × × × આવતાં તેને એવી યોજના અપાઈ કે તમારે અમેરિકા પાછા જઈ રામચન્દ્ર અને બીજા

બળવાવાદીઓ સાથે મસલત ચલાવી સૌ કાર્યકરોને એકઠા કરી એક વ્યવસ્થાપક કમિટી સ્થાપન કરવી. તેને આવું ભારે કામ સોંપવા સંબંધે કોઈક કોઇક સભ્યોને વાંધો હતો છતાં બીજા વધારે સારા માણુસને અભાવે તેની મારફતેજ અમેરિકા આ પ્લાન મોકલવાની તક કમિટીએ સાધી લીધી. બીજી યોજનાઓ અને ફરમાનોની સાથે સાથે વેસ્ટઇન્ડીઝમાં રહેતા કોઈક હિંદી બળવા-વાદીનું નામ તેને આપવામાં આવ્યું ને સૂચના અપાઈ કે ત્યાં પણ બળવાની જ્વાળા પ્રગટાવવા પ્રયત્ન કરવો. એણે અમેરિકા જઇ બર્લિન ખબર મોકલી કે પ્લાન મુજબ અહિં કમિટી ગોઠવાઇ છે. તેના પાંચ સભ્યો છે ને પંડિત રામચન્દ્રે એ કમિટીના સભ્ય થવા ઇચ્છા બતાવી હતી, પણ ગદર મંડળના બીજા સભ્યો આમ ગદરનું સ્વતંત્ર અસ્તિત્વ ડુબાવી દેવા નારાજ હતા, તેથી કમિટીમાં તેઓ દાખલ નથી થયા. છતાં તેઓ સહકારથી કામ કરે છે અને ગદર મંડળ તેમનો માસિક ખર્ચ આ કમિટી પાસેથી લે છે. કેમકે બર્લિન કમિટીએ એક એવી સૂચના કરેલી કે અમેરિકામાં કરવા ધારેલી કમિટી બર્લિન કમિટીની શાખા રૂપેજ રહે. અને અમેરિકાનું બધુંજ બળવા કાર્ય તથા તેના ખરચખુટણની બધી લગામ આ નવી રચાયેલી કમિટી હસ્તક રહે. બર્લિનની કમિટી એ વેળા એવી ખટપટ કરી રહી હતી કે કોઇ પણ હિસાબે આ સંબંધમાં થતું હિન્દ બહારનું કામ બરાબર એકાગ્ર કરવું. તેટલા ખાતર જ જેમ તુર્કીમાં એક શાખા સ્થપાયલી તેમ અમેરિકામાં પણ કરવાનો પ્રયાસ થયો. અમેરિકામાં ××× દ્વારાએ સ્થપાયેલી કમિટી પર બધા કામકાજ અને ખરચખુટણની જવાબદારી નંખાઇ. પછી અમેરિકામાં રહેતા જર્મન એલચીખાતામાંથી બર્લિન ખબર આવ્યા કે પેલા ભાઇ ××× ખૂબ જોશભેર કામ ચલાવી રહ્યા છે. પૈસા બધા ખરચાઇ ગયા છે ને વધુ નાણાંની જરૂર છે. બર્લિન કમિટીએ ફરીથી

અમેરિકાની પ્રવૃત્તિ માટે એક મોટી રકમ મંજુર કરી. પણ ઈ. સ. ૧૯૧૬માં વળી ખબર આવી કે વેસ્ટ ઇન્ડીઝમાંના કોઇ એક બેટ પર રહેતા હિંદી સંસ્થાનવાસીઓ બળવો કરવા તૈયાર છે. તેમને હથિયાર ને અમલદાર જોઇએ છે, પણ એ સંબંધે જર્મન સરકારનો અભિપ્રાય શો છે? તે વેળા જર્મન સરકારને અમેરિકન સરકાર સાથે દોસ્તી હતી. આ બેટમાં બળવો થાય તો અમેરિકન સરકારને જર્મન સરકાર સાથે ટંટો ઉભો થાય. એટલે એ ડરથી જર્મન સરકારે એ ખટપટ તરત બંધ કરાવી દીધી.

## ધરપકડ!

એ વેળા અમેરિકામાંની પ્રવૃત્તિને કાયમી બનાવવાનો પ્રયાસ ત્યાંના વિપ્લવીઓએ કર્યો. અમેરિકન કમિટીએ કેટલીક ચોપડીઓ છપાવી અને પ્રજા સમુહમાં વહેંચી; પછી તેના જવાબમાં ઇંગ્રેજ સરકારે એક ચોપડી છપાવીને વહેંચી એટલે પાછી તેનો ઉત્તર વાળવા કમિટીએ એક નવી ચોપડી પ્રગટ કરી. એ વેળા અમેરિકાના વિપ્લવીઓ ચીની અને રૂશિયન વિપ્લવીઓના સમાગમમાં આવ્યા અને એક ચીની જુવાનને હિન્દની પ્રવૃત્તિને અંગે ચીન મોકલવામાં આવ્યો. જ્યારે અમેરિકામાં આમ કામ ચાલતું હતું ત્યારે, એટલે કે ૧૯૧૬ના ઉનાળામાં બર્લિનની કમિટીએ દૂર દૂર ચીનમાં હિન્દની પ્રવૃત્તિ દૃઢ રીતે કરવા શ્રી...... દાસને પેકીંગ મોકલ્યા. તે અમેરિકા થઇ ચીન ગયા અને આ કામને અંગે ચીન તથા જાપાનમાં ભ્રમણ કર્યું, પણ જે હેતુથી તે ત્યાં ગયેલા તેમાંનું કશું થઇ શકયું નહિ. એટલામાં અમેરિકાના સંયુક્ત રાજ્યોએ જર્મનીની સામે લઢાઈ જાહેર કરી. પરિણામે, એ જાહેરાત પછી તુરતજ હિન્દી વિપ્લવીઓની ધરપકડ શરૂ થઇ. તે વેળા કેટલાક બળવાવાદીઓ મેકસીકો ભાગી ગયા, પણ મોટો ભાગ–લગભગ ૪૦–૫૦ જણાને અમેરિકાની પોલીસે કેદ કર્યા. તેમના પર

અમેરિકાની તટસ્થતાનું ઉલ્લંઘન કરવાનો અને ત્યાં રહ્યાં રહ્યાં એક મિત્ર રાજ્યની વિરૂદ્ધ પ્રપંચ કરવાના ગુન્હાનો આરોપ મૂકાયો. એ મુકદ્દમામાં ઈંગ્રેજ સરકાર તરફથી ખટપટ કરવા હિંદી સી. આઈ. ડી. પોલીસ ખાતાનો ડેનહામ નામનો એક અમલદાર ત્યાં આવ્યો. એ મુકદ્દમો 'હિન્દુ કાવતરાં કેસ'ના કુત્સિત નામે ઓળખાયો. એમાં હિન્દીઓની સાથે સંપર્કવાળા ઘણાક જર્મન અમલદારો પણ પકડાયાં. અમેરિકન પોલીસે એ કેસને હિન્દી બળવવાદીઓના સ્વતંત્રતા મેળવવાના પ્રયાસનું સાચું સ્વરૂપ આપવાને બદલે જુદીજ, ધૃણા ઉપજાવે એવી રીતે પ્રજા સમક્ષ રજુ કરેલો. એ કેસ શરૂ થતાં પૂર્વે ધરપકડ થયા પછી તરતજ યુરોપી છાપામાં એવું જાહેર થયું કે એક બંગાળીએ બધી વાત કબુલ કરી દીધી છે. પછી જાહેર થયું કે તેણે બધી છાની છૂપી ખબરો, અને બર્લિન કમિટીની કાગળો લખવાની છૂપી ભાષા (કોડ), તે કમિટીના કાગળો અને ચીનવાળા બળવા આગેવાનનાં નામ સુદ્ધાં બધુંજ અમેરિકન પોલિસને કબજે આપ્યું છે.

## વળી પાછા જોધસિંહ

સાન ફ્રાન્સીસ્કોમાં એ કેસ ચાલેલો. તેમાં સાક્ષી આપવા બેંકોકમાં પકડાયેલ ને લાહોર મુકદ્દમામાં સરકારી સાક્ષી બની બેઠેલ જોધસિંહને ત્યાં આણેલો. અને દક્ષિણ એશિયાના કામકાજ બાબતમાં સરકારી સાક્ષી થયેલા કુમુદ મુખોપાધ્યાયની જુબાની પણ ઘણું કરીને એજ કેસમાં લેવાયલી. જોધસિંહે અદાલતમાં કહેલું કે પોલિસે ખૂબ જુલમ કર્યાથી હિન્દમાં તો મારા દેશબંધુઓ વિરૂદ્ધ જુબાની આપવાની મને ફરજ પડી, પરંતુ અમેરિકામાં તો હું આ દેશની અદાલતને આશરે આવ્યો છું, ને મારા દેશબન્ધુઓની વિરૂદ્ધ જુબાની આપવાનો નથી. આ જાતનો વાંધો તેણે કાઢ્યાથી અમેરિકન પોલીસે તેના પર એટલો બધો જુલમ કર્યો કે તે ગાંડો

થઇ ગયો ને છેવટે તેને મેડહાઉસ–દિવાનાશાળામાં મોકલી આપવો પડયો !

## અદાલતમાં ખૂન

આમ આ કેસની ભીષણતા અને વિશ્વાસઘાતકતાનો હોકારો મચી રહ્યો હતો તે વેળા સાન ફ્રાન્સીસ્કોની અદાલતમાં જાહેર રીતે એક શીખે પંડિત રામચંદ્રનું ખૂન કર્યું; અને એ શીખનું, અદાલતના એક અમેરિકન બેલીફે ઉશ્કેરાઇ જઇ બન્દુક વડે ખૂન કર્યું. રામચન્દ્રનું ખૂન શા માટે થયું, ને એ ખૂનમાં પડદા પાછળ કોનો હાથ હતો તે વાત આજ સુધી રહસ્ય રૂપેજ રહી છે. એ સંબંધે બે અભિપ્રાય છે. એક એવો છે કે ઇંગ્રેજી છૂપી પોલીસે આ શીખ મારફત રામચન્દ્રને મરાવી નંખાવ્યો હતો. પંડિતજી ખૂબ ઉચ્ચ ભૂમિકાના પુરૂષ અને મહા કુશળ બળવાવાદી હતા. અમેરિકાવાસી પઠાણો ને પંજાબીઓ ઉપર તેમનો પ્રભાવ ખૂબ પડતો હતો અને તેઓ ઘદર મંડળના મુખ્ય સ્તંભ રૂપેજ હતા. તેને આ દુનિયામાંથી વિદાય કરી દીધાથી એ બાજુનું હિન્દી બળવા કાર્ય તદ્દન બંધજ થઈ જાય.

## બીજો મત

બીજો મત એવો છે કે પંડિતજીની સાથે ઘદરના શીખ સભ્યોને ઘણા દહાડાથી પૈસાટકાના હિસાબ સંબંધે ટંટો જાગેલો હતો. તે ઘણું કરી તમામ કામકાજની અને પૈસાના હિસાબની વાતો સ્પષ્ટ કહેતા નહિ, ને કોઈ જાતની જવાબદારી કબુલ્યા વિના પોતાની મરજી મુજબ વર્તે. આવાં આવાં કારણોને લઇને અમુક શીખો તેના શત્રુ થઈ પડેલા. તદ્દન અભણ અથવા થેડું ભણેલા, ગરમાગરમ મગજવાળા અને અમેરિકાના સ્વતંત્ર પ્રજાતંત્રી વાતાવરણની હવા પામેલા શીખો સાથે જેણે કામ કર્યું

છે, તે અનુભવી માણસજ જાણી શકે કે એવા માણસો સાથે મળી છૂપું બળવાકાર્ય કરવું કેટલું કઠણુ છે, કેટલા શેરનું થાય છે.' જેઓ પંડિતજીને ઓળખતા હતા તેઓ જાણતા કે પંડિતજી કેવા સરસ ને નિષ્ઠાવાન તથા નિર્વિકારી પુરૂષ હતા. તેમના પર કોઈ જાતનો આક્ષેપ મૂકાય તો તે ખોટોજ ગણવો ઘટે. આમ છતાં બીજો અભિપ્રાય ધરાવનારાઓ પાકી ખાતરીથી કહે છે કે શીખો તેમના દુશ્મન બન્યા હતા અને તેમણે તેમનું ખૂન કરી પોતાનો ગુસ્સો શાંત કર્યો-વેર વાળ્યું. તે વેળા અમેરિકન પોલિસ હિંદી બળવા-વાદીઓને કચડવા કનડવામાં ગુંથાયલી હતી. તેથી આ ખુનની કશી તપાસ થઇ ન શકી. પંડિત રામચન્દ્રના દુઃખજનક અવસાનથી બળવાવાદીઓને અપાર નુકસાન થયું છે. ધદર મંડળના આગેવાન તેઓજ હતા અને ઈ. સ. ૧૯૧૫માં પંજાબમાં બળવાનો જે મહાપ્રયાસ થયેલો* તે એમના પ્રેરણા પ્રોત્સાહન વડેજ.

## નાસભાગ

આ મુકદ્દમો ચાલતાં ઘણા હિન્દીઓને ચારચાર વરસ સુધીની સખત જેલ મળી. સાથે એક બીજો પણ કેસ અમેરિકન સરકારે ઉભો કર્યો, કે તારકનાથ દાસ અને શૈલેન્દ્રનાથ ઘોષે એક કામચલાઉ હિંદી સરકાર સ્થાપી હતી અને અમેરિકા ખંડના જુદા જુદા દેશોની સરકારને હિંદની સ્વતંત્રતામાં સહાય કરવા લખ્યું હતું. જ્યારે મુકદ્દમો ચાલુ થયો ત્યારે તારકનાથ જાપાન હતા. પણ તે અમેરિકામાં આવતાંજ તેને કેદ કરવામાં આવ્યા અને કેસ ચાલતાં તેને ચાર વરસની જેલ મળી.

શૈલેન્દ્રનાથ ઘોષ ઈ. સ. ૧૯૧૭માં કલકત્તાથી નાસભાગ કરી છૂપે વેશે યુરોપ થઈ અમેરિકા આવ્યો. તેને કલકત્તાની સમિતિએ

* પંજાબનું પ્રચંડ કાવતરું માં એની સર્વ હકીકત છે. કિં. ૩।, ૨।।

નરેન્દ્ર ભટ્ટાચાર્ય પાસે કંઇક સંદેશો આપીને મોકલ્યો હતો. અમેરિકામાં જ્યારે હિન્દીઓની ધરપકડ શરૂ થઈ ત્યારે તે પણ મેક્સીકો ભાગ્યો; પણ પછી એક દહાડો શીયાળાના રાતે રીયોડી ગ્રાંડ નદી તરી યુનાઇટેડ સ્ટેટસમાં ગુપચૂપ દાખલ થયો. પણ ન્યુયોર્કની પોલીસના હાથમાં પકડાઇ ગયો.

## ખાનદાન જાપાની

આ પ્રમાણે અમેરિકાની પ્રવૃત્તિ પડી ભાંગી. પણ એ પછી ઈ. સ. ૧૯૧૭માં બર્લિનમાં સમાચાર આવ્યા કે ક્રાફ્ટ દક્ષિણ એશિયાની જેલમાંથી નાસી મેક્સીકો શહેરમાં આવ્યો છે, અને તેણે પૂછાવ્યું છે કે અહિંના એલચી ખાતાને આશરે હેરંબલાલ ગુપ્ત અને જોન માર્ટીન ઉર્ફે માનવેન્દ્રનાથ રાય સા–ઓ–સ શહેરમાં છે; તેમને વિષે તમારો શો અભિપ્રાય છે? એ ખબર મળતાં બર્લિન કમિટીએ મેક્સીકો લખી મોકલ્યું કે એમને મદદ કરો. એ વેળા અમેરિકાની પ્રવૃત્તિનું મથક બર્લિન કમિટીએ મેક્સીકોમાં નક્કી કર્યું. અને ચીન તથા જાપાનમાં કામ ફરી શરૂ કરવા માટે એક ખાનદાન જાપાની જે આગળ જાપાનના મુત્સદ્દી ખાતામાં–ડીપ્લોમેટીક સરવીસમાં અમલદાર હતો, તેને અમેરિકા મોકલવામાં આવ્યો. તે મેક્સીકો થઇ પૂર્વ એશિયા જતાં ઇંગ્રેજ પોલીસે તેને પકડી સિંગાપુર આણ્યો; પણ જાપાન સરકારે વાંધો ઉઠાવતાં તેને છોડી દેવાની તેમને ફરજ પડી. કામ કરવા સંબંધે એનો અભિપ્રાય એવો હતો કે ચીનના × × × દાસ સાથે ભેગા મળી કામ કરવું; અને જાપાનના મિલિટરીસ્ટ મંડળ સાથે હિંદી બળવાવાદીઓનો સંબંધ સાધવો; પણ તે પકડાઈ જવાથી એ પ્રયાસ પડી ભાંગ્યો.

## સ્વીટ્ઝરલાંડ

### હિન્દ કેમ બળવો ન જગાડયો ?

જ્યારે બર્લિનમાં કમિટી સ્થપાઈ ચૂકી હતી અને ચોમેરના વિપ્લવીઓ ત્યાં ભેગા થતા હતા, ત્યારે સ્વીટ્ઝરલાંડમાં રહેતા શ્રી હરદયાળને બર્લિન આવી કામમાં જોડાઇ જવા કમિટીએ વારંવાર તેડું કરેલું. એના પર ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં એનાર્કિસ્ટ હોવાનો આરોપ અમેરિકન સરકારે મૂક્યો, ત્યારે જામીનને દગો દઇને તે સ્વીટ્ઝરલાંડ નાસી આવેલો. પછી ઈ. સ. ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં તે ઇસ્તંબુલ ગયો. ત્યાંના જર્મન એલચી ખાતામાં તેણે હિન્દની બળવા પ્રવૃત્તિ માટે ખાસ સૂચના કરી. પણ કેટલાક કારણોને લીધે જર્મનોએ તેને કશી દાદ ન દીધી. એટલાજ ખાતર તેણેય બર્લિનની કમિટીના તેડાને દાદ ન દીધી. પણ ઈ૦ સ૦ ૧૯૧૫ની શરૂમાં હાથરસવાળા કુમાર મહેન્દ્રપ્રતાપ સિંહ સ્વીટઝરલાંડ આવી હળદયાળને મળ્યા ને પછી તેઓ બંને બર્લિન આવ્યા. એ બધી વાત પછીથી કહેવાશે.

એ વરસની શરૂમાં ઇંગ્લાંડના સમાજવાદી નેતા એચ. એમ હિન્ડમેને બર્લિન કમિટીના પોતાની પિછાનના કોઇક સભ્યને માણસ મારફતે કહેવડાવ્યું કેઃ હું બહુજ દિલગીર છું, કે હિન્દમાં કંઇ બળવો જાગ્યો નથી !! (He is sorry that India has not moved) એ વરસની આખરમાં કમિટીના સભ્ય શ્રી વીરેન્દ્રનાથ ચેટરજીનું ગુંડાઓ મારફતે ખુન કરવા યત્ન થયો હતો. પણ સ્વીઝ પોલીસને બધી ખબર પહેલેથી પડી ગઇ હતી. તેણે બંનેને

(ચેટરજી અને ગુંડાને) પકડયા અને બન શહેરની અદાલતમાં ખડા કરી બધી વાત જાહેર કરી.

## ગુંડાની ચાલાકી

લંડનથી આવેલા એક ગુંડાએ ચેટરજીના કોઇ ખાસ પિછાન વાળા મિત્રનું નામ દઇ તેને "ઘણુંજ જરૂરી કામ છે" એમ કહી સ્વીટઝરલાંડમાં મળવા બોલાવ્યો. આ પિછાનવાળો મિત્ર વિલાયતમાં નજરકેદ હતો. તેની પાસેથી ઘણું કરી એવો પત્ર લખાવી લેવામાં આવેલો, કેઃ મારાં માબાપ જર્મનીમાં છે તેને એક ખાનગી જરૂરી ખબર કહેવા માટે આ ઈંગ્રેજ સ્વીટ્ઝરલેંડ થઇને જાય છે ને તારે (ચેટરજીએ) એના પર ભરોસો રાખવો. પણ સ્વીટ્ઝરલાંડ આવતાં આ ઈંગ્રેજના પરવાના સંબંધે કંઈક ધમાલ મચી, અને તે સ્વીઝ પોલીસની આંખમાં આવ્યો. પછી તેણે ચેટરજીને બર્લિન તાર પર તાર છોડયા. એટલે પોલીસે સ્વીટ્ઝરલાંડમાં તેના આગમનની રાહ જોઈ. ચેટરજીની આ વ્યક્તિ સાથે મુલાકાત થતાં તેણે એક ગપ્પાષ્ટક વાર્તા ઠોકી. પછી તેને એક રિવોલ્વર ને થોડી ગોળીઓ જોઇતી હતી, તેથી તેણે એક દુકાનમાં દાખલ થવા માંડયું. પણ રિવોલ્વરની વાત સાંભળતાં ચેટરજી ચમકયો અને તેણે દુકાનની અંદર આવવા ના પાડી. એટલામાં પોલીસે આવી બંનેને પકડયા. પોલીસે ચેટરજીને કહ્યુંઃ આ માણસ પર અમે ઘણા દહાડાથી નજર રાખતા હતા, પણ તમારા આવવાનીજ અમે વાટ જોતા હતા. સ્વીઝ પોલીસે આમ ચટ્ટોપાધ્યાયનો જીવ બચાવી લીધો. આ ગુંડાના પ્રપંચ સંબંધે જાતજાતની લોકવાયકા ઉડતી હતી. પણ ઇગ્લાંડની સત્તાને પ્રભાવે એ ગુંડાને ગુન્હો સાબીત થવા છતાં પણ માત્ર લડાઇ ચાલે એટલાજ વખત સારૂ સ્વીટ્ઝરલાંડમાં ન આવવું એવો દેશપારીનો હુકમ થયો. અને બિચારા નિરપરાધી ચટ્ટોપાધ્યાયને પણ એજ સજા થઈ!

# હિંદી જર્મન મીશન.

## રાજા મહેન્દ્રપ્રતાપ

મહેન્દ્રપ્રતાપ જ્યારે સ્વીટ્ઝરલાંડમાં આવ્યા ત્યારે તમણે હરદયાળને જર્મનીની લાગણી વિષે પૂછપરછ કરી. કેમકે તેમનું આવવું અમુક રાજદ્વારી કાર્ય–કમીશનને અંગે હતું. પણ હરદયાળે મહેન્દ્રપ્રતાપને હિન્દ પ્રત્યેની જર્મન લાગણી વિષે ખુબ રડતો જવાબ આપ્યો અને તેને જર્મની જવાની મનાઇ કરી. પણ મહેન્દ્રપ્રતાપ આવ્યા છે એવી ખબર મળતાં કમિટીએ તેની સાથે સંબંધ જોડયો. પછી વીરેન્દ્રનાથ ચેટરજી તેને જર્મની લઈ આવ્યો. તે વેળા કમિટી અફઘાન અમીરની પાસે એક રાજદ્વારી મીશન-મંડળ–મોકલવાની ખટપટ કરી રહી હતી. મહેન્દ્રપ્રતાપનું કામ પણ એજ હતું. બંનેનો વિચાર આમ એકાકાર થઇ જતાં મહેન્દ્રપ્રતાપને જર્મન સરકારે બર્લિન આવવા માનભેર તેડું મોકલ્યું. તે બર્લિન આવતાં મોટા મોટા અમલદારો તેની સેવામાં ખડા રહ્યા અને કયસર સાથે પણ તેમની મુલાકાત કરાવવામાં આવી. મહેન્દ્રપ્રતાપની સાથે પ્રો૦ બરકતુલ્લા અને જર્મનોએ પકડેલા ઈંગ્રેજ ફોજના કેટલાક પઠાણ સિપાઈઓ અને અમેરિકાથી આવેલા બે આફ્રીદીઓ આ મીશનમાં ગયા હતા. એમની સાથે ડૉ. હેન્ટીગ નામનો એક પોતાનો પ્રતિનિધિ જર્મન સરકારે મોકલ્યો ને વળી એક દાક્તર પણ મોકલવામાં આવ્યો. આ યોજનાનું નામ ઈંડો-જર્મન મીશન પાડવામાં આવ્યું.

ત્રણ મુદ્દા

એનો હેતુ અફઘાન અમીરને જર્મની-તુર્કીના પક્ષમાં મેળવી લઈ તેની પાસે ઇંગ્રેજ સામે લઢાઈ જાહેર કરાવવાનો હતો. મહેન્દ્રપ્રતાપને ઘણું કરી ઉત્તર હિંદના કેટલાક રાજા મહારાજાઓએ કહ્યું હતું કે જો અમારી પાછળનો મુલક (અફઘાનિસ્તાન) બરાબર મજબુત રહે તેમ હોય, તો અમે ઈંગ્રેજની સામે મેદાન પડવાની હિંમત કરીએ. ને વિચારણાને પરિણામે એટલું નક્કી થયેલું કે જો અમીર જર્મની તુર્કી સાથે મળી જાય તો હિંદમાંનું ઇંગ્રેજ લશ્કર સીમાડા પર તેની સાથે લઢવામાં ગુંથાય; તેથી હિંદમાંના હિંદી બળવાવાદીઓ માથું સહેલથી ઉંચકી શકે ને વળી અફઘાનિસ્તાનમાં થઇને હિંદમાં હથિયારો લઈ જવાનું પણ સંભવિત બને. અફઘાન અમીર (હબીબુલ્લાખાં)ને ઇંગ્રેજની વિરૂદ્ધ ખેંચી આણવા માટે ત્રણ મુદ્દા નક્કી થયા હતા.

(૧) અમીર હબીબુલ્લા પોતે નૈષ્ઠિક સુન્ની મુસલમાન છે અને તુર્કીના સુલતાન સુન્નીઓનાં ખલીફા છે તેણે ઇંગ્રેજો વિરૂદ્ધ ધર્મયુદ્ધ જાહેર કર્યું છે. તેથી અમીરે પણ ઇંગ્રેજની વિરૂદ્ધ લઢાઇ જાહેર કરવી એ તેનો ધર્મ થઇ પડે છે.

(૨) અમીર જો જર્મની-તુર્કી સાથે મળી જાય તો જર્મન સરકાર અફઘાનિસ્તાનને સ્વતંત્ર દેશ તરીકે માને અને તેના અમીરને સુલતાનની પેઠે એક સ્વતંત્ર રાજા અને પોતાના મિત્ર તરીકે ગણે (એ વેળા અફઘાન સરકાર રાજદ્વારી બાબતોમાં પૂરી સ્વતંત્રતા ભોગવતી નહોતી.)

(૩) અને અફઘાનિસ્તાનની સ્વતંત્રતા માટે નાણાં તથા હથિયારની મદદ જર્મની આપે.

અમીરની સાથે વાટાઘાટ કરવા માટે ડૉ. હેન્ટીગને જર્મનીના મુખ્ય વજીર (રીશાંઝલર) બેથમેન-હોલવેગે રાજદ્વારી પત્રો આપેલા

હતા; અને કયસરે પોતે જાતે અમીર પર લખેલો કાગળ પણ મહેન્દ્રપ્રતાપના હાથમાં સોંપ્યો હતો. સાથે સાથે જર્મનીના મુખ્ય મંત્રીએ હિન્દના જુદા જુદા સ્વતંત્ર, અર્ધસ્વતંત્ર અને ખંડીયા રાજાઓ પર તથા નેપાળના મહારાજા પર લખેલા કાગળો પણ મહેન્દ્રપ્રતાપને આપેલા. આ બધા રાજાઓ ઈંગ્રેજ સરકાર સાથે હુમલાના કે રક્ષણના-બંને જાતના યુદ્ધમાં મદદ કરવા માટે બંધાયલા હતા. તેમને તેમનું આ દોસ્તીનું બંધન તોડી નાંખી 'સ્વતંત્રતા' જાહેર કરવા માટે ખાસ આમંત્રણ અપાયું હતું. તેઓ ઈંગ્રેજ સાથેનો સંબંધ તોડે તો જર્મન સરકાર તેમની સાથે દોસ્તી-દાવે બંધાય એવી સૂચના પણ કાગળોમાં કરવામાં આવી હતી. તેમાંય નેપાળના રાજાને તો જર્મન સરકારે એક સ્વતંત્ર મહારાજા તરીકે જ સંબોધન કર્યું હતું.

૨૭૪ બે

આ પ્રમાણેના મુત્સદ્દીગીરીના હથિયારો લઇ મહેન્દ્રપ્રતાપની આગેવાની હેઠળ ઇંડો-જર્મન-મીશન સફરે નીકળ્યું, અને ઈ. સ. ૧૯૧૫ના એપ્રિલની આખરમાં તે ઇસ્તંબુલ જઈ પહોંચ્યું. ત્યાં અનવરપાશાએ મહેન્દ્રપ્રતાપનો માનભેર સત્કાર કર્યો; અને સુલતાન તરફથી અમીર પર સ્વહસ્તે લખાયલો એક કાગળ પણ તેને આપ્યો. તુર્કી સરકારે એ પહેલાં અફઘાનિસ્તાન તરફ કેટલાંક રાજદ્વારી મીશન મોકલેલાં પણ ઇરાનથી આગળ કોઈ પણ ન જઇ શકેલું. અનવર પાશાએ પણ આશા દર્શાવી કે આ ઈંડો-જર્મન-મીશન સફળ થાય એવી મને આશા છે. મૌલવી પ્રો. બરકતુલ્લાએ પણ શેખ-ઉલ-ઈસ્લામની પાસેથી હિન્દુ મુસ્લીમોએ સંપથી કામ કરવું એ જાતનો એક ફતવો (ધાર્મિક નિર્ણય) મેળવી લીધો. આ ફતવો જાહેર રીતે આયાસોફીયાની મસ્જીદમાં અપાયો હતો. પછી મીશન તુર્કીના પૂર્વ સીમાડા પર આવી પહોંચ્યું. ત્યાં સીમાડા પરનો

અમલદાર રઉફબે કરીને હતો. તેની સાથે મહેન્દ્રપ્રતાપની મુલાકાત થતાં તેણે તેમને રસ્તાની વિકટતા સમજાવી અને ઇંગ્રેજોના હુમલાનો ડર બતાવ્યો. ઘણાં કારણે મીશનને સીમાડા પર મહિના સુધી ખોટી થવું પડયું. પરિણામે જુન-જુલાઈ મહિનામાં હેન્ટીગે મોકલેલો એક તાર બર્લિન આવી પહોંચ્યો તેમાં જણાવેલું હતું કે રઉફબેની મુલાકાત પછી હવે વધારે આગળ જવાની ઇચ્છા મહેન્દ્રપ્રતાપને નથી. જર્મન ફોરીન ઓફીસ તો ગુસ્સાને લીધે બેબાકળી બની ગઈ, કે શા માટે મહેન્દ્રપ્રતાપે રઉફબેની સાથે મુલાકાત કરી ? એ તો ઈંગ્રેજનો દોસ્ત છે ! મૂળ વાત એ હતી કે ઘણું કરી રઉફબેએ એવો મત જાહેર કરેલો કે તુર્કોએ મહાયુદ્ધમાં તટસ્થ રહેવું એજ સૌથી સારૂં છે ને તેથી જર્મનો એની ઉપર ગુસ્સે હતા. મહાયુદ્ધ પત્યા કેડે આ ઢીલનું કારણ સમજાયું.

## મી૦ પેશાવરી

તુર્કી ઇરાનના સીમાડા પરનો સેનાપતિ રઉફબે હતો. તેની સાથે મી૦ + + + પેશાવરી નામનો એક હિન્દનો અમલદાર હતો, તેણેજ ડખલગીરી કરીને અટકાયત નાંખી હતી. રઉફબેએ તેને જણાવ્યું કે "મેં મહેન્દ્રપ્રતાપની સાથે મુલાકાત કરી છે ને કહ્યું છે કે તુર્કી સરકારે મને (રઉફબેને) રાજદ્વારી મીશન પર અફઘાનિસ્તાન મોકલેલો છે. અને બંને મીશનોનો હેતુ અને જવાનું સ્થાન એકજ છે. વળી તુર્કી એશિયાનું સ્વતંત્રને સત્તાવાન રાજ્ય Paramount Power છે. તેથી ઇંડો-જર્મન-મીશને મારી આગેવાની હેઠળ જવું એજ ઠીક છે. પણ મહેન્દ્રપ્રતાપ તથા બરકતઉલ્લા આ વાત સાંભળતા નથી. તેથી તમે એને બધું સમજાવી ગળે ઉતારશો." આ હિંદી અમલદારેજ મહેન્દ્રપ્રતાપ તથા બરકતઉલ્લાને આ વાત ગળે ઉતારવા સારુ એક મહિનો ખોટી કર્યા ને આગળ જવા ન દીધા. ઇસ્તંબુલથી તો હુકમ હતો કે

સીમાડા પરના અમલદારોએ કશી ગડબડ વિના મીશનને બહાર જવા દેવું, પણ તુર્કીનો કારભાર આવો ઢીલોઢબ, ને રાજધાનીના હુકમને પ્રાંતિક અમલદારો ગાંઠે નહિ. રઉફબેએ એ પ્રમાણે હુકમ મુજબ અમલ નજ કર્યો. એણે કરેલી અશક્ય જેવી સૂચના કુદરતી રીતેજ મીશને કબુલ ન કરી. એ તો ઇંડો-જર્મન-તુર્કી મિશન! બંને સરકારે પૂરેપૂરો રાજદ્વારી બંદોબસ્ત કરી મીશનને મોકલ્યું ને અનવર પાશાએ કાસિમ બેગને તુર્કી સરકારના પ્રતિનિધિ તરીકે સાથે ગોઠવ્યો ને છતાં વળી રસ્તામાં રઉફબે તેમાં ઘુસી પડવા માંગે-ને વળી તેની સરદારી પણ માંગે?!

## ઇરાની ધાડપાડુ

એક મહિના કેડે મીશન ઇરાન ગયું. પણ રસ્તો ભારે જોખમભર્યો હતો. ઇંગ્રેજના જાસુસો તથા લશ્કરે રસ્તામાંજ એ મીશનને પકડવા બહુ પ્રયાસ કર્યો. ઇરાનના છાપાંઓમાં પ્રસિદ્ધ થયું કે હિન્દનો એક રાજા અને પ્રોફેસર ઇરાનમાં થઇને કાબુલ જાય છે અને ઇંગ્રેજો તેને પકડવાની ખટપટ કરી રહ્યા છે. ઈ. સ. ૧૯૧૫માં ઇરાન દેશમાં અફાટ અંધાધુંધી ઝામી પડી. તુર્કી ને જર્મની બંને ઇરાનને પોતાનામાં ખેંચી લેવાની ખટપટ કરી રહ્યા હતા. એટલા ખાતર તેમની નાની નાની મંડળીઓ ઇરાનમાં ચોમેર દોડાદોડ કર્યા કરતી હતી. અને ઇંગ્રેજનું લશ્કર દક્ષિણ વિભાગ દબાવી બેસી એ લોકોની વિરૂદ્ધ ધીમે ધીમે ઉત્તર તરફ કૂચ કરતું હતું અને ઠામઠામ ઝપાઝપીઓ પણ થતી હતી. બંને પક્ષો ઇરાનમાંથી પહાડી ટોળીઓને નાણાં આપી વેચાણ લઈ પોતાના પક્ષમાં ખેંચી લેવા પ્રયાસ કરતા હતા. રસ્તામાં પેલા મીશન પર ઇરાની ધાડપાડુઓએ ધસારો કર્યો. જે બધાં બચકા પોટલામાં રાજાઓના નામ પર લખાયલા કાગળપત્રો વગેરે સંભાળીને બાંધેલું હતું તે પોટલાં તેઓ લુંટી ગયા. ઘણું કરીને તેઓ એ કાગળીયાં

મેળવવા સારૂજ ક્યારના ખટપટ કરી રહ્યા હતા!

છતાં એથી પણ અગત્યના બીજા રાજદ્વારી કાગળો મહેન્દ્ર-પ્રતાપની પાસેજ હતા તેથી મીશનને બહુ નુકશાન ન થયું. છેવટે મીશન કાબુલ તો નિર્વિઘ્ને પહોંચ્યું. પણ પછી એક વરસ સુધી તેની કશી ખબરજ ન મળી. એ મીશન વિષે બ્રિટીશ પાર્લામેંટમાં ચર્ચા ઉપાડવામાં આવી હતી. પાર્લામેન્ટના કોઈક મેમ્બરના સવાલના જવાબમાં તે વેળાના હિન્દી વજીરે જવાબ આપ્યો હતો કે મહેન્દ્ર પ્રતાપ તો અયોધ્યા પ્રાંતનો એક નાનકડો તાલુકદાર છે. પણ તેને બર્લિનમાં રહેતા હિન્દુ એનાર્કીસ્ટોએ એક મોટા 'રાજકુંવર' તરીકે કયસર સન્મુખ ખડો કર્યો છે.

## મથુરાસિંહનો કાગળ

તે પછી ઇ. સ. ૧૯૧૬માં હેન્ટીગ ચીન અને અમેરિકા થઇને બર્લિન આવ્યો. કાબુલમાં એ મીશન રહેતું હતું તે વેળા ઇંગ્રેજ સરકાર ઘણું કરી તેની વિરૂદ્ધ ખૂબ મંડી હતી. ઘણું કરી અફઘાન અમીર પર ભલામણ આણવામાં આવી હતી કે મીશનને દેશમાંથી હાંકી કાઢવું. પણ તે બાબતમાં અફઘાન સરકારે સિયામ અને રૂશિયન સરકાર કરતાં ઘણી વારે દઢતા અને આતિથ્યભાવ દર્શાવ્યાં. ઇંગ્રેજી છાપાંઓમાં પ્રસિદ્ધ થયું હતું કે અમીરે મીશનના મેમ્બરોને કાબુલમાં કેદ કરીને રાખ્યા છે, ને પછી દેશમાંથી હાંકી કાઢેલા. એ વાત તો નરદમ જુઠી હતી. ઇ. સ. ૧૯૧૬માં ડૉ૦ મથુરાસિંહ અને એક ખાનદાન મુસલમાનનો હાથનો લખેલો પત્ર બર્લિન આવી પહોંચ્યો. તેમાં લખેલું હતું કે મહેન્દ્રપ્રતાપ અને બીજાઓને કાબુલના અમીરે સારી પેઠે સત્કાર્યા છે. તેમના મુકામ માટે એક સારી ઇમારત અપાઈ છે. આ બંને (ડૉ૦ મથુરાસિંહ અને પેલો મુસ્લીમ સર્જન) હિંદીઓને મહેન્દ્રપ્રતાપે રૂશિયાના ઝાર પાસે હિંદી બળવા પ્રવૃત્તિમાં મદદ માંગવાના ઉદ્દેશથી, રૂશિયન સરકારને આપવા માટે

એક મેમોરેન્ડમ–નિવેદન આપીને તુર્કસ્તાન તરફ મોકલેલા. તેમણે મીશનના કુશળ સમાચાર બર્લિન જણાવવા સારૂ તુર્કસ્તાન અને ચીનના સીમાડા પર આ કાગળ લખી ટપાલમાં નાખેલો. તે પેકીંગ થઈ વોશીંગ્ટન ગયો ને ત્યાંથી બર્લિન આવ્યો હતો.

## મહેન્દ્રપ્રતાપ રૂશિયામાં

પણ જે કામ માટે ડૉ૦ મથુરાસિંહને તુર્કી મોકલેલા, તે કામ થવું તો દૂર રહ્યું, પણ રૂશિયન સરકારે તો તેમને બંનેને પકડી ઇંગ્રેજ સરકારના હાથમાં સોંપ્યા. મથુરાસિંહને શાંઘાઇ થઇ હિંદ લઈ ગયા ને ત્યાંથી વળી કાબુલ લઇ ગયા. પણ પછી એને પાછા લાહોર આણ્યા, ને પછી છાપાંઓમાં પ્રગટ થયું કે ડૉ મથુરાસિંહને ફાંસીએ ચઢાવ્યા. એ પછી મહેન્દ્રપ્રતાપે રૂશિયા થઈ જર્મની પાછા જવાનો ફરી પ્રયાસ કર્યો, પણ તેમાં કંઈ વળ્યું નહિ. પછી વળી તેણે પામીરના મેદાનમાં થઇને ચીનના મધ્ય પ્રદેશમાં થઇને પાછા આવવા ખટપટ કરી, પણ તેય નિષ્ફળ ગઇ. છેવટે રૂશિયામાં બોલ્શેવિક ક્રાન્તિ થયા પછી તેણે ફરી પાછા બર્લિન જવા પ્રયાસ કર્યો અને તેમાં તેને સફળતા મળી. બોલ્શેવિક સરકારે તેનો સત્કાર કર્યો, ટ્રોટસ્કી, જોફે વગેરે સાથે તેને વાતચીત થઈ અને ઇ. સ. ૧૯૧૮ની શરૂઆતમાં બર્લિનમાં તે આવી પહોંચ્યા.

## કપાળે કપાળે જુદી મતિ

કાબુલમાં આ મીશન સાથે અફઘાન સરકારને શી વાટાઘાટ થયેલી તે આજ સુધી અપ્રસિદ્ધ જ છે–દુનિયામાં કોઇ તે નથી જાણતું. અમીર હબીબુલ્લાએ મહેન્દ્રપ્રતાપનો મીશનના આગેવાન તથા કયસર અને સુલતાનના સંદેશવાહક તરીકે સારો સત્કાર કરેલો; પણ તેણે મહા યુદ્ધમાં કેમ ન ઝંપલાવ્યું એ વિષે મતભેદ છે, હેન્ટીગ કહે કે અમીર પાસે આખુંમાખું ૬૦૦૦૦ માણ-

સનું લશ્કર, તેમાંય અમલદારો બધા સાઠ વરસની ઉમરના ઘરડા, અને લશ્કરી સરંજામના પણ વાખા. અમીરનું લશ્કર યુદ્ધકુશળ નહોતું. તેથી એની હિંમત ઇંગ્રેજની સામે પડવા ન ચાલી. મહેન્દ્ર-પ્રતાપ કહે કે અમીરે જાતે પોતાને હાથે 'નાણાં, અમલદારો ને હથિયાર વિગેરેની કેટલી મદદ મળ્યેથી પોતે યુદ્ધમાં ઉતરી શકે' તે લખીને મને આપેલું, પણ હેન્ટીગેજ બધી બાજી વણસાડી. કેપ્ટન નીડરમેયર કહે કે અમીર કોઈ પણ રીતે યુદ્ધમાં ઉતરતેજ નહિ. તે તટસ્થ રહેતે. એટલે કોઇ અમુક માણસે બાજી બગાડી એમ કહેવું ખોટું છે. તેણે એમ પણ કહ્યું કે અમીરની સાથે મહાયુદ્ધ સંબંધે મારે ત્રણ કલાક વાતચીત ચર્ચા ચાલેલી. અમીર કહે કે હું હિન્દની વાત તો સારી પેઠે જાણું છું. ત્યાં તો ઠેરઠેર મારાં માણસો છે. હિંદીઓ ઇંગ્રેજની વિરૂદ્ધ (સ્વતંત્રતા માટે) જંગ માંડવાના નથી. હું પોતે અલબત્ત ઇંગ્રેજની વિરૂદ્ધ રક્ષણ માટે લઢી શકું ખરો. પણ હિન્દવાસીઓ તેમજ તે દેશના રાજાઓ મને કશી મદદ કરવાના નથી. તો પછી ઇંગ્રેજ પર હુમલો કરી મારે નકામું શા માટે મારૂં સિંહાસન ગુમાવવું?

અને તુર્કી?

મીશનના હિંદી તેમજ જર્મન બધાજ સભ્યો એકમતે કહે કે અમીર તુર્કીની તો ખૂબજ વિરૂદ્ધ. તેણે કહ્યું કે તુર્કો આ પેન-ઇસ્લામીઝમની ખટપટ કર્યા કરે છે, તે મુસ્લીમ આલમ પર પોતાનો સક્કો બેસાડવા ખાતર જ છે. મારા દેશનો ખલીફા હું પોતેજ. તુર્કીને હું કંઇ માનતો નથી.

વળી સરદાર નસરૂલ્લાખાં ત્રીજીજ વાત કરે. તે કહે કેઃ સોળ વરસ થયાં હિન્દના મુસલ્માનોના સમાગમમાં હું આવ્યો છું. એક વાર અફઘાનિસ્તાન સાથે ઇંગ્રેજની લઢાઈ જાગે, તો અફઘાન ૭ મહિનામાં હિન્દ આખું સર કરી શકે. તેની તો ગણતરી એવી કે

જોતજોતામાં આખા હિન્દ પર ફરી વળાય, એટલે તે ખરૂં કહેતો કે અફઘાન સાથે ઈંગ્રેજને યુદ્ધ ઝામે એવી પ્રાર્થના હું રોજ કરતો; પણ અમીર તો કહે કે હિન્દમાં ઈંગ્રેજનો અમલ બહુ સખત ઝામી ગયો છે, તેને ઉખેડી નાંખવાનું કામ ઘણુંજ કઠણુ છે.

અમીર યુદ્ધમાં ન જોડાયો. પણ તેણે મહેન્દ્રપ્રતાપને બે કાગળો આપ્યાઃ એક કયસર પર અને બીજો તુર્કીના સુલતાન પર. બંને કાગળો એણે જાતેજ લખેલા. કયસરના કાગળમાં લખેલું હતું કે હું તમારી મૈત્રીનો ભૂખ્યો છું. ને સુલતાનને નામે પોતે લખેલો પત્ર મહેન્દ્રપ્રતાપને આપતાં તેણે કહેલુંઃ અફઘાન રાજા તુર્કીના સુલતાનને કાગળ લખી મોકલે એ આ પહેલીજ વાર બને છે.

અમીર પીગળ્યો

ઈ. સ. ૧૯૧૬ના વચગાળામાં ડૉ૦ મથુરાસિંહનો કાગળ બર્લિન આવી પહોંચ્યા પછી ઈરાન થઇ એ મીશનના લોકો પાસેથીજ ખબર આવી કે અમીરની યુદ્ધમાં ઝંપલાવવાની મરજી થઈ છે અને જર્મની સાથે કંઇક નક્કી કરાર કરવા માટે તેણે ઇચ્છા પ્રદર્શિત કરી છે. આ પ્રમાણે બે બાજુથી કાબુલની ખબર આવતાં બર્લિનમાં તો ધમાલ મચી ગઇ. તેજ વેળા કુત-અલ-અમારા પડ્યું હતું અને તુર્કીની ફોજ ઇરાન પર ચઢાઈ કરવાની ખટપટમાં હતી. એ ભારે કટોકટીનો ગાળો હતો. જર્મન સરદારોએ નક્કી કર્યું કે તુર્કી ફોજ ઇરાનથી અફઘાન સીમાડે આવેલા યઝદ શહેરમાં હથિયારો પહોંચાડી દે અને અફઘાનોએ ત્યાંથી તે સરંજામ લઇ લેવો. જર્મન સરકારે અમીર સાથે સંધિ કરવા માટે એક ખરડો કરીને કાબુલ મોકલી આપ્યો. પછી પ્રસિદ્ધ થયું કે પ્રો૦ બરકતઉલ્લા, જે મીશનના બીજા માણસો ચાલ્યા જવા છતાં પણ તેના પ્રતિનિધિ રૂપે કાબુલમાં રહેતા હતા, તેનીજ સમજાવટથી આ કરારની યોજના ઉભી થઈ હતી પણ ખરડો

કાબુલ પહોંચતાં અમીરે તેના પર સહી ન કરી. તે પછી તો અમીર તુર્કી-જર્મનીને લગતી ખટપટોમાંથી દૂરજ રહેવા લાગ્યો, તેથી એ દિશામાંનો બધો પ્રયાસ ફોગટજ ગયો!

## અમીર ઝંપલાવત, તો?

અમીરે જર્મની–તુર્કીની સાથમાં ઝંપલાવી ઈંગ્રેજ સામે જુદ્ધ પોકાર્યું હોત, તો મહાયુદ્ધનું પરિણામ શું થતે એ કલ્પી શકાય તેમ નથી. પણ એટલું તો નક્કી જ હતું કે ઉત્તર હિન્દુસ્તાનમાં એક ભયંકર બળવો જાગતે, જેને લાહોર કાવતરાં કેસ જેવા મુકદ્દમાથી પતાવી દેવાની ખટપટ નકામી જતે, અને એ વિપ્લવની આગથી આખું ઉત્તર હિંદ ધમધમી જાત. પણ ગમે તે કારણેય અમીર હબીબુલ્લાએ તટસ્થતા જાળવી રાખી, તેનું પ્રાયશ્ચિત્ત તેને ઇ. સ. ૧૯૧૯માં પોતાનો જીવ ગુમાવીને કરવું પડયું. લોકવાયકા એવી છે કે તેના સરદારોએ તેને દેશદ્રોહી રૂપે ગણી લીધો હતો.

હિંદી જર્મન મીશન કાબુલ આવી પહોંચ્યું. તેની તુરતજ પૂર્વે મૌલવી ઉબાયદુલ્લા અને અંજુમને-ઈસ્લામીયાના વિદ્યાર્થીઓ પણ કાબુલ આવેલા. એ ૪૦–૫૦ હિન્દી મુસ્લીમ વિદ્યાર્થીઓનો મનસૂબો તુર્કી જઇ જેહાદ ઉરફે ધર્મયુદ્ધમાં જોડાવાનો હતો. તેટલા ખાતર તેઓ કાબુલ આવેલા, ને તેમણે ધારેલું કે ત્યાંની મુસ્લીમ સરકાર તેમને તુર્કી જવાની સવડ કરી આપશે; પણ અમીરે તેમને તુર્કી ન જવા દીધા. ઉલટા તેમને નજરકેદી તરીકે જ રહેવું પડયું.

અહિં કહેવું જોઇએ કે હિન્દી બળવાવીરો અફઘાનિસ્તાન ગયા તેનું ફળ હિન્દને કશું ન મળ્યું, પણ એ દેશને તો મળ્યુંજ. મહેન્દ્ર-પ્રતાપે ત્યાં રહેતી વેળા અમીરને એશિયાના સ્વતંત્ર દેશોમાં એલચીઓ મોકલવા સલાહ આપી. ઇ. સ. ૧૯૧૯માં અફઘાનિસ્તાન સ્વતંત્ર થતાં જર્મની વગેરે દેશોમાં તેણે પોતાના એલચીઓ મોકલ્યા;

અને આજ કાલ અફઘાનિસ્તાન હિંદીઓને એક પ્રજા તરીકે ગણે છે તે પણ એ મીશન કાબુલ ગયેલું તેનુંજ પરિણામ છે.



## કમિટીના છેલ્લા પ્રયાસો

ઈ. સ. ૧૯૧૮ની સાલ એ જગતના નસીબની કસોટીનું છેલ્લું વરસ હતું. તેજ વેળા કમિટીની પણ અંતઘડી આવી લાગી. એજ વરસની શરૂઆતમાં કુમાર મહેન્દ્રપ્રતાપ રશિયા થઈને બર્લિન આવી પહોંચ્યા. રશિયામાં બોલ્શેવિકોએ તેમને સારૂં માન આપ્યું હતું. મહેન્દ્રપ્રતાપ કયસર અને સુલતાનના હાથે લખેલા કાગળો ઠેઠ અમીરની પાસે લઈ ગયા હતા. તેના જવાબમાં અમીર હબીબુલ્લાએ એ બંને રાજવીઓ પર કાગળ લખીને આપેલા. મહેન્દ્રપ્રતાપે તે કાગળો જેના તેને આપ્યા. કયસર પર જે કાગળ હતો તેમાં ફારસીમાં લખ્યું હતું કે અમીર કયસર સાથે મૈત્રી સ્થાપવા ઇચ્છા રાખે છે. કયસરને મળ્યા કેડે મહેન્દ્રપ્રતાપ સુલતાનને પત્ર આપવા ઇસ્તંબુલ ગયા.

ઈ. સ. ૧૯૧૮ના છેવટના ભાગમાં, સુલેહના કરાર થવાનો વખત પાસે આવે છે–બધુંજ કામકાજ હવે સંકેલી લેવાનું જોઇએ, એ જાતની લાગણી જર્મન સરકારમાં પ્રગટતી દેખાઇ. સુલેહ થયા પછી ભવિષ્યને માટે કમિટી ખૂબ મજબૂત પાયા પર સ્થાપવાનો બંદોબસ્ત કરવાનો વિચાર કરીશું એવી વાત આવી, એ વેળા

સાંભળવામાં આવ્યું કે સંધિની વાટાઘાટ પેરીસ શહેરમાં થશે. કમિટીના સભ્યોએ મનસૂબો કર્યો કે આપણે ત્યાં હિન્દના પ્રતિનિધિ રૂપે જઇ હિન્દનો દાવો રજુ કરવો. એ મનસૂબા સંબંધે જર્મન પરદેશખાતાએ જવાબ દીધો કે જો ફ્રાન્સવાળા તમને રજા આપે તો અમારે એ સંબંધે કશો વાંધો નથી.

પણ ભાવીને કોણ બદલી શકે છે? જો જગદ્વ્યાપી મહાયુદ્ધનું પરિણામ જુદુંજ આવ્યું હોત અને વરસાંઈ (વરસેલીસ) ના કરાર જુદેજ રૂપે ઘડાયા હોત તો ઈંગ્રેજ સરકારે ૧૯૧૯ની સાલમાં એ કરાર વેળા જે બધા અડેખાંબડેખાં હિન્દીઓને ચીડીયાખાનાના પ્રદર્શન રૂપે પેરીસ આણ્યા હતા તેને બદલે બર્લિનની હિન્દી-સ્વાતંત્ર્ય-સમિતિના સભ્યોજ હિંદના સ્વાત્મ-નિર્ણયના અધિકાર માટે લડત ચલાવવા— પોતાનો દાવો રજુ કરવા ત્યાં ગયા હોત, અને એમાં તેમને મધ્ય યુરોપના તમામ રાજ્યો તરફથી ટેકો પણ મળ્યો હોત !

એ વેળા કમિટીએ સ્વીટ્ઝરલાંડમાં પોતાની એક શાખા ઓફીસ કાઢવાની અને બર્લિનમાંથી બળવાપ્રવૃત્તિનું મુખપત્ર-છાપું કાઢવાની ખટપટ કરી. પણ એટલામાંજ જર્મનીમાં બળવો ફાટી નીકળ્યો. એ અણધારી ધમાલમાં હિન્દને લગતી બધી પ્રવૃત્તિ પડી ભાંગી. એ બળવાને પરિણામે જર્મનીની સરકારી લગામ સમાજ-વાદીઓના હાથમાં ગઇ. તેમણે કમિટીને વચન આપ્યું કે પેરીસમાં કરાર વેળા હિંદના સ્વાત્મ-નિર્ણયના હકની વાત જરૂર કાઢીશું. એમ લાગે છે કે જર્મન સમાજવાદીઓ તે વેળા સમજૂતિના કરાર થશે એવી આશા રાખતા હતા. કેમકે તે વેળાના સમાજવાદી મુખ્ય વજીર શીડમૅને (Scheidemann) છાપાંના ખબરપત્રીઓને કહેલું કે હું પેરીસમાં પૂર્વના દેશોને લગતો સવાલ ઉપાડવાનો છું. વળી એ વેળા પરદેશ ખાતાએ પણ હિન્દની રાજદારી વસ્તુસ્થિતિ સમ-

જવા માટે કમિટીને એક હેવાલ તૈયાર કરવાની ભલામણ કરી, જેથી એ હેવાલ વાંચીને જર્મન મુત્સદ્દીઓ પેરીસમાં હિન્દનો વિષય ચર્ચી શકે. એટલા ખાતર કમિટીએ પરદેશખાતા પ્રતિ એક નિવેદન મોકલ્યું અને અરજ કરી કે તમારી સરકારે કરાર થતી વેળા હિન્દનો સવાલ ઉપાડવા કૃપા કરવી. આ નિવેદનપત્રને જ "હિન્દની સ્વતંત્રતાની માંગણી—India's Demand for Freedom" નામની ચોપડી રૂપે ઈંગ્રેજી, ફ્રેન્ચ ને જર્મન ભાષામાં છાપી વહેંચી હતી.

તે પછી ૧૯૧૯ની સાલની શરૂઆતમાં સ્વીટ્ઝરલાંડમાં આંતરજાતીય સમાજવાદી પરિષદની એક બેઠક મળી. કમિટીએ ત્યાં હિંદનો સવાલ ઉપાડવા પોતાના બે સભ્યોને ત્યાં મોકલ્યા અને એક નિવેદન પણ મોકલ્યું; પણ શું ઈંગ્રેજની સત્તાનું મહાતમ, કે માનવીઓની સર્વાંગી મુક્તિને ઝંખનારી અને અત્યાચારગ્રસ્ત પ્રજાઓનું રક્ષણ કરવાવાળી એ સમાજવાદી પરિષદે એ નિવેદનને કોણ જાણે ક્યાં ઠેકાણે પાડી દીધું, તે ઇશ્વર જાણે!

## પ્રચારની પ્રવૃત્તિ

બર્લિનની બળવા સમિતિ પહેલાં છુપી મંડળી હતી; પણ ઇ. સ. ૧૯૧૫ના છેવટના ભાગથી તેણે યુરોપની સામાન્ય પ્રજા સમક્ષ પણ હિન્દની સ્વતંત્રતાના વિષયનું પ્રચાર કાર્ય શરૂ કર્યું. એ માટે કમિટીએ જાતજાતની ચોપડીઓ તથા મેનીફેસ્ટાઓ—

નિવેદનો જુદી જુદી ભાષાઓમાં લખી છપાવી યુરોપમાં વહેંચવા માંડ્યા. તે પછી જે ઘણાંક હિંદ-વિરોધી લેખો યુરોપી છાપાંઓમાં પ્રગટ થતા તેના જવાબ આપવા માટે છાપાંઓમાં લેખો પણ મોકલવા માંડ્યા. આમ ઘણી જાતની ચોપડીઓ અને પુસ્તકો બહાર પડ્યાં, જેમકે: (૧) Is India Loyal ?–હિંદ વફાદાર છે ? (૨) British Rule in India Codemned by the British Themselves હિંદમાંનું બ્રિટીશ રાજ્ય—બ્રિટીશ લોકોજ તેને ધૂતકારે છે (૩) True Verdict for India—હિન્દ માટેનો સાચો નિર્ણય. (૪) A History of ten years fight for India's freedom—હિંદની મુક્તિ માટેની લડતનાં દશ વર્ષનો ઇતિહાસ. (૬) India's Demand for Freedom—હિન્દની સ્વતંત્રતાની માંગણી (૭) Socialist Conferences on British rule in India. હિંદમાંના બ્રિટીશ રાજ વિષે સમાજવાદી પરિષદો શું કહે છે ?—એ અને એવી બીજી પણ ઘણી ઘણી ચોપડીઓ બહાર પડી.

બ્રિટીશ સરકારે આ બધી ચોપડીઓની હિંદમાં આયાત બંધ કરી. આ બધાં પુસ્તકોમાંથી એનો ઇતિહાસ રસીલો છે. એક પર લખેલું કે Published by the Indian National Party—હિંદી રાષ્ટ્રપક્ષ તરફથી પ્રસિદ્ધ અને લંડનમાં મુદ્રિત ! ઇ. સ. ૧૯૧૯માં સ્વીઝ સરકારે 'એનાર્કીસ્ટ કાવતરૂં' નામે એક કેસ ઉભો કર્યો. એ કેસમાં કેટલાક હિન્દીઓને ભેરવી માર્યા હતા. તેમાં ડૉ૦ બ્રાઇસ–Breis નામે એક ઓસ્ટ્રીયન યાહુદીએ સાક્ષી આપી હતી. એ માણસને સારૂં સંસ્કૃત આવડતું હતું. તેણે અદાલતમાં જણાવ્યું કે: મહાયુદ્ધ પહેલાં ઘણા વખત પૂર્વેથી હું ઇંગ્રેજ સરકારના જાસુસ તરીકે પેરીસમાં હિંદી બળવાવાદીઓમાં ભળેલો અને એ કામકાજને અંગે જ સ્વીટઝરલાંડમાં આવેલો. ત્યાં કોઇક

વિપ્લવી સાથે વાતચીત થઇ અને યુધ્ધ વેળા બીજા પણ ઘણાકની સાથે મારે ઓળખાણુ થઇ..............

આ માણુસે એ કેસમાં ઘણી ઘણી વાતો રજુ કરી હતી. ઈ. સ. ૧૯૧૬માં બળવાવાદીઓને ખબર પડી ગઇ કે એ ઇંગ્રેજનો જાસુસ છે ને તેથી તેમણે સાવધ રહેવા માંડયું. રાઉલેટ કમીશનના હેવાલમાં બર્લિન કમિટીની ઉત્પત્તિ વિષેની જે જુદી વિગત છે, અને 'અમુક માણુસે સ્વીટઝરલાંડથી બર્લિન જઈ હિંદી રાષ્ટ્રીય પાર્ટી સ્થાપી' એવી જે ખોટી વાત છે તે આજ માણુસે આપેલી; અને 'રાષ્ટ્રીય પાર્ટી' સંબંધની ખબર તો આ ઉપર બતાવી તે ચોપડીમાંથી જ ઉંચકી લીધેલી લાગે છે. જે માણુસને કમિટીના સ્થાપનકર્તા તરીકે રિપોર્ટમાં જણાવ્યો છે તે તો બર્લિનમાં કામ શરૂ થયા કેડે ઘણે લાંબે કાળે ત્યાં આવેલો ને માત્ર આ જાસુસ તેનેજ આગળથી ઓળખતો હતો. એમ લાગે છે કે એ જાસુસના તડાકા અને પેલી ચોપડી પરના પ્રકાશનું નામ એ બેના ભેગા મેળથી રાઉલેટ રિપોર્ટમાં બર્લિન કમિટીની સ્થાપનાનું ગપ્પું ગોઠવી બેસાડવામાં આવ્યું છે. પછી લોકોને મોંઢે (ખાસ કરી ઇંગ્રેજના જાસુસોને મોંઢેજ ) સાંભળ્યું છે કે લંડનમાં આ ચોપડી છપાઇ છે એવું જોઇ તે કયા છાપખાનામાં છપાઇ છે તે શોધી કાઢવા પોલિસે આસમાન પાતાળ એક કીધેલાં.

કમિટી આખા યુરોપમાં ખૂબ પ્રચાર કરતી હતી. તે કામ અટકાવવા માટે ઇંગ્રેજ સરકારે ખૂબ પ્રયાસ કરેલો. એ વેળા સર ભાવનગરીએ ( માણેકજી ભાવનગરી ) લખેલી Verdict of India ની ચોપડી બહાર પડી. તેમાં લખેલું હતું કે હિંદીઓ તો પૂરા વફાદાર છે ને જે અંગ્રેજદ્વેષી બળવા-પુસ્તકો બહાર પડયાં છે તે તો છૂપે નામે જર્મનોએજ લખેલાં છે. આ ચોપડીને જુદી જુદી ભાષામાં પ્રગટ કરવામાં આવી. પણ કમિટીએ એના જવાબમાં

પોતાનું ત્રીજું પુસ્તક True Verdict for India જુદી જુદી ભાષામાં બહાર પાડી સારી પેઠે વહેંચ્યું.

ઈ. સ. ૧૯૧૮માં કમિટીએ બીનતારી સંદેશ પદ્ધતિ મારફતે હિન્દ સંબંધે પોતાની વિચારણા ચોમેર મોકલવા માંડી; જેમકે— લોઈડ જોર્જે હિંદ વિષે દર્શાવેલા અભિપ્રાયનો વિરોધ, મોન્ટેગુ ચેમ્સફોર્ડ સુધારાનો વિરોધ વગેરે. કમિટીના આ વિચારો યુરોપના જુદા જુદા દેશોના છાપાંઓમાં પ્રગટ થતા. એ વેળા નવા સુલતાનને તેના અભિષેક સંબંધે અને મીસરના ખેદીવને જર્મનીમાં આવ્યા સંબંધે અભિનંદનના તાર કમિટીએ કર્યા. ખેદીવે જવાબ આપતાં હિંદ પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરી. આ પ્રમાણે તાર અને રેડીયોગ્રામ (બીનતાર) દ્વારા ચોમેર ખબરો મોકલાતી. હિંદના સ્વતંત્ર્ય પંથીઓની પ્રવૃત્તિનું પ્રચારકાર્ય યુરોપમાં આ રીતે થતું. એ ઉપરાંત ઈ. સ. ૧૯૧૮ની સાલમાં શ્રી० ચંપકરામન પિલાઇએ જર્મનીમાં ભ્રમણ કરી ઠેરઠેર હિંદ વિષે ભાષણો પણ આપ્યાં હતાં.



## સ્વીટ્ઝરલાંડમાં જાસુસો આવે છે—

### આસ્માનનો ચાંદ

ઈ. સ. ૧૯૧૫-૧૬ના શિયાળામાં મહેન્દ્રપ્રતાપનો 'ખાનગી સેક્રેટરી' મી. × × × સ્વીટઝરલાંડના જીનીવા શહેરમાં જઈ જર્મન એલચીખાતામાં રજુ થયો; ત્યાંથી તેણે કમિટીને એક

પત્ર લખ્યો કે: રાજા મહેન્દ્રપ્રતાપે હિન્દમાંના રાજા × × × ને કાગળ લખ્યો છે; તે પરથી તે રાજાએ પોતાના મિત્ર-× × × રાજાને યુરોપ મોકલેલ છે. તે હાલ પેરીસમાં રહે છે અને તે પોતે તે રાજાનો ખાનગી સેક્રેટરી બનીનેજ અહિં આવેલો છે, કેમકે એ રીતે ઇંગ્રેજને શક પડયા સિવાય ચોમેર ફરવાની સવડ તે મેળવી શકે છે. તેણે બીજું એમ પણ લખ્યું કે દેશમાં અમુક રાજાઓ બળવો શરૂ કરવા તૈયાર છે પણ તેઓ એવી ખાતરી માંગે છે કે જર્મનીને હિન્દનો કબજો મેળવવાની કશી ઇચ્છા નથી. ને વધુમાં તેઓ પૈસાની મદદ માંગે છે.

આ પત્ર મળતાં કમિટીએ ડા. પ્રભાકરને તરત જીનીવા મોકલ્યા ને સાથે સાથે એક મોટો જર્મન અમલદાર પણ ત્યાં ગયો. પેલાની સાથે મેળાપ થવાથી એ બંનેને ઘણો આનંદ થયો.

એમણે જે રિપોર્ટ કર્યો તે બહુ ઝમકદાર હતો. કમિટીને તો જાણે આસ્માનનો ચાંદ મળ્યો! ઓ હો હો...આ તો ખિતાબ-ધારીઓ પણ બળવામાં જોડાય છે! પણ કમિટીને એટલું ન સમજાયું કે આ બધા "રાજાઓ"ને બળવો કરવો છે, છતાં તેઓ પૈસાની ભીખ માંગવા તો જર્મની પાસે પાલવ પાથરે છે! શરમાવા જેવું નહિ? ગમે તેમ પણ પેલાને ૩૦૦૦ પાઉંડ તેના માલિક × × × રાજાને આપવા માટે અપાયા. અને જર્મન સરકારે કમિટીને એક કાગળ આપ્યો, તેમાં એમ લખેલું હતું કે: × × × રાજાને કહેજો કે હિન્દીઓ રાષ્ટ્રીય રાજતંત્ર ગોઠવી શકશે તો જર્મની તરતજ તેનો એક સ્વતંત્ર સરકાર તરીકે સ્વીકાર કરી લેશે. જર્મન સરકારે પહેલેથીજ કબુલ્યું હતું કે હિંદના વિપ્લવીઓ હિંદમાં પોતાનું રાજતંત્ર સ્થાપન કરી શકે, તો પછી તેને સ્વતંત્ર રાજ્ય ગણીને તેની સાથે દોસ્તી દાવે અમે બંધાયલા રહીશું.

## રાજતંત્રનો ખરડો

સાથે સાથે જર્મનીના મુખ્ય વજીરે જે કાગળો હિંદના મહારાજાઓ પર લખી મહેન્દ્રપ્રતાપ સાથે મોકલ્યા હતા તે સૌ કાગળોની છબીઓ પાડી (નકલો) પણ એને આપવામાં આવી. કેમકે પેલો ઉપર બતાવેલો વિપ્લવી રાજા એ કાગળો વાંચવા ઇચ્છતો હતો. બળવો કેવી રીતે કરવો, અને કામચલાઉ રાજતંત્ર કયા પ્રકારનું સ્થાપવું, તેને માટે કમિટીએ એક ખરડો પણ કરી આપ્યો. કમિટીએ તેને કહ્યું કે આ કામચલાઉ રાજતંત્રમાં હિન્દી તેમજ મુસ્લિમ પ્રતિનિધિત્વ બરાબર સરખે હિસ્સે રાખવું અને લોકોના આગેવાનો તથા બીજા ખાનદાન માણસોને લઇને તંત્ર રચવું. આ બધી સૂચના અને નાણાં લઈને રા૦ × × × જીનીવાથી બહાર પડ્યા. થોડા મહિના પછી તેણે પાછા આવીને કહ્યું કે કમિટીની સુચનાનુસાર કામચલાઉ રાજતંત્રની રચના થઇ રહી છે. આગેવાનો જર્મનીના કાગળ વાંચી ખૂબ રાજી અને ઉમંગી બન્યા છે. વસંત ઋતુમાં બળવો શરૂ થશે, વગેરે.

## મહાત્માનો પુત્ર

પણ નક્કી કરેલો વખત વીતી ગયો, ને હિન્દમાં તો પેલો ઠરાવ્યા મુજબનો બળવો જાગ્યોજ નહિ તથા આ માણસ વિષે પણ બીજી ખબર મળી શકી નહિ. એ છેલવહેલો સ્વીટઝરલાંડમાં આવ્યો ત્યારે એણે કમિટીને રિપોર્ટ કરેલો કે પેરીસ તથા લંડન ખાતે હિંદી સિપાઇઓમાં પ્રચારકામ કરવા માટે બે કમિટીઓ સ્થપાઇ છે. અને તે બંનેના સભ્ય ફલાણા ફલાણા છે. પણ સભ્ય તરીકે જેમનાં આમ એણે નામ લખેલા, તે બધા તો એક પછી એક સ્વીટઝરલાંડમાં જાસુસગીરી કરવા માટે પધાર્યા. તે પછી કમિટીને મનમાં શંકા પેઠી કે પેલાની 'રાજારજવાડા બળવો

કરશે'ની વાત કેવળ ગપ્પાષ્ટક ને ઠગાઇભરેલી હતી. ખેદની વાત છે કે એ માણુસ ઉત્તર હિંદના એક જાણીતા ધર્મનેતા–ધાર્મિક આગેવાનનો દીકરો હતો ! તેને ઠગારા તરીકે અથવા ઇંગ્રેજના જાસુસ તરીકે ગણવો-તેના પર સંદેહ લઇ જવો એ કોઇથી બનેજ કેમ ? પણ એ લુચ્ચાએ ભારે ઠગબાજી ચલાવી એમ કમિટીને ધીમે ધીમે માલમ પડયું. છતાં અમુક મહાત્માનો પુત્ર–જેના કપાળ પર અમુક ગુરૂકુળમાં સતત બાર વરસ રહી બ્રહ્મચર્ય પાળ્યાનો સિક્કો હતો તે –તે વળી અંગ્રેજનો જાસુસ બની શકે ?–એ વાત જર્મનો તેમજ હિન્દીઓને ગળે ઉતરતી નહોતી !

## પોગળ ?!

એટલામાં ન્યુયોર્કથી સમાચાર આવ્યા કે તે ભાઇ અહિં આવેલ છે અને અહિંના આગેવાને તેને આશરો આપેલ છે. ત્યારે સંદેહનું ખંડન કરવા ખાતર તેને તાર કરીને પૂછાવ્યું કે: તમે તમારા માલિક પેલા બળવાપ્રેમી રાજાને વિષે વાત કરેલી તે પેરીસમાં કયી હોટલમાં રહે છે ? અને પેરીસ તથા લંડનમાં સિપાઇઓમાં કામ કરવા માટે જે બે મંડળી સ્થાપન કરવામાં આવેલી તેના નામઠામ વગેરે વિગતો જણાવો. કેમકે કમિટીને યુરોપના તથા હિંદના છાપાંઓમાં પૂરેપૂરી તપાસ કરવા છતાં રાજા અમૂકસિંહ, જે કોઇક ધારાસભાનો સભ્ય છે ને વળી સરકારનો મોટો ખેરખાં મનાય છે તેનું નામ યુરોપના મુસાફરો તરીકે મળી શકયું નથી.:

અને પછી જ્યારે પેરીસની હોટલનું ઠેકાણું મળ્યું ત્યારે તો જુદ્ધ ભારે ઝામેલું. તપાસ કરવાનુંજ બને તેમ નહોતું.

## ગોલા લઢાઇ

ને પેલા બે જણા જેનાં નામ સિપાઇઓમાં પ્રચાર કરનારા તરીકે એણે જણાવેલા તેમણે એક પછી એક, સ્વીટ્ઝર-

લાંડમાં પોત પ્રકાશ્યું. પહેલો જુવાન હતો. તેણે પોતાને ડાક્ટર અને આ 'મહાત્મા પુત્ર'ના સગા ભાઇ તરીકે જર્મનો પાસે ઓળખાવ્યો હતો. તેણે કહ્યું કે હું દક્ષિણ ફ્રાન્સમાંના સિપાઇઓમાં કામ કરૂં છું. પણ તેનું મુખ્ય કામ હતું બીજા 'કાર્યકર્તા'ને ગાળો દેવાનું; જેમકેઃ અરે, એની પાસે તો પોતીકા કંઇ પૈસા નથી. સ્વીટ્ઝરલાંડમાં એ શું કરે છે? નવાબી ઠાઠથી રહે છે. ખાય છે, પીયે છે, ને મઝા કરે છે. ઘણું કરી જર્મનોજ એને ખવડાવે છે.

વળી એની સામે પેલો બીજો કહેઃ એજ એવો છે, એ કંઇ મહાત્માજીનો પુત્ર નથી. એની ચાલચલગત સંદેહજનક છે.

સામાન્ય લોકો જાણતા નથી કે જાસુસો હંમેશાં જાહેર રીતે એક બીજાને ગાળોજ દે છે. આવા માણસોને એજંટ-પ્રોવોકેટયુર Agent Provocateur કહે છે ને આ બે માણસો એવી રમત લઢાવવા માટેજ સ્વીટ્ઝરલાંડ આવેલા.

## સૂર્યવંશી સિસોદીયો

પેલો બીજો પણ કોઈ 'બડો' માણસ હતો. તે પોતે 'સૂર્યવંશી' હતો. તેનું નામ ઠાકોર યશોરાજસિંહજી સિસોદિયા સરદાર; અને એ નામે તે પોતાને સ્વીટ્ઝરલાંડમાં "રાજ કુંવર" તરીકે ઓળખાવતો. ઇ. સ. ૧૯૧૬ના આગસ્ટ મહિનામાં તે અચાનક સ્વીટ્ઝરલાંડમાં આવી ખડો થયો. ત્યાં એક યુક્રેનિયન (એની સાથે જર્મન એલચીખાતાને ખૂબ સંબંધ હતો, છતાં પાછ-ળથી બીજી રીતે ખબર પડી કે એ ઇંગ્રેજનો જાસુસ હતો) સાથે જર્મન એલચીખાતામાં એણે દર્શન દીધાં અને કહ્યું કે બધા રાજપૂત રાજાઓ ખૂબ ગુસ્સામાં છે, તેઓ બળવો કરવાની તૈયા-રીમાં છે ને જર્મનની મદદ માંગે છે. એટલા ખાતર × × × રાજા, × × × ઠાકોર અને × × × રાવળને તેમણે જર્મની સાથે વાટાઘાટ ચલાવવા મોકલ્યા છે. એણે બળવો કરવા માટેનો એક લાંબોચોડ઼ો

પ્લાન પણ બતાવ્યો. પણ તેની બધી વાતોનો સૂર સૌથી મોટો એકજ સંભળાયા કરતો કેઃ રાજપૂતો હિન્દમાં સૌથી શ્રેષ્ઠ છે, અને હિન્દના બાદશાહી સિંહાસનને માટે સૌથી પહેલો દાવો સિસોદીયા વંશનોજ હોઇ શકે. પોતાનું ગૌરવ દેખાડવા ખાતર તે એક ભાંગેલી તલ્લવાર અને જુનું પુરાણું ચપકન ( ઝભ્ભો ) બતાવતો. તે કહેતો કે આ તલવારનો ઉપયોગ મારા મૂળ વડવા શાક્તસિંહે હલદીઘાટના જુદ્ધમાં કર્યો હતો!

## આડીતેડી વાતો

ઘણા દિવસ સુધી એ આમ આડીતેડી વાતો ફેંક્યાજ કરતો. જેમ કેઃ બધું વૉર રિલીફ ફંડ, યુદ્ધ સહાય ફંડ જે હિંદમાં છે તે સરકાર લંડનમાં મુસલ્માનો (અમીરઅલી ને આગાખાન)ના તાબામાં આપે છે તેથી રાજપુત રાજાઓ ખૂબ ગુસ્સે થયા છે. વળી તે અમુક રાજાના અમુક ગોટાળાના તડાકા હાંકતો; ઇંડિયા ઓફીસ–હિંદી વજીરની ઓફીસની ખાનગી ખાનગી વાતો વર્ણવતો અને એમ પણ બોલેલો કે હિંદી રાજાઓ લઢાઇમાં મદદ કરે, તેના બદલા તરીકે સરકારે રાજાઓની બનેલી એક કાઉન્સિલ રચવાનું પણ ધાર્યું છે! આ ખાનગી ખબર તેણે ઈ. સ. ૧૯૧૬ના સપ્ટેમ્બરમાં આપી. ગમે તેમ, પણ કમિટીના પ્રતિનિધિએ તેની ઢંગધડા વગરની વાતોને ચોકખી કરવા માટે તેને કહ્યું કે એક નિવેદન લખીને તમે જર્મન સરકારને મોકલી આપો. આ નિવેદનમાં એણે લખ્યું કે "ગયા દશ વરસ થયાં હિન્દમાં રાષ્ટ્રીય ચળવળ ચાલે છે. આજે ભારત સ્વતંત્રતા વાંછે છે, અને જર્મન રાજકુંવરો રજપુતાના ફર્યા તેને અંગે રાજાઓને જે ખર્ચ થયો છે તે જોતાં આજે જર્મન સરકાર તેમની સ્વતંત્રતાની લડતમાં મદદ કરે તો તે ખર્ચ ચોથે હિસ્સે પાછો વાળી શકે." આ નિવેદન મોકલી વળી પાછો તેને જવાબ પણ જોઇતો હતો; પણ કમિટીને તેના પર શક હતો. તેથી

તેના હાથમાં લેખી કશુંજ અપાયું નહિ. ફક્ત મોંઢાનો જવાબ અપાયો કે જર્મની સાથે હિંદનો દોસ્તીદાવો સ્થપાયો છે; અને હિંદના રજપુત રાજાઓ બળવો કરશે તો જર્મની તેમને મદદ કરશે. તે પછી 'હું વિપ્લવની પ્રવૃત્તિ કરવા દેશ જાઉં છું' એમ કહીને એણે અમુક ખાસ કામને માટે ૨૦૦૦૦ સ્વીઝ ફ્રેંકની રકમ લીધી અને તે માટે તેણે પોતાની સહીથી સ્પષ્ટ રસીદ આપી.

ઉટાંગ વાતો

એને પણ પેલા અમૂકસિંહ રાજાના પેરીસ આવવા બાબતની ખબર પૂછવામાં આવેલી: તે કહે: ઓહો, એ તો મારો સગો છે. પણ એ તો કદિય યુરોપ આવ્યોજ નથી. એ તો સરકારનો એકદમ ખેરખાં છે, ને કોઈક જાસુસે એને આફતમાં લાવવા માટેજ એનું નામ કમિટી આગળ આ રીતે રજુ કર્યું હશે. જવાબમાં અને ફરી પૂછાવ્યું કે: તમને ફલાણો (પેલો મહાત્મા પુત્ર) કેવોક લાગે છે? સંદેહજનક ખરો કે? ત્યારે એ કહે: ના, ના! એના પર શક લઇ જવા જેવું નથી.

ફરી પૂછ્યું: પણ ત્યારે આ ખબર (પેલા અમુકસિંહ રાજા વાળી) એ 'મહાત્માપુત્રે' આપી હોય તો?

જવાબમાં એ કહે: એ રાજા યુરોપ આવ્યો છે એ હું માની નથી શકતો. ક્યાંક પણ કોઇએ ગોટાળો ચલાવ્યો છે એ વાત નક્કી.

કમિટીના પ્રતિનિધિને આ બધી વાતચીતને અંતે લાગ્યું કે આ માણસ કયાં તો ગધેડો છે-બેવકુફ છે, અથવા તો ગુપ્તચર-જાસુસ છે. વળી એમ પણ એને લાગેલું, ને એણે કહેલું કે એ જાસુસ હોય તોયે કેવળ કાચો જાસુસ છે-નવો નિશાળીયો છે. એ માણસ જાસુસ હશે તોય જે જાળમાં તે એક વેળા ફસાયો છે તેજ જાળમાં ફરી વાર ફસાવાને પણ એ આવશેજ.

તડાકા ટાકા

બન્યું પણ તેમજ. ત્રણ મહિના પછી અચાનક જર્મન એલચી ખાતામાં કમિટીના પેલા પ્રતિનિધિના નામ પરજ એક કાગળ આવી પડયો કે "હું માતૃભૂમિનાં દર્શન કરી અહિં પાછો આવ્યો છું. મળવાની કૃપા કરજો."

આ વેળા એના પર કડક નજર રાખવામાં આવી અને સખત જાપતાથી એ શું શું કરે છે તેની માહિતી મેળવવા બંદોબસ્ત થયો. એણે આવીને ટાઇમ્સ ઑફ ઇન્ડીયામાં છપાયલી એક ખબર, પોતે ખરેખરજ હિન્દુસ્તાન ગયેલો હતો એના પુરાવા તરીકે બતાવી. એ છાપામાં લખેલું હતું કે મિ૦ × × × ઘણે દહાડે સ્વદેશ પાછા આવ્યા છે અને ઉદયપુરના મહારાજાએ જાહેર દરબારમાં તેને એક જુની તલ્વાર અને કીમતી પોશાક સન્માનપૂર્વક બક્ષીસ આપ્યાં છે. તેણે એ પોશાક પણ સ્વીટ્ઝરલાંડમાં જર્મનોનો વિશ્વાસ મેળવવા માટે બતાવ્યો. પણ એ તો પેલોજ, એણે આગળ બતાવેલો તેજ હતો. વધુમાં આ વેળા તેણે આગળ કરતાં પણ અજબ તડાકા હાંકયા. દાખલા તરીકે એના કહેવા મુજબ એ લખનૌ કોંગ્રેસમાં ગયો હતો. ત્યાં ભૂપેન્દ્રનાથ બસુ અને સરોજિની નાયડુ વગેરેને મળ્યો હતો. કે૦ જી૦ ગુપ્તેએ એક રાષ્ટ્રીય લશ્કરી ટુકડી તૈયાર કરવાનો ઠરાવ રજુ કર્યો હતો. વળી ઇડરના પ્રતાપસિંહે એને કહ્યું કે મેં જર્મન કયસરની મુલાકાત કરેલી છે, પણ હું આ ઘડપણમાં હવે એવફા ન થઈ શકું. પણ મારા ખાનગી કારભારીને જર્મનો સાથે વાટાઘાટ કરવા સ્વીટ્ઝરલાંડ મોકલી આપીશ. વળી સાલારજંગ તથા ફલાણા મહારાજાએ પોતાના ખાનગી કારભારીઓને મોકલ્યા છે. એ વધુમાં કહે કે હું એમનો એક અગ્રગામી દૂતજ છું; ને જર્મન સરકારે મીસર પર ચઢાઈ કરવા માટે શો પ્લાન કર્યો છે તે જાણવાને આ હિન્દી રાજવીઓ ખાસ આતુર છે.

<u>૮૦૦૦૦ આપો !</u>

એ માણુસની વાતો એવી અસંભવ અને ત્રુટક છૂટક અદ્ધર-તાલ જેવી હતી કે પ્રથમથીજ એ ઇંગ્રેજનો જાસુસ હશે એવો વહેમ ગયેલો. જર્મન અમલદારોએ તો એની સાથે વાતચીત થયા કેડે કહ્યું કે એ માણુસ ઇંગ્રેજનો જાસુસ છે તેમાં કશીજ શંકા નથી. પણ તેમણે એમ સુદ્ધાં કહ્યું કે એ ચોરટો પોતાને ઉદેપુરના રાજાના સગા તરીકે ગણાવે છે, એટલે કે ઇંગ્રેજની ભાડુતી જાસુસ-ગીરી કરવામાં મહારાજાનું નામ મોજથી ઠંડે કલેજે વાપરે છે, એટલે એ પહેલા નંબરનો ડામીસ દેખાય છે. મહારાજાને જે અપાર હાનિ થાય તેનો વિચાર કરવા જેટલી પણ (એની સ્વાર્થ-સાધનામાં) એને મુરવ્વત છે ?

આ વેળા આવતાંજ બંદાએ જર્મનો પાસે ૮૦૦૦૦ ફ્રેંકની માંગણી ખર્ચ તરીકે રજુ કરી. એ તો કહે, કે જર્મનોને માટે હિન્દભરમાં ચોમેર ઘૂમતાં એટલા પૈસા તો મારા ખરચાઈ પણ ગયા છે એટલે તે તો જર્મનોએ ભરપાઇ કરવા જ પડશે ? જર્મનોએ એને કેટલોક વખત પોતાની નજર હેઠળ રાખી મૂકયો, પણ એણે જણાવ્યા મુજબના પેલા ખાનગી કારભારીઓનું તો સ્વીટઝરલાંડ ખાતે પ્રાગટ્ય થયુંજ નહિ ?

છેવટે ૧૯૧૭ ની સાલમાં ખબર આવી કે જર્મનીના એજંટની સાથે વાતે વાતે બંધાઈ જતાં એને પોતાનેજ મોંઢે કબુલ કરવું પડયું કે હું ઈંગ્રેજનો જાસુસ છું. ગમે તેમ પણ એવું લાગ્યું કે એ બંદો બંને બાજુએથી પૈસાનો હાથ મારવાના તાલમાં રમતો હતો. જર્મનોએ કહ્યું કે એને કંઇ ઇંગ્રેજ પર હેત ઉભરાઇ જતું નથી; તેમજ એ જર્મનીનો પણ મિત્ર તો નથીજ.

મહાયુદ્ધના ગાળામાં કમિટીની સામે ઇંગ્રેજ સરકારે આમ જેટલા જાસુસ ગોઠવેલા તે બધાયે પકડાઇ ગયેલા. કેટલાકને તો

કેદમાં પણ નાંખેલા. મૂળ વાત એ કે જેમ જેમ મહાયુદ્ધ લંબાતું લાગ્યું, તેમ તેમ વિપ્લવીઓની યોજનાઓ ઇંગ્રેજોની જાણમાં આવતી ગઇ; ને બીજી બાજુ તેમના જાસુસો પણ એક પછી એક કમિટીના હાથમાં ફસાઈ પડવા લાગ્યા. એ જાસુસો બેવકૂફ અને નકામા હતા. અરે, લંડનના બધાજ ભટકેલદાસો પૈસાને લોભે એ કામમાં ધુસી ગયા હતા !

## કોયડો ઉકલ્યો

એ વેળાનો ખાસ કોયડો એજ હતો કે પેલા 'મહાત્મા પુત્ર'નું શું છે ? તે ખરેખરજ ઇંગ્લાંડનો જાસુસ હતો કે નહિ ? પેલા રજપૂત વીરે કહ્યું હતું કે ઇ. સ. ૧૯૧૫ની સાલમાં એ જુવાન લંડન ગયેલો ત્યારે પોલીસે તેને પકડેલો અને પૂછેલું કે તું આ બધા પૈસા ક્યાંથી લાવ્યો ! આ તો નક્કી જર્મનીએ આપેલાં નાણાંજ લાગે છે. તે પછી એ પહેલી જ વાર અમેરિકા ગયો અને પાછો ફરતાં ઉપલી અદ્‌ભુત ગપકથાઓ લઇ સ્વીટઝરલાંડમાં રજુ થયો. તે વેળા કમિટીના કેટલાક મુસલમાન સભ્યો બોલેલા, કે આ જુવાનિયો મોજ ફાવે તેમ યુરોપ અમેરિકામાં ભટકે છે, તો તેની પાછળ કંઇક છૂપું રહસ્ય હોવું જોઇએ. એ ઉપરથી સાવચેત રહેવું બહુ જરૂરી છે, કેમકે મહેન્દ્રપ્રતાપ સ્વીટઝરલાંડમાંથી જતા રહ્યા છે. ઇંગ્રેજ સરકાર સારી પેઠે જાણે છે કે તે અફ્‌ઘાનિસ્તાન ગયા છે. અને આ તેનો સાથી ને સેક્રેટરી (!) કમિટી સાથે સંબંધમાં હોવા છતાં મોજથી ચોમેર ભટકે છે. તે છતાં ઇંગ્રેજ પોલિસ તેને પકડતી નથી એનો અર્થ શો ? એમાં કંઈક ભેદ હોવો જોઇએ. પણ બીજા બધાઓને ભરોસો ન પડ્યો કે આ જુવાન વિશ્વાસઘાત કરી શકે. મહાયુદ્ધ પછી સંભળાયું કે બીજી વાર એ જુવાન અમેરિકા ગયેલો ત્યારે ગદર મંડળમાં જાતજાતની ધમાલ ઉભી કરી આવેલો. છેવટે આવાં

આવાં કારણે સૌને લાગ્યું કે એ મહાત્માપુત્રે ખરેખર કમિટીને હથેળીમાં ચાંદ બતાવ્યો છે. પહેલાં ઘણાકને લાગેલું કે તે બનતાં સુધી કોઇક ચોરટાઓ અથવા જાસુસોના હાથમાં ફસાયો હશે; અને તેમણે એને, કમિટી પાસે પૈસા કઢાવવા સારૂ, પેલી રાજાજીવાળી બનાવટી વાત આપીને સ્વીટ્ઝરલાંડ મોકલ્યો હશે. પણ છેવટે જ્યારે જણાયું કે તેની બધીજ વાતો જૂઠી છે ને તેણે બતાવેલા બધાય માણસો જાસુસ છે ને એ પોતે તો ચોમેર મોજથી ભટકે છે ત્યારે પછી સૌનેજ એના પર શક ગયો.

ઈ. સ. ૧૯૧૬ ની સાલમાં ઈંગ્રેજ સરકારે એક વાર એવી ખબર છાપામાં છપાવી કે બર્લિન કમિટીની બધીજ ખબરો જાસુસો-દ્વારા અમારી જાણમાં આવી ગયેલી છે. (Grandiloquent plans were drawn on paper but our agents kept us well-informed on every thing) ઘણાને વહેમ પહેલો કે આ બધો દ્રોહ પેલા જુવાનેજ કરેલો હશે કે શું!

હિન્દનું કમનસીબ છે કે જેઓ ધર્મનીતિનું ને ઉંચા આદર્શોનું શિક્ષણ મેળવે છે, તેમનામાંનાજ કોઇ કોઇ સ્વાર્થ ખાતર આમ દેશદ્રોહી બને છે. ઇ. સ. ૧૯૧૭ની સાલ પછી એ જુવાન હિંદીઓની નજર આગળથી લુપ્ત થયો છે.



## સિપાઇઓમાં પ્રવૃત્તિ

### કાળાગોરાના ભેદ

હિંદી સિપાઇઓએ કહેલું કે અમને જણાવ્યા વિનાજ ફ્રાન્સના રણક્ષેત્ર પર લઈ જવામાં આવ્યા હતા. તેમને

લાગેલું કે અમને તો આફ્રિકા લઈ જવામાં આવે છે પણ જ્યારે તેઓ માર્શેલ્સ બંદરે ઉતર્યા ત્યારેજ તેમને ખબર પડી કે ઓહો, આપણે તો ફ્રાન્સમાં આવ્યા. રણક્ષેત્રમાં તેમને ઠંડીની અને બીજી જાતજાતની ઘણીક અગવડો વેઠવી પડી હતી. એ જાતનું યુદ્ધ તેમણે કદિ જોયું નહોતું. અરે, તેમની કલ્પનામાંયે એવું યુદ્ધ ન આવેલું. તેઓ કહેતા કે ઘણીકવાર, જર્મનીની ખાઇઓ પર ધસારો કરતી વેળા સૌથી આગળ તેમનેજ કરવામાં આવતા. એ યુદ્ધમાં ઘણાએ પોતાના જાન ગુમાવ્યા. વળી એ મૃત્યુક્ષેત્ર પર પણ કાળા-ગોરાનો ભેદ તો પાછો ખરોજ. કોઈ કાળો સિપાઇ મડમ સાથે વાત કરશે તો તેને સજા કરવામાં આવશે એવી જાહેરાત કરવામાં આવી હતી. એક જમાદારે એક ધોબણ સાથે લુગડાં ધોવા આપવા બાબત કંઇ વાત કરતાં એટલાજ ગુન્હાસર તેને તેની પદવી પરથી ઉતારી પાડેલો!

## પ્રચારની અસર

સિપાઇઓ કહેતા કે જો અમે જર્મનોની તરફ કોઇ હિંદીઓને ભાળત અને જર્મનોએ અમારી ભાવિ વ્યવસ્થા કરવાની આશા આપી હોત, તો અમારામાંના ઘણાક પક્ષફેર કરી જર્મની તરફ ભાગી જતે; પણ જર્મનો એ જાતની નીતિથી વિરૂદ્ધ હતા. છતાંય ઘણાક એ રીતે નાસી ગયેલા. પછી કમિટી વિમાનો દ્વારા પત્રિકાઓ અને નિવેદનો સિપાઇઓમાં નાંખતી. તેમાં મુસ્લીમોને જેહાદ-ધર્મયુદ્ધ પોકાર્યાની ખબર જણાવાતી અને સૌએ સ્વતંત્રતા ખાતર લઢવું જોઇએ એવી સલાહ અપાતી. ઘણાક પઠાણ સિપાઇઓએ એ પરથી લશ્કર તજી દીધેલું અને પછીથી તુર્કી ગયેલા.

હિંદી સિપાઇઓ સાથે જર્મન ખાઇઓમાંના લોકો જાત-જાતની જુક્તિથી વાતો કરતા. ઘોર મધરાતે અચાનક જર્મન

બાજુએથી અવાજ આવતો, Do you speak English ?–તમને ઇંગ્રેજી આવડે છે ? 'હા' એમ જવાબ અપાતાં સામો અવાજ આવતો: જેહાદ જાહેર થઈ ચૂકી છે.

એક આફ્રીદી સુબેદારે કહેલું: તુર્કી જર્મનોમાં ભળ્યું છે એમ સાંભળ્યું એટલે મારૂં દિલ ભાંગી ગયું. એ સુબેદાર પછીથી જર્મની તરફ ચાલી આવેલો અને રાજા મહેન્દ્રપ્રતાપ સાથે કાબુલ ગયેલો.

## ઇંગ્રેજોની સૂગ

હિંદી સિપાઇઓ જર્મનોને હાથે કેદ થતાં તેમના અમલદારોની સાથે ઇંગ્રેજ (ગોરા કેદી) અમલદારો જેવુંજ વર્તન ચલાવાતું ને રાખતા પણ બંનેને સાથેજ; પણ ઇંગ્રેજ અમલદારોએ એ પર વાંધો ઉઠાવ્યો ને કહ્યું: These Blackmen are not Officers (આ કાળા માણસો કંઇ અમલદારો નથી.) જર્મનોએ કહ્યું: હિંદી અમલદારોને તેમની પદવીને અનુરૂપ ગોઠવણુ મળે તે માટે અમે તેમની અને ગોરાઓની પદવી ભેળસેળ કરવાનો પ્રયત્ન કરેલો. પણ છેવટે તેમણે જોયું કે હવાલદાર, જમાદાર વગેરે પદવીઓ કંઈ ગોરાઓની પદવીઓના જેવીજ કોટિની નથી. જર્મન ઓફીસરોએ કહ્યું કે: એ બધા શબ્દો સિપાઇઓને ગધેડા બનાવવા માટેજ યોજાયલા જણાયા.

## એક જુઠાણું

કેદી સિપાઇઓની ભાષા કોઇને ન આવડે એથી શરૂમાં ભારે મુંઝવણ પડેલી. છેવટે જ્યારે કમિટીએ તેમની ગોઠવણ કરવાનું અને તેમનામાં પ્રચારકાર્ય કરવાનું માથે લીધું ત્યારે એ બધી મુંઝવણો મટી ગઈ.

પ્રચારની સવડ ખાતર પછીથી તેમને યુરોપી કેદીઓના તંબુમાંથી જુદા પાડ્યા. પણ યુરોપી અને વિલાયતી છાપાંઓએ એમ

બહાર પાડયું કે જર્મનોએ રંગભેદની નજરેજ આ જાતનો ફેરફાર કર્યો છે !

એ લાડકોડ

ગમેતેમ પણ તેમને ઝોસેન પાસે વેન્સડોર્ફ નામને સ્થળે રાખ્યા હતા. તેમની સગવડ અગવડ જોવા માટે કેટલાક બળવાવાદીઓ રોજ ત્યાં ખબર કાઢતા. તેમને એક હાર્મોનિયમ પણ વસાવીને ભેટ આપવામાં આવેલું. બધાજ દેશના મુસલમાનો અહિં હતા, તેથી તેમને માટે જર્મન સરકારે એક મસ્જીદ પણ તૈયાર કરેલી. રાજપૂતોએ (ઠાકોરોએ) એક ઠેકાણે હનુમાનજી અને બીજા દેવોની છબી દિવાલ પર ચોંટાડી ત્યાં પોતાનું દહેરૂં રચી લીધેલું. શીખોએ એક થાનક-ગુરૂદ્વારા પણ બનાવી કાઢેલું.

વિપ્લવીઓ હિંદમાં એકજાતીયતા અને સ્વતંત્રતાની કેટલી જરૂર છે તે સમજાવવા સિપાઇઓમાં પ્રચારકાર્ય કરતા. તેમણે ત્યાં એક પાઠશાળા પણ કાઢેલી. વળી રાજપૂતો ને શીખો સાથે તેઓ વન્દેમાતરમ્ કહીનેજ વાતો કરતા. તેમના પ્રચાર કાર્યને પરિણામે હિન્દુઓના હોળીના તહેવાર પર મુસ્લીમો આવતા, અને નાચતા ગાતા તથા સારૂં સારૂં ખાતા. અને મુસ્લીમ તહેવારો પર હિન્દુઓ-રાજપૂત, શીખ, ગુરખા,-આવી એકજ ટેબલે બેસી ફળ-ફળાદિ આરોગતા.

જર્મનીમાં છસો સિપાઇઓ કેદી બનેલા. તેમાંના ૫૦-૬૦ જણનું ખાંસી તથા ક્ષય વગેરેથી મરણ થયેલું. છેવટે તેમને પરિચિત ગરમ હવા મળે એટલા ખાતર સરકારે રૂમાનિયા મોકલી આપેલા. લડાઈ પત્યા પછી તેઓ ત્યાંથી દેશ પાછા ફરેલા. (કોઇ કોઈ કહે કે તેમને દેશ ન મોકલતાં આફ્રિકા મોકલવામાં આવેલા) જર્મનીમાં હિંદી સિપાઇઓને જેટલા લાડકોડ અને સુખમાં રાખેલા, તેટલા સુખ કે લાડકોડ કોઈ પણ બીજા દેશના સિપાઇઓને ત્યાં નજ

મળેલા. કમિટીને લીધેજ તેમને એવાં લાડકોડની સવડ મળેલી.

હિન્દુ સિપાઈઓમાંથી ઘણાકે સ્વતંત્રતાનો મંત્ર ગ્રહણ કરેલો. સ્વદેશની સ્વતંત્રતાના આહ્વાનને હિન્દુઓનો મોટો ભાગ જવાબ દેતો. ઘણાક ગુરખાઓ પણ એમાં કબુલ થતા, પણ પંજાબનાં મુસ્લીમ સિપાઈઓ ન તો 'જેહાદ'ને ગાંઠેલા કે ન સ્વતંત્રતાની વાતને. લગભગ સોએક પઠાણો તુર્કી ગયેલા ખરા, પણ પંજાબી મુસલમાનોમાંનો એક પણ એ વિષયમાં ચળેલો નહિ!



## ઉપસંહાર

**કેવળ નિષ્ફળ?**

આમ હિંદના ઇતિહાસમાં સ્વતંત્રતાના પ્રયાસનો બીજો અધ્યાય સમાપ્ત થયો.

હિંદની સ્વતંત્રતાનો એ બીજો પ્રયાસ દેશમાં તો ૧૯૧૬ની સાલમાં લુપ્ત થયો. પણ દેશ બહાર તેનું તેજ ૧૯૧૯ની સાલ સુધી ચમકતું રહ્યું. બર્લિન કમિટીનું કામ બંધ થતાંજ બહારની પ્રવૃત્તિની ઇતિ થઇ. કામ બંધ થયું ખરૂં, પણ શું સ્વતંત્રતા માટેનો એ પ્રયાસ કેવળ નિષ્ફળ ગયો છે? એ મુક્તિ પ્રયાસનો શું કશોજ પ્રભાવ સમાજ પર નથી પડયો? કે સમાજને આ બલિદાનોથી કશોજ લાભ નથી મળ્યા, કે નહિ મળે? કટકે કટકે થઇને પણ હિંદને જે રાજદ્વારી સુધારાઓ અપાય છે તે

વિપ્લવીઓનાં બલિદાનને ફળેજ મળે છે એ વાત શું સાચી નથી? ભાવિ નિષ્પક્ષ ઇતિહાસકાર આ વાતના સત્યાસત્યનો તોલ કરશે.

## '૫૭' ને '૧૫'

૧૯૧૫-૬ સાલનો વિપ્લવપ્રયાસ હિંદના ઇતિહાસની એક નવીજ દિશા સૂચવનારા ચિહ્ન રૂપે છે ઈ. સ. ૧૮૫૭ અને ઈ. સ. ૧૯૧૫-એ બે ઇતિહાસ ઘટનાઓ-હિંદના ઇતિહાસનાં ક્રમિક પગથિયાંઓ સૂચવે છે. ઈ. સ. ૧૮૫૭ ની સાલમાં સામંતતંત્રે (જમીનદારશાહી-ફ્યુડેલીઝમે) હિંદમાં પોતાનું સ્થાન ફરી ઝડપવા માટે સ્વતંત્રતાનો વાવટો ફરકાવવા બળવો જાહેર કરેલો. ઈ. સ. ૧૯૧૫ માં મધ્યમવર્ગના ખુરજ્વા વિપ્લવીઓએ જન્મભૂમિની સ્વતંત્રતાને નામે બળવો કરવા પ્રયાસ કર્યો પણ તે શરૂમાંજ નાશ પામ્યો.

૧૮૫૭ની સાલની નિષ્ફળતાને અંતે હિંદમાં જુદે જુદે સ્થળે જુદા જુદા પ્રકારની બંડપ્રવૃત્તિ ચાલતી હતી. વ્યક્તિગત અથવા નાના પાયા પર સમષ્ટિગત રૂપે પણ ચાલુ ને ચાલુજ હતી. હિંદે સ્વતંત્રતાનું શમણું કદિયે છેક નથી વીસાર્યું. ગયા વીશ વરસમાં તો આખાય ભારતને વિપ્લવવાદના એકજ મંત્રમાં ગુંથી લેવા પ્રયાસ થયો હતો. સ્થાનભેદે અને પાત્રભેદે જુદે જુદે સ્વરૂપે તેનો વિકાસ થયો હતો. પણ સુયોગ્ય અવસર મળ્યો હોત તો તે આખા હિંદમાં પૂર્ણ રૂપે પ્રગટ થયો હોત.

## બંડેસ્ટાટ

હિન્દના વિપ્લવપંથીનો રચનાત્મક દિશામાં શો આદર્શ હતો? પહેલા ખંડમાં મેં વર્ણવ્યું છે કે બંગાળાનો રાજનૈતિક આદર્શ પ્રજાતંત્રને અનુસરતી બંધારણયુક્ત સ્વદેશી રાજપ્રણાલી સ્થાપવાનો હતો. તેમાં પાછળથી કંઈ ફેરફાર થયેલો કે નહિ

તે હું નથી જાણતો. બર્લિન કમિટીએ બળવાની ખટપટના ગાળામાં હિન્દના વિપ્લવીઓમાંથી કામચલાઉ તંત્ર ગોઠવવા વિષે જે ખરડો રચીને તૈયાર કર્યો હતો તે પણ આ આદર્શથી કોઈ રીતે બહુ આગળ નધેલો નહતો. તે વેળા બધાનો મત એવો હતો કે હિન્દને બંડેસ્ટાટ બનાવવું; એટલે કે Federal States—સ્વતંત્ર પ્રાંતોના ઝુમખા રૂપે રચવું. એ ગોઠવણ જર્મનીના તંત્ર અને અમેરિકન તંત્રના સંમિશ્રણ જેવી ગણાય. મુદ્દે વાત એ કે બુરજ્વા રાષ્ટ્રવાદની પદ્ધતિ પ્રમાણે આમવર્ગનેજ રાજ્યતંત્રનો આકાર રચવાનો હક છે. દેશની સરકાર કેવી થશે, કયા ધારા મુજબ તેને ચાલવું પડશે તે બધું આમવર્ગના ( Plebiscit ના ) અભિપ્રાય અનુસારજ નક્કી થાય. એટલા માટે હિંદની રાષ્ટ્રીય બળવાપ્રવૃત્તિ બીજો કોઇ આદર્શ ગ્રહણ ન કરી શકી.

## જગન્નાથજીનો રથ

આ બળવા પંથના આગેવાન કોણ અને ક્યા ક્યા હતા ? આજે ઘણાક જુદી જુદી રીતે જાહેર કરે છે કે "હુંજ સારથી હતો—હુંજ આગેવાન હતો." ભ્રાન્ત અહંકારપૂર્ણ માનવ પોતાને 'આવતી કાલનો પુરૂષ' Superman સહેજે માની લે છે. પણ ખરૂં જોતાં બળવાપંથની પ્રવૃત્તિમાંથી કોઈ પણ સુપરમેન પ્રગટયો નથી. હિંદના બળવાપંથ રૂપી જગન્નાથજીનો રથ રાજકીય સ્વતંત્રતા તરફ દોડી રહ્યો હતો. એના દોરડાને જેણે જેણે હાથ અડાડયો તે સૌ પુણ્યવંતા બન્યાં છે.—એમાં કોઈ નાનું નથી; કોઇ મોટું નથી. સૌએ પોતપોતાની શક્તિ અને ધગશ અનુસાર કામ કર્યું છે. તેથીજ કહું છું કે એના સારથી તરીકે કોઇ એક માણસ નહોતો. હિંદવાસીની મુક્તિસ્પૃહાને જોરેજ એ રથ ચાલતો હતો.

<u>[illegible]નું સ્વાતંત્ર્ય : યુદ્ધ</u>

આજે હિંદમાંથી વિપ્લવની આગ બુઝાયા જેવી છે. અહિંસા મત તરફ સમાજ ઢળતો જાય છે.* તેથીજ આજે પોતપોતાના કામનો હિસાબ કિતાબ કરી લેવાનો વખત આવ્યો છે; કેમકે આવાં સમાજતત્વો વિષેનું તોલ પ્રયોગ ચાલુ હોય ત્યારે નથી બાંધી શકાતું. પછીજ થાય છે. જેઓ સ્વાતંત્ર્યપંથના મુસાફિર છે તેમણે સમાજના ક્રમિક ઘડતર તરફ મીટ માંડી રાખી તેનું નિરીક્ષણ કરવું જરૂરી છે. ૧૮૫૭નો બળવો કેમ નિષ્ફળ ગયો? અને ૧૯૨૫ નો પ્રયાસ પણ ઉગતોજ શેં નાશ પામ્યો? આ બંને સવાલનો જવાબ ભવિષ્યના કાર્યની દિશાગતિ નક્કી કરી દેશે.

ઈ. સ. ૧૮૫૭ની સાલમાં પદભ્રષ્ટ થયેલા કે વારસાહકમાંથી બાતલ થયેલા રાજાઓએ પોતાની ગાદી મેળવવા માટે જબરદસ્ત જંગ માંડયો હતો. ઇતિહાસકારો કહે છે કે બન્દુકની ટોટી માટેની ધમાલ તો એક નજીવું કારણ હતું અને એ બહાનું તો સિપાઇઓની ધર્માંધતાને પ્રજ્વલિત કરવા માટેજ આગેવાનોએ હથિયાર તરીકે વાપરેલું. ઇ. સ. ૧૮૫૭ની સાલનો વિપ્લવ તો અમીરી વર્ગનો પ્રયાસ હતો. એમાં મધ્યમ કે નીચલા પ્રજાવર્ગે કશો સાથ દીધેલો નહિ—માત્ર અયોધ્યા પ્રાંત અપવાદ રૂપ ગણાય, કેમકે ત્યાં એ બળવો તદ્દન પ્રજાકીય થઇ પડેલો કહી શકાય. ત્યાં સર્વ ધર્મ અને સર્વ વર્ગના લોકો એમાં સામેલ થયેલા. પણ આખા હિંદમાંના ભણેલા માણસો તો એમાંથી નિર્લેપજ રહેલા. મધ્યમ વર્ગના આગેવાન તરીકે તેઓ હતા, ને તેમણે બળવા પ્રત્યે લાગણી દર્શાવેલી નહિ. મેં સાંભળ્યું છે, કે બંગાળામાં એ વેળા ઘણાક ભણેલા માણસોનાં મનમાં (એમ લાગે છે કે તે

* આ ચોપડી મૂળ બંગાળીમાં પ્રગટ થઇ ત્યારે અસહકાર પૂર જોસમાં ચાલતો હતો.

વેળા આખા હિંદનો ભણેલો વર્ગ એકલા બંગાળામાંજ આવી જતો હતો ) એવો સવાલ ઉભો થયેલો ખરો, કે બળવામાં જોડાવું કે નહિ? ઘણું કરી તેમણે વિચારાંતે ભાળેલું કે બુદ્ધિબળને અભાવે બળવો તૂટતો જાય છે. જો તેમણે સાથ દીધો હોત તો કદાચ બળવો સારી પેઠે ચાલત પણ ખરો. પણ તેમને તો વિચારતાં લાગ્યું કે આ બળવો તો સામંતતંત્રનું સ્વચ્છંદી શાસન ફરી સ્થાપન કરવાના પ્રયાસ રૂપેજ છે. એના વડે પ્રજાનું કલ્યાણ નહિ થાય. તે વેળાના ભણેલાઓ મધ્યમ વર્ગના હતા, ને તેથી બુરર્જ્વા પ્રજાતંત્રના હિમાયતી હતા ને અમીરી વર્ગના સ્વાર્થ સાથે તેમને સહાનુભૂતિ ન હતી.

૧૮૫૭ ની આગ બુઝાતાં હિન્દના ઇતિહાસમાં એક નવુંજ પ્રકરણ શરૂ થયું. એ ગાળો પુરાતન ભારત ને નૂતન ભારતના સંધિકાળ સમાન હતો. પુરાતન સમાજ પર અમીર વર્ગનું પ્રાધાન્ય હતું—નૂતન સમાજ પર મધ્યમ વર્ગનું પ્રાધાન્ય ઝામતું જતું હતું.

## નાચતાં પૂતળાં!

પુરાતન લેખે ૧૮૫૭ ની સાલમાં રેડાયલું લોહી વહી ગયું ને મધ્યમ વર્ગે સમાજના સૂના પડેલા સિંહાસનનો કબજો લઈ વર્તમાન યુગની સ્થાપના કરી. અને રાજકીય ક્ષેત્રમાં તેમની શક્તિના મૂર્તિમંત સ્વરૂપ પેઠે રાષ્ટ્રીય મહાસભા ઈ. સ. ૧૮૮૪માં સ્થપાઈ. ત્યારથી માંડી એજ વર્ગ હિંદના રાજકારણની લગામ ધારી રહ્યો છે. આજે જાતજાતના અર્થશાસ્ત્રીય કારણોને લીધે ઉશ્કેરાઈ એ વર્ગ સરકારની નોકરશાહી સામે જાતજાતની લઢાઇઓ માંડી રહ્યો છે. અને બાપદાદાના ગૌરવ વડે ફુલાતો અમીરવર્ગ-રાજામહારાજાઓ (પૃથ્વી પર સર્વત્ર થતું આવ્યું છે તેમ)-મધ્યમ વર્ગના બુરર્જ્વા પ્રજાતંત્રના બાઉથી ભડકીને પોતાના સ્વાર્થને અંગે પહેલા જેને દુશ્મન ગણેલા એવા પરદેશી રાજકર્તાઓની સાથે મિત્રતા સ્થાપન કરી રહ્યો છે. એ બંનેનો સ્વાર્થ જાણે એકાકાર

થઇ ગયો છે-હિંદના રાજા અમીરો ઠાકોરો પરદેશી રાજકર્તાઓના હાથમાં નાચતાં પુતળાં થઇ પડયાં છે.

## વ્યાપારીઓની સ્વદેશ ભક્તિ !

૧૮૮૪ની સાલથી તે આજ સુધી મધ્યમ વર્ગ સમાજની અને રાજકારણની દોરવણી કરતો આવ્યો છે. તેથી એ વર્ગ ધીમે ધીમે એમ માનવા લાગ્યો છે કે હું સર્વથા બ્રિટનના મધ્યમ વર્ગનો સમોવડીયો છું; ને તેથી હિંદના રાજતંત્રની લગામ સંબંધે હું તેનો હરીફ છું. બ્રિટીશ મહારાજ્ય બ્રિટીશ મધ્યમ વર્ગ દ્વારાજ ચાલે છે. તેથી જાતજાતનાં આર્થિક કારણોને અંગે એ બંને મધ્યમ વર્ગો ૪૦ વરસ થયાં લઢયા ઝગડયા કરે છે. એ ઝગડાનું નામ આજે, 'પરદેશી નોકરશાહી સાથેનું યુંધ' એવું થઇ પડયું છે. ને વળી એને 'રાષ્ટ્રીય મુક્તિનો પ્રયાસ' 'એકજાતીયતા માટે પ્રયાસ' વગેરે સુંદર નામો પણ અપાય છે. કેમકે જગતમાં 'રાષ્ટ્રપૂજાધર્મ' (નેશનાલિઝમ) બુરર્જ્વા વર્ગનું રાજકીય હથિયાર થઇ પડયો છે, ને તેથી એને વ્યાપારીઓની સ્વદેશ ભકિત (Trading Class patriotism) પણ કહી શકાય છે. ટુંકમાં કહીએ તો હમણાં હિંદના રાજદ્વારી ક્ષેત્રમાં બ્રિટનના Moniod Man esq. તવંગર વર્ગની સાથે હિંદના Jaberjee esq. Bar-at-Law-વાચાળવર્ગનું યુદ્ધ ચાલે છે. શરૂઆતથી તે અત્યાર સુધીની મહાસભા અને જે બીજા પક્ષો એનાથી બહાર છે તે બધાય એ વાતની સાક્ષી પૂરે છે. જે આ વસ્તુ સમજી શક્યો નથી, તે હિંદના રાજકારણનો મૂળ મુદ્દો હજુ નથી સમજ્યો એમજ કહી શકાય.

## જાતજાતના ફતવા !

ઇંગ્લંડમાં પ્યુરીટન બળવાના વખતથી ત્યાંના મધ્યમ વર્ગે ધીમે ધીમે રાજતંત્ર પોતાને કબજે લઇ લીધું છે. એ

બળવાએ ઈંગ્લાંડના સામંતતંત્રને નિર્વાણની પ્રાપ્તિ કરાવી દીધી છે. આજે બ્રિટીશ સામ્રાજ્ય બ્રિટીશ બુરજવાઓ ચલાવે છે ને તે પોતાના સ્વાર્થની નજરેજ ચલાવે છે. તેમણે હિન્દને પોતાની કામધેનુ બનાવી મૂકી છે. તેઓ હિન્દને પોતાના સ્વાર્થ ખાતર ચૂસે છે—પોતાના સ્વાર્થની વેદિ પર હિંદનું બલિદાન આપે છે. એનુંજ નામ શાહીવાદ Imperialism; અને આ શોષણનીતિ (Exploitation) ના કદરૂપા સ્વરૂપ પર ઢોળ ચઢાવવા માટે જાતજાતના સામાજિક ફતવાઓ સરજવામાં આવે છે. જેવા કે Control of the Tropics ઉષ્ણપ્રદેશોનો અંકુશ-White Man's Burden ગૌરાંગોની જવાબદારી, Mission of Civilization, સંસ્કૃત પ્રજાઓનો જીવનધર્મ, Imperial Federation શાહી રાજ્યમંડળ વગેરે વગેરે. પણ પહેલાંજ કહ્યું છે કે હિંદમાં નવાં ભણતરને પ્રભાવે મધ્યમ વર્ગમાંથી એક નવોજ પક્ષ ઉભો થયો છે તે પોતાને બ્રિટીશ બુરજ્વાઓના સમોવડોજ ગણે છે; તે કહે છે કે શા માટે પરદેશી તવંગરોએ અમને આમ લુંટવા જોઇએ? અમારા દેશના રાજા અમેજ. આ એમના દાવાનું નામ રાષ્ટ્રપૂજાધર્મ–નેશનાલિઝમ છે. અને તેના સમર્થનમાં જે ઝગડો ઝામ્યો છે તેનું નામ 'પરદેશી નોકરશાહી સામેનો જંગ.' લીબરલ પાર્ટી હોય કે અસહકારના કાર્યકર્તા હોય, સ્વરાજપક્ષ હોય કે બળવા સંપ્રદાય હોય, બધાય એકજ ઇતિહાસના અર્થશાસ્ત્રીય સ્વરૂપ વડે પ્રેરણા પામી સચેતન બન્યા છે.

વર્ગભાવના

દુનિયાના ઇતિહાસ પરથીજ જણાય છે કે નેશનાલિઝમ પદ્ધતિમાં-રાષ્ટ્રપૂજા ધર્મમાં આમવર્ગ એટલે એકદમ નીચલા થરોની ગણતરી બિલ્કુલ નથી. પહેલેથીજ કહ્યું છે કે એ પ્રવૃત્તિ તો વ્યાપારીઓની સ્વદેશભક્તિ છે. તેઓ જે રીતે એક બાજુથી અમીરવર્ગ કે રાજામહારાજાવર્ગ પાસેથી રાજતંત્ર ઝુંટવશે,

તેમ બીજી બાજુ ગરીબ આમ વર્ગને કનડશે. એને વર્ગશાસન Class rule કહેવું જોઇશે. પણ પછી જ્યારે કચડાયેલો આમવર્ગ જાગી ઉઠે છે ને પોતાનો સ્વાર્થ સમજે છે ત્યારે તેનામાં વર્ગભાવનાનું જ્ઞાન થાય છે–Class Consciousness આવે છે. પરિણામે તે પોતાનો યોગ્ય હક મેળવવાનો દાવો રજુ કરે છે. એમાંથી પીડક અને પીડિત, શોષક અને શોષિતનો જે ઝઘડો ઉભો થાય છે તે વર્ગઝગડા તરીકે–Class struggleને નામે ઓળખાય છે. આ વર્ગઝગડો દુનિયામાં આજે જુદી જુદી રીતે ચાલી રહ્યો છે. એનો મૂળભૂત હેતુ એ છે કે સમાજમાંથી આર્થિક અસમાનતા દૂર કરવી. કેમકે જ્યાં સુધી દુનિયામાં આર્થિક સામ્ય પ્રવર્તવાનું નથી ત્યાં સુધી જુલમ, શોષણ અને કડવાશ રહેવાનાં છે. આમ વર્ગ પાસે કશો સ્થાપિત સ્વાર્થ નથી. તેઓ સંપત્તિહીન છે, ને પરિવર્તન થવાથી તેમને લાભજ છે. સમાજને સામ્યવાદ પર ગોઠવ્યા વિના તેમની મુક્તિ નથી. તેથીજ તેઓ સહેજે બળવા-પ્રેમી બને છે. જેમને કોઇ પણ પ્રકારના જૂના રીતરિવાજો, સ્વાર્થો, રૂઢિને અંગે બેઠો લાભ (જેવો કે માત્ર અમુક કુળમાં જન્મવાને લીધેજ રાજા થવું) વગેરેનાં બંધન નથી તેઓ તરતજ બળવામાં જોડાઇ શકે છે. મજૂર વર્ગમાં આ બધા ગુણો છે ને તેથીજ તે ઝટ એ પ્રવૃત્તિમાં ભળી જાય છે. તેઓ બળવામાં જોડાઈ જ્યાં સુધી આખોય સમાજ નવી રીતે ગોઠવાઇ ન જાય ત્યાં સુધી રાજસત્તા પોતાના હાથમાં રાખશે; ને પછી સમાજમાંથી વર્ગો ને વિભાગો નીકળીજ જશે ત્યારે વર્ગશાસન પણ જશે અને સમાજ પોતેજ પોતાના ઉપર શાસન કરશે; એટલે કે સમાજમાં શોષક અને શોષિત, શાસક અને શાસિત રહેશેજ નહિ, ત્યારે મજૂર વર્ગનું કાર્ય સંપૂર્ણ થયેલું ગણાશે.

આ તો આમવર્ગની રાજકારણી ફીલસુફી. પણ હિન્દમાં

આજે શું થાય છે? હિંદી બુરજ્વા વર્ગ પોતાના હાથમાં શાસનતંત્ર લેવા ઇચ્છે છે, પણ કહ્યા મુજબ બંધારણયુક્ત ચળવળથી. એ પદ્ધતિ ફળદાયક નથી જાણી. જેઓએ સશસ્ત્ર બળવાનો આશરો ગ્રહણ કર્યો તેઓ બળવાવાદીના નામથી ઓળખાયા. પહેલાં મેં કહ્યું છે કે હિંદના બળવાપંથીઓ બુરજ્વા નેશનાલિસ્ટ હતા. તેમના સામાજિક અને આર્થિક આદર્શો અને બીજાં બુરજ્વા મંડળો વચ્ચે કશો વિરોધ ન મળે. આ વિપ્લવીઓ હથિયારોની મદદ વડે બળવો જગાડી રાજલગામ હાથ કરવા ઇચ્છતા હતા. પણ તેમનો પ્રયાસ ઉગતોજ નાશ પામ્યો. અહિં વિચારવાનું એજ રહે છે કે એ કેમ નાશ પામ્યો?

## એ અમુલો અવસર!

શરૂમાંજ મેં કહ્યું છે કે કે વિપ્લવપંથ આમ વર્ગથી કેવળ વિખૂટો પડેલો હતો. પોતાના સભ્યોને બાદ કરતાં સાધારણ પ્રજાના હૃદયમાં તે પોતાનું સ્થાન કરી ન શકેલો. ને આથીજ તે પાયા વિનાનો થઈ પડયો. પણ બળવાપંથની શરૂથી માંડીને તે ઠેઠ બર્લિન કમિટી પર્યંત સૌએ એમજ માનેલું કે એક વાર સાહસમાં ઝંપલાવી બળવાનો વાવટો ફરકતો કરતાં ઘણાય તેમાં જોડાશે ને વિપ્લવનું લશ્કર ખૂબ વધી જશે. કેમકે પૂર્વ તરફના દેશોમાં બળવાઓ કે હુમલા કે ક્રાન્તિ એજ રીતે બની આવે છે. વિપ્લવપંથની સ્થાપનાના ગાળામાંજ આગેવાનો કહ્યા કરતા કે અમુક અમુક મહારાજા તક મળતાં બળવામાં જોડાઇ જશે અને બળવો શરૂ થતાં તો આમપ્રજા ધમધમાટ ભળવા માંડશે. એ એમનો મૂળ પ્લાન. પણ જગદ્વ્યાપી મહાયુદ્ધના ગાળામાં જે જાતની તક વિપ્લવીઓ સમક્ષ આવી પડી હતી તેવી સવડભરી તક કંઇ વારે વારે આવતી નથી. સૈકાભરમાં બહુ તો એક વાર આવે. જર્મનોએ હથિયાર, પૈસા ને જરૂર પડે લશ્કરી અમલદારો વગેરેની મદદ કરવા તૈયારી કરી;

તુર્કીના સુલતાન—મુસ્લીમ જગતના ખલીફાએ ઇંગ્રેજો વિરૂદ્ધ જેહાદ પોકારી-ધર્મયુદ્ધ આદર્યું; તુર્કીના શેખ ઉલ મુસલ્માને હિન્દુ મુસલમાનને એકસંપી કરી રાષ્ટ્રીય લડત ચલાવવા ફતવો આપ્યો; ચોમેર બીજા દેશોના બળવાવીરો ને હિન્દમિત્રો સહાનુભૂતિ બતાવવા લાગ્યા—આવી સુન્દર તક તે કોને ક્યારે મળે? તે ગાળાનું બધુંજ વિવેચન વાંચવામાં આવે તો સમજાય કે એ યોજના કેવી વિરાટ હતી—કેટલી જંગી હતી; જેવીતેવી નહોતીજ. પણ છતાં કશાથી કશું કેમ ન વળ્યું? અહિંજ એનો હિસાબ કરી લેવો જોઇએ.

યુદ્ધકાળે હિંદ બળવા પ્રયાસ માટેનું સરસ ધામ હતું. ગોરૂં અને દેશી બધુંયે લશ્કર—મોટે ભાગે દેશની બહાર જતું રહેલું. તે વેળા બળવાવાદીઓએ હથિયારો લઈ ઝંપલાવ્યું હોત—પ્રયાસ કર્યો હોત તો દેશમાં ભયંકર તોફાન તો તેઓ કરી શકત. બહારથી કદાચ હથિયાર ન પહોંચ્યાં હત, તોય શું? દેશમાંય હથિયાર તો હતાંજ. વળી દેશની અફાટ આમ જનતા ક્યાં ગઇ હતી?

## બે સોગઠી ડુલ!

હિંદી બળવાવાદીઓને હંમેશની ઉમંગભરી શ્રદ્ધા હતી કે ભડકો ઉઠતાંજ રાષ્ટ્રીયતાને નામે બધાય તેમાં સાથ દેશે, પણ એ તેમની શ્રદ્ધા ૧૯૧૫ની સાલવાળી પ્રવૃત્તિમાં છિન્નવિચ્છિન્ન થઇ ગઇ. બીજી પણ એમને એક શ્રદ્ધા હતી, તે એ કે 'જેહાદ'—ધર્મયુદ્ધ જાહેર થતાંજ પૃથ્વીના બધાય મુસલમાનો માથું ઉંચકશે અને કાફરોનો નાશ કરશે! એ જાતની માન્યતા તો હવે આખા જગતમાંથીય નાશ પામી છે. આમ રાષ્ટ્રીય બળવાપંથીઓના હાથમાંની બે સોગઠી તો છેકજ છટકી ગઈ. મહાયુદ્ધ વેળા નજરે પડયું કે રાજાઓ તો સામ્રાજ્યને 'બચાવવા' ઇંગ્રેજ જોડે મળી ગયા, અને તવંગર નેતાઓ જે આટલા દિવસ સુધી સરકાર સાથે બાઝમબાઝી કરતા હતા તેઓ મુત્સદ્દીબાજી ખેલ્યા. તેઓ જાણતા

કે હિંદના ઉદ્ધારની વાતો આપણે મોઢેથી કરીએ છીએ, પણ સ્વાર્થત્યાગ કે આત્મબલિદાનની અગ્નિ આવ્યે આપણે પાછા જ પડવાના છીએ.

## તોપનો ખોરાક

આથી તેમણે યુદ્ધગાળામાં વિપ્લવનો વાવટો ન ફરકાવતાં 'રાજ્ય ભક્તિ'નો સ્વાંગ ધારણ કર્યો અને સરકારને દરેક રીતે મદદ કરવા માંડી. રાષ્ટ્રવાદીઓના મુખ્ય આગેવાન સ્વ૦ લોકમાન્ય બાલ ગંગાધર તિલકે સુદ્ધાં સરકાર સાથેનો ઝગડો સમેટી લીધો—એટલે કે બહારનો દુશ્મન જાગ્યો તેથી પોતાના વર્ગના વિલાયતી પરદેશીઓ સાથેનો 'માંહોમાંહેનો ઝગડો' દાબી રાખ્યો. આ તવંગર વર્ગે આશા રાખેલી કે આ 'ખેરખાંગીરી'ના બદલામાં તેમને હોમરૂલ—સ્વાયત્ત શાસન મળશે. રાજભક્તિના આ એકદમ ઉછળેલા મોજામાં આ બે વર્ગે, રાજા ને તવંગરોએ આમવર્ગને દબાવી માર્યો. એ ચિર-હતભાગી મુંગા 'ગુલામો'ના સમુદાયમાંથી 'સામ્રાજ્ય રક્ષા' ને નામે જાતજાતની રીતે લશ્કર માટે ખૂબ 'ભરતી' ( Recruit ) કરવામાં આવતી અને એ ખેરખાંઓના ટોળાએ ગરીબોને અચૂક મૃત્યુની દાઢમાં હડસેલી દઈ પોતે ખિતાબો રૂપી પ્રસાદી મેળવી ! જર્મનો તો આ સિપાઈ રૂપી હતભાગીયાંઓને Canonen Futter જ કહેતા—એટલે કે 'તોપનો ખોરાક' ને નામેજ ઓળખતા-બોલતા. જેમણે યુરોપ અને તુર્કીમાં આ અભાગીયાંઓને જોયેલા ને તેમની સાથે વાતો કરીને તેમની દુર્દશાની કથની સાભળેલી, તેઓ એ કમનસીબોનાં દુઃખનો સાચો ખ્યાલ કરી શક્યા હતા. જર્મન દાક્તરો તો આ વિષે 'ઇશ્વરના રાજ્યમાં કેવો ઘોર અન્યાય ચાલે છે' એમજ કહેતા. એ અભાગીયાઓ ઇંગ્લાંડ અને હિન્દના અમુક વર્ગના સ્વાર્થને ખાતર બળતણની જેમ હોમાઇ ગયા.

## આમવર્ગ ક્યાં ?

આપણા દેશે યુદ્ધકાળે કેવી રાષ્ટ્રીય તત્પરતા બતાવી તેનો આ ચિતાર. ને વિપ્લવ પ્રવૃત્તિ કરવામાં બાકી રહ્યા ફક્ત બંગાળી નવજુવાનો અને અમેરિકાથી પાછા ફરેલા પંજાબના શીખ મજુરોનાં મંડળો. બાકી તો ખોટો શોરબકોર.

આવી ઉત્તમ તકની અદ્‌ભુત ઘડીમાં દેશે સ્વતંત્રતાની ઝંખના ન કરી. માત્ર દેશના થોડાક માણસો જેઓ દેશમાંની કે પરદેશમાંની બળવા સમિતિઓનાં સભ્ય હતા તેમણે સ્વતંત્રતાને નામે માથું ઉંચકયું; પણ તેમને દેશમાંથી કશી મદદ ન મળી. હિંદની વિપ્લવ પ્રવૃત્તિનો સૌથી મોટો કોયડોજ આ છે, અને ખટકોજ અહિં ઉઠે છે કે દેશે કેમ એમને મદદ ન કરી ? આ સવાલના બે જવાબ આપી શકાય.

પહેલાંજ કહ્યું છે કે વિપ્લવવાદ આમવર્ગના હૃદયમાં પોતાનો પાયો નાંખી શકયો ન હતો. દેશની અફાટ જનતા સ્વતંત્રતાનો અર્થજ સમજે નહિ, ને તેથી તે માટેની પ્રવૃત્તિમાં સહાનુભૂતિ પણ તેણે નજ બતાવી. શ્રી નલિનીકિશોર ગુહે લખ્યું છે કે બળવાપંથીઓને ક્યાંયથી પણ કશી સહાનુભૂતિ મળી નથી અને શ્રી શચીન્દ્રનાથ સાન્યાલે લખ્યું છેઃ

"હિંદી બળવાપંથની હિંદીઓએ હંમેશ ઉપેક્ષા જ કરી છે. આ અપેક્ષા વિપ્લવીઓની છાતી પર જાણે ભીમસેનિયા પત્થર પેઠે સાલતી અને તેમના અંતરને સળગાવ્યા કરતી. આટલી બધી ઉપેક્ષા તેમની કોઇએજ ન કરેલી." (પં. પ્ર. કા)

આ બંને વાત તદ્દન સાચી છે ને ઇતિહાસ તેનો સાક્ષી છે. જાણું છું ને સાંભળ્યું છે ત્યાં સુધી પૃથ્વીભરમાં સિતમગ્રસ્ત જાતિઓમાં સ્વતંત્રતા માટે પ્રયાસ કરનારાઓને આમવર્ગ તરફથી ટેકો અને સહાનુભૂતિ મળ્યાં છે. જે દેશમાં આમવર્ગ એવો ટેકો ન

આપે તે દેશ સ્વતંત્ર પણ નજ બને. પણ કમનસીબે હિંદમાં નાતજાત ને પંથ સંપ્રદાયના વાડાઓ છે, તેથી રાજપ્રકરણી પ્રવૃત્તિ પણ એક વાડા રૂપે બની અમુક વર્ગમાંજ મર્યાદિત થઈ પડી છે. તેમાંય બળવાપંથ તો વળી અસ્પૃશ્ય જેવોજ—રાજદ્વારી ક્ષેત્રના મોખ્ખલીયાઓ તેને અદ્ભુત પેઠેજ ગણે; એટલે સમાજે તેના તરફ સહાનુભૂતિ પણ બતાવેલી નહિ.

## વાડાઓનાં બંધન

મૂળ વાત એ છે કે આપણો દેશ માણુસાઇને હિસાબે એટલો બધો અધઃપતન પામેલો છે કે પૃથ્વી પરના કોઈ પણ, સભ્ય કહી શકાય એવા દેશોમાંથી એનો જોટો ન જડે. દુનિયાના ઘણા દેશોમાં ફર્યા પછી મેં એ જોઇ લીધું છે કે કોઈ પણ દેશમાં માણુસાઇ આટલી બધી નથી હણાઇ ગઈ. હિંદની આમ જનતાએ કદિય સ્વતંત્રતા ભોગવી નથી, કે જેથી તેઓ સ્વતંત્રતાનું નામ સાંભળતાંજ અચાનક સ્ફુર્તિ પ્રદર્શિત કરે. હિન્દુ જન્મથી તે મૃત્યુ પર્યંતનો ગુલામ છે. જીવનનાં સર્વ અંગોમાં તે ગુલામીની જંજીરોમાં બીડાયલો છે—સ્વતંત્રતાના રસનો આસ્વાદ તે કઇ પેરે કરી શકે ? ઉપરાંત એનું જીવન જાતજાતના જાતિભેદોના ખૂબ મજબૂત વાડાઓમાં છિન્નભિન્ન થયેલું છે. એક કોમ કે વિભાગ યા જાતિના લોકો પોતાના કુંડાળાની બહારના લોકો સાથે કદિ એકવાક્યતા અનુભવી શકતા નથી, કે એક નજરે જોઈ શકતા નથી. અને એક જાતીયતાનો એમને ખ્યાલ પણ નથી. આથી સાધારણ જન સમાજ એમ માને છે કે: બળવાનું તોફાન તો એ જુવાનિયાઓ જાણે ને પોલિસ જાણે. સૌ પોતપોતાનું કામ કરે, આપણે શું ? વધારામાં પોતાના જાનમાલ ગુમાવવાનો ડર તો ખરોજ. આટલા ખાતર આમપ્રજાએ બળવાવાદી જુવાનો તરફ સહાનુભૂતિ બતાવી નહિ. તો પણ અનેક મુરબ્બીઓ [illegible] બોલતા, કે

"છોકરાઓએ કર્યું તો ઠીક, પણ નિભાવી ન શકયા." પણ આવી નિષ્કર્મ સહાનુભૂતિથી વિપ્લવપંથીઓનો માર્ગ મોકળો બની નજ શકે. સમાજના આગેવાન જેવા ઘણા મોટા માણસો અનેક કારણોને અંગે એ પંથમાં ભળી ન શકયા કે શકે તેમ નહોતું. તેથી સમાજઆખામાં એ પંથ પ્રચાર પામી ન શકયો.

બીજો જવાબ એ છે કે એ પંથને છૂપી મંડળીઓમાં મર્યાદિત રહેવું પડતું. આખા સમાજમાં સ્વતંત્રતાનો સંદેશો કોઇ પણ કદિ ફેલાવી ન શકયું. કોઇએ એ બાબતમાં તેમની આંખ ન ઉઘાડી, તેથી પણ પ્રજા વિપ્લવવાદ પ્રત્યે ઉદાસિન રહી.

## બુરજ્વાઓની વૃત્તિ

માનવી નાના નાના વર્ગોમાં વહેંચાયલો છે. એ વર્ગોનો સ્વાર્થ જુદો જુદો હોઇ સૌ પોતાના સ્વાર્થના ચશ્મામાંથી જ જગત પર દૃષ્ટિ નાંખે છે. એજ કારણસર નેશનાલિઝમ રાષ્ટ્રવાદ આજે આટલો કદરૂપો બની ગયો છે. મેં પહેલે બતાવ્યું છે કે રાજારજવાડાઓનો સ્વાર્થ આજે હિન્દ સ્વતંત્ર બને એમાં નથી; કેમકે તેઓ જાણવા ઇચ્છે છે કે સ્વતંત્ર ભારતની રચનામાં તેમનું પોતાનું સ્થાન કયાં રહેશે? બુરજ્વા વર્ગનો હિંદની સ્વતંત્રતામાં ચોકખો સ્વાર્થ છે. પણ એ વર્ગના લોકો કદિ સિપાઇ બની લઢી ન શકે કે આત્મત્યાગ ન બતાવી શકે. તેઓ મનમાં ને મનમાં ગમે એટલા ભાવનાશીલ બને, પણ જાહેર રીતે પોતાના સ્થાપિત સ્વાર્થને નુકશાન કરવા રાજી નથી હોતા. જો વિપ્લવીઓ સફળ થયા હોત તો તેનાં ફળ ભોગવવા સૌ કોઇ દોડી આવત. પણ હિંદના બુરજ્વાઓ કંઇ પણ કલેશ ભોગવ્યા વિના કે ત્યાગ કર્યા વિના સ્વતંત્રતા મેળવવા ઇચ્છે છે. તેથી તેમણે વફાદારીનો ડોળ કર્યો—એવી આશાએ કે યુદ્ધ પૂરૂં થતાં સ્વરાજ મળશે. બાકીમાં રહ્યો અફાટ આમ વર્ગ, તેણે પણ વિપ્લવીઓને મદદ ન

ફરી. કારણ સીધું છે—વિપ્લવીઓએ કદિ તેમને ભેળવવાની ઇચ્છા ન જ કરેલી. તેમણે હંમેશ બાબુ લોકોની જ તજવીજ કર્યા કીધી. આમવર્ગ એટલે કે મજુરો, હમાલો, ખેડુતો વગેરેને આ બાબુ બિરાદરોએ કદિ ન તેડ્યા, કદિ ન બોલાવ્યા. ને તેથી તેઓ ન આવ્યા. એટલા ખાતર જ્યારે બાબુ વિપ્લવીઓ નજર કેદ થયા ત્યારે બંગાળમાં લગભગ બધુંજ શૂન્યમ્ થઇ ગયું. અને પંજાબના ઘદર મંડળવાળા માણસો જેઓ એકલાજ હિંદના વિપ્લવ સંપ્રદાયમાં ભળેલા આમવર્ગના અંગભૂતો હતા, તેઓ સ્વદેશમાં પાછા આવતાં તુરતજ કેદ થવા લાગ્યા. તેઓ બહાર છૂટા રહેતે તો ખેડુ મજુરોને ભેળવી શકત; પણ એમ ન બની શક્યું. પંજાબના આ ઘદરવાળાઓ આમવર્ગના માણસો હતા, તેથીજ સરકાર તેમની પાછળ ખૂબ પડેલી.

## તિલક મહારાજની વાત

૧૯૧૫-૧૬ સાલના વિપ્લવપ્રયાસના માનસતત્વનું આ પૃથક્કરણ. બહારથી હથિયાર ન આવ્યાં તેથી બળવો નિષ્ફળ ગયો એને ઇતિહાસનું કારણ ભલે ગણીએ, પણ સામાજિક કારણ ન ગણી શકાય. કેમકે દેશની જનતા નિર્વિકારી હતી–તેમને બળવા પ્રવૃત્તિ સાથે કંઈ લેવાદેવા ન હતા. એટલા ગાળામાં દેશના આગેવાનોમાંના ઘણા જુવાનિયાઓને પાછળથી ઉશ્કેરણી કરી ઝંપલાવવા કહેતા અને ધપાવતા પણ ખરા; પણ કામની વખતે પોતે ઉલટાજ સૂર કાઢવા મંડેલા. દાખલા તરીકે સ્વ. પૂજ્ય લોકમાન્ય તિલકનુંજ દષ્ટાંત આપીશ.

આમવર્ગ પર એમનો કાબુ અજબ જેવો હતો. પણ મહાયુદ્ધ જાગતાં તેમણે પણ સરકારના સૂરમાંજ પોતાનો સૂર મેળવ્યો. બર્લિન કમિટીએ તેમની પાસે પોતાના તરફથી માણસ મોકલેલો, પણ તેમણે કંઇ કર્યું નહિ. ૧૯૧૯ની સાલમાં તેઓ લંડન આવેલા

ત્યારે કેટલાક માણસોએ ત્યાં તેમની મુલાકાત લીધી હતી અને પોતે થઇનેજ કહેલું: "તિલક મહારાજ! કમિટી કહે છે કે હવે કામ ખૂબ જોરથી ચલાવો." તેમણે જવાબમાં કહ્યું: "જુઓ, કમિટીએ મોકલેલો માણુસ અમારી પાસે આવેલો. બર્લિનમાં કોણ છે ને ક્યાં ક્યાં છે? તેમને કહો કે અત્યારેજ ખરો વખત છે; કેમકે લોઢું તપ્યું હોય ત્યારેજ ઘા મારવો સાર્થક છે. દાવ આવે ત્યારેજ સોગઠી મારવી." પણ પછીને વરસેજ જ્યારે કોઇક દક્ષિણી વિપ્લવીએ ગુપ્ત વેશે જઇને કોઈક દોસ્ત મારફત તેમની સાથે વાટાઘાટ કરી, ત્યારે તેમણે ઘણું કરીને કહ્યું કે "હાલ રૂશિયા જઇને હથિયાર વગેરે મદદ માટે તજવીજ કરો." અને કોંગ્રેસના કોઇક પટેલિયા પાસેથી મેં સાંભળ્યું છે કે વિલાયતથી પાછા ફર્યા પછી તિલક મહારાજ અવારનવાર કહેતાઃ યુદ્ધના ગાળામાં ઈંગ્રેજ આટલો નબળો પડયો છે એમ જો મને પહેલેથી ખબર પડી હોત, તો હું કદિ આ રીતે ન વર્તંત. આનેજ રાંડ્યા પછીનું ડહાપણ કહે છે. કામને વખતે આગેવાનો સટકી ગયા. માત્ર રહ્યા મુઠ્ઠીભર જુવાનિયાઓ અને બિચારા મજુર બળવાવાદીઓ; અને યુદ્ધ પત્યા કેડે હોમરૂલ ન મળ્યું તેથી ક્ષોભ અને ગર્વભંગથી બુરજ્વાઓએ અસહકારની પ્રવૃત્તિ માંડી! કેમકે તેમને અચાનક ઉગી આવ્યું કે ઈંગ્રેજ સરકાર તો સેતાની સરકાર છે!

## એક નહિ ને બીજું!

એટલેજ કહું છું કે હિંદના સ્વાતંત્ર્ય યજ્ઞમાં બલિ આપવા બુરજ્વાઓ નથી આવવાના. તેઓ "આધ્યાત્મિક સ્વરાજ" "જવાબદાર રાજતંત્ર" "હોમરૂલ" વગેરે વગેરેની વાતો કરશે, પણ સાચી "સ્વતંત્રતા"ની વાત નથી કરતા. કેમકે તેને માટે જે બાજ-તણની જરૂર છે તે તેઓ આપી શકે તેમ નથી અને આજે પોતાનાજ વર્ગના ઇંગ્રેજો જોડે જે 'આત્મકલહ' માંડયો છે તે એક

દ્હાડો તેઓ મળી સમજીને પતાવી દેશે. એથીજ તેમનો આદર્શ આવી આવીને અટકે છે-ગોળમેજી પરિષદ પર. એક ગોળમેજની આસપાસ ઈંગ્રેજ બુરર્જ્વાઓના પ્રતિનિધિ સાથે બેસી અંતર ખોલી વાતચીત કરી હિંદની સમૃદ્ધિ (Resources and Instruments of Production) ની વહેંચણી સરખે હિસ્સે બન્નેએ કરી લેવી, એજ આપણા દેશી તવંગરોનો મનોરથ છે. આમ સરવાળે જણાશે કે જે દ્રવ્યો વડે કોઇપણ દેશમાં ક્રાન્તિ થઈ શકે છે તેનો હિંદમાં અભાવ હોવાથી '૧૫ની સાલની ખટપટ' એળે ગઇ. હિંદના ક્રમિક વિકાસને આ પગથિયે તવંગર લોકોજ સમાજમાં શક્તિવાળા છે અને આગેવાની ભોગવે છે. તેઓ બળવાપ્રેમી નથી. તેમનામાંના જે કોઈક એક કાળે બળવાપંથીની પટેલાઇ કરતા હતા તેઓ આજે મોડરેટ પક્ષ-વિનીત, અસહકારપક્ષ, અહિંસાત્મક ક્રાન્તિવાદીઓ વગેરે વગેરે નામ હેઠળ લપાઇ ગયા છે; અને મુઠ્ઠીભર જુવાનિયાઓ ઠેકડા મારે છે. પણ તે તે કેટલે ઉંચે ? આમ સર્વ એળે ગયું.

ઇન્દ્રવરણું !

હિંદના રાજકારણમાં આમવર્ગે પૂર્વે કદિયે પ્રવેશ કર્યો નથી. અસહકારની ચળવળનો પડકાર થતાં તેમણે જવાબ દીધેલો ખરો અને દેશ આખામાં જે ઉછાળો આવેલો તે આ આમવર્ગની જાગૃતિને લીધેજ. પણ આમવર્ગને તેના પોતાના હક ભોગવવાની દૃષ્ટિથી હાક નહોતી મારવામાં આવી—તેમનું આહ્વાન ધર્મને નામે થયેલું. ધર્મવિવશ હિંદી આમવર્ગને ધર્માંધતાને નામે ઉશ્કેરવામાં આવ્યો. તેમને 'અમુક' નક્કી મુદતે સ્વરાજ મળશે એવી આશા અપાઇ અને જાણે 'ઇન્દ્રવરણું' સૌને હાથમાં આવી મળ્યું લાગ્યું ! એ લોકોને માનવીના સિદ્ધ અધિકાર ( Rights of Man ) મળશે એવો દિલાસો દીધા વિના, સ્વરાજ વડે તેમની શી ઉન્નતિ છે ને તેમનું કયું સ્થાન રહેશે

તે કર્યા વિના, તેમના યોગ્ય હક સ્વીકારવાનું કબુલ્યા વિના બુરજ્વાઓએ આમવર્ગને કેવળ ઝનૂનના પાયા પર ઠેકડા મરાવી પરદેશી રાજતંત્ર તોડી પાડવાનો મનસૂબો કરેલો. બની શકે તેટલું અજ્ઞાન લોકોને કુદાવી પરદેશી અમલદારોના હાથમાંથી તંત્ર ઝુંટવી લઈ દેશી અમલ સ્થાપવાની ઇચ્છા રાખેલી. એવા ઉપાયને Sadistic Method કહી શકાય. પૂર્વના દેશોની અભણ જનતા એ પદ્ધતિનું કાર્ય કેટલોક વખત આપે. પણ તે સ્થાયી નથી અને ભવિષ્યમાં એ ભરતી તદ્દન વિરમી જાય છે. જેહાદ-ધર્મયુદ્ધને નામે મુસલમાન કોમે જરા પણ જવાબ ન આપ્યો. અને હિન્દમાં રાજકારણને નામે ધાર્મિક ધમાધમ કરવાનું ઢમઢોલ આજે ફસાઇને ફાટી ગયું છે. એ ધાર્મિક ઝનૂન દ્વારા રાજદ્વારી પ્રકરણને ઉકેલવાના પ્રયાસનું ઝેરી ફળ સમાજ આજે નક્કી ભોગવી રહેલ છે.

## જમાનો ફેરવાયો છે

ધમાલ દોડધામથી કંઇ રાષ્ટ્રીય મુક્તિ નથી મળતી. જાત જાતના સામાજિક અને અર્થશાસ્ત્રીય કારણો ભેગાં થાય ત્યારે જે શક્તિ ઉદ્ભવે છે તેનો ઉપયોગ યોગ્ય પ્રકારે કર્યાથીજ મુક્તિનો પંથ મોકળો થાય છે. આપણે સમજવું ઘટે કે હિંદના રાજકારણની પ્રવૃત્તિને આપણે સમાજવિજ્ઞાન અને અર્થવિજ્ઞાનના પાયા પર ખડી કરવી પડશે. 'સ્વતંત્રતા, સ્વતંત્રતા' એમ બુમો પાડવાથી સ્વતંત્રતા આવતી નથી. 'ક્રાન્તિ ક્રાન્તિ' એવો ઢોલ પીટાવાથી ક્રાન્તિ નથી થતી. મહાત્મા લેનીને સાચુંજ કહ્યું છે કે વિપ્લવ કંઈ 'બનાવી' શકાતો નથી. તે આપ મેળેજ બની આવે છે. હિન્દુ જાતિ Concrete સુચોક્કસ વિચારણા નથી કરી શકતી. તે બધાયનો વિચાર અચોક્કસ અને ગોળગોળ રીતે કરે છે. વિપ્લવવાદ અથવા સ્વાતંત્ર્ય સંપ્રદાયમાં પણ આજ ખામી હતી ને તેથીજ કશું ફળ ન નીપજ્યું. વીસ વરસ પહેલાં બળવાવાદીઓ

પાસે જે કોયડો હતો તેજ આજેય ખડો છે.

બંગાળાના અને સારાય ભારતના વિપ્લવ સંપ્રદાયના અદ્‌ભુત યુગ–રોમાન્ટિક યુગનો અધ્યાય આજે પૂરો થયો છે. આશા રાખી શકાય કે એ જુવાનિયાઓ આનંદમઠ અને દેવી ચૌધરાણીની રોમાન્સો રૂપી તંબુરાને તાલે નાચી સ્વતંત્રતાના શમણાં નહિ જુએ. અનુભવ વડે તેઓ સત્ય સમજશે કે એ જૂનો જમાનો ગયો છે. રસ્તાઓમાં (Barricade fight) ઝપાઝપી, બોમ્બ, છૂપી મંડળીઓ કે ત્રાસનીતિ વગેરે વડે વિપ્લવ કરવાનો જમાનો જગતમાંથી ગયો છે. હિંદમાં અને ખાસ કરીને બંગાળામાં ક્રમિક ઈતિહાસના પગથિયા પેઠે છૂપી મંડળીઓ ઉદ્‌ભવેલી. કદાચ તે વેળા એની જરૂર હતી; કેમકે જાહેર રીતે પ્રવૃત્તિ કરતાં અડચણ આવે તો માણસ છુપી રીતે પ્રયત્ન કરે છે. પણ આજે તો ગુપ્ત મંડળીઓના સંપ્રદાયની બહાર દેશમાં હજારો એવા લોકો છે જેમને હિંદની સ્વતંત્રતામાં શ્રધ્ધા છે. આજે તરૂણોનું કામ એકજ છે–સૌને સ્વતંત્ર્ય મંત્રની દીક્ષા દેવાનું. "વધારેમાં વધારે લોકોનું વધારેમાં વધારે કલ્યાણ કરવું" એજ માનવીનું લક્ષબિન્દુ હોય. એટલા ખાતર જુનાં કુંડાળાં તોડી જાહેર રીતે ઉઘાડ જનતામાં કાર્ય આદરવું જોઈશે.

## શિયામાં કેમ થયું ?

૧૮૫૭ અને ૧૯૧૫ની સાલના પરિણામ ઉપરથી જણાય છે કે રાષ્ટ્રીય પ્રવૃત્તિનું કેન્દ્ર મોટા માણસોના હાથમાંથી નાના માણસો–એટલે કે નીચલા થરોના હાથમાં જવા લાગ્યું છે. ને એટલું સ્પષ્ટ સમજાય છે કે હિન્દનું ભાવી ઘડવાનું આમ પ્રજાના હાથમાંજ રહેલું છે. તેઓ સેંકડે ૯૫ ટકા છે. હિન્દના રહીશોનો મોટો ભાગ Masses (આમ જનતા)માંજ ગણાય છે. પહેલાંજ કહ્યું છે કે શ્રમજીવીજ સ્વાતંત્ર્યપંથ માટે ઉપયોગી વર્ગ છે. આજે તરૂ-

ણોએ તેમનામાં રહીનેજ કામ કરવું જરૂરી છે. તેમને સંઘબદ્ધ કરી તેમનામાં વર્ગભાન પ્રગટાવવું જરૂરી છે. હિન્દના આ સમયના સ્વાતંત્ર્ય પ્રયાસનો ઇતિહાસ રૂશિયાના જેવોજ છે. નેપોલિયનના યુધ્ધ વેળા ૧૮૧૪ની સાલમાં જ્યારે હુમલો કરતું રૂશિયન લશ્કર ફ્રાન્સમાં ગયું, ત્યારે ફ્રેંચોની સાથે સમાગમમાં આવી ઘણાક રૂશિયન અમલદારો સામ્યવાદી બન્યા. તેમણે દેશમાં પાછા ફરી ચળવળ શરૂ કરી. રૂશિયન ઝારની વિરૂધ્ધમાં સૌથી પહેલવહેલી ચળવળ તે એજ. તે પછી એમાંથી છૂપી મંડળી ઉભી થઈ, અને ઈ. સ. ૧૮૨૨માં તે પકડાઈ ગઈ. એનું નામ December Revolution. તે વખતથી માંડી રૂશિયન જુવાનિયાઓ અવારનવાર છૂપી મંડળીઓ રચતા અને પોલીસ તેને તોડી નાંખતી. છેવટે તેમને ભાન થયું કે કેવળ વિદ્યાર્થીઓ અને બાબુઓ વડે ક્રાન્તિ નહિ થાય. રૂશિયા ખેતીપ્રધાન દેશ છે તેથી 'મૂઝિકો'–ખેડુતોને આપણી પ્રવૃત્તિમાં ભેળવવા પડશે. ત્યારે એ દિવ્ય જ્ઞાન મળ્યાથી જુવાનિયાઓએ વિદ્યાર્થીઓએ ખેડુતોમાં પ્રચાર માટે જવા માંડયું. પણ મૂઝિકો તેમનું કહ્યું સાંભળેજ નહિ. કેમકે તેઓ મૂઝિકો પાસે ગયેલા, પણ તેમનું માનસ ખેડુતનું નહોતું, તેઓ ખેડુતને સમજી નહોતા શકતા. હિંદમાં આજકાલ જેમ બાબુસાહેબો શ્રમજીવીઓનું મુરબ્બીપણું કરે છે તે રીતે તેઓ પણ ખેડુતો પર પટેલાઈ કરતા. છેવટે અથડાઈ કુટાઇ ઠોકર ખાઈ અનુભવ મેળવી ખેડુતનું માનસ સમજીને હજારો જુવાનો ફરી મૂઝિકોમાં કામ કરવા ગયા. ત્યારે ખેડુતોનો તેમના પર વિશ્વાસ બેઠો. પછી આ કામકાજને અંગે જે મંડળો સ્થપાયાં તે પણ ક્રાન્તિને વખતે જોઇએ તેવું કામ ન કરી શકયા; કેમકે સાચા રાજકારણમાં ખેડુતનું સ્થાન શું છે તે તેઓ વીસરી ગયા. છેવટે લેનીનની સરદારી હેઠળ Mass Party શ્રમજીવી મંડળ સ્થપાયું. તેણે એ અવ્યવસ્થિત આદર્શને હડસેલી કાઢી સ્વચ્છ

શાસનતંત્ર નિપજાવી લીધું.

### આપણો કોયડો

બંગાળાના સ્વાતંત્ર્યવાદીઓ સમક્ષ એક કોયડો ઉભો છે. તેઓ જૂના રાગડા તાણશે કે નવે આદર્શે કામ કરશે? અલબત્ત, એટલું કબુલવું જોઈશે કે બંગાળામાં વિપ્લવવાદ જુવાનિયા લોકોને માટે સામાજિક વારસા જેવો Social Heredity જેવો થઇ પડયો છે. એ ભાવના કેવળ ટાળી દેવાનું કોઈથી નહિ બને. વળી જેટલા દિવસ રાજસત્તામાં ત્રાસનીતિ રહેશે તેટલા દિવસ ક્ષુબ્ધ અને દુઃખી પ્રજાશક્તિ ત્રાસનીતિથીજ જવાબ વાળે એ વાત પણ અનિવાર્યજ રહેવાની.

પણ વાત એ છે કે ૧૯૧૫ના ઇતિહાસમાંથી આપણે કંઈ શીખ લઇશું કે નહિ? હિંદનો આદર્શ તો સ્વતંત્રતાનો છે. કોને એ નથી જોઇતી? પણ સ્વતંત્રતાને માટે મોંઘું મૂલ આપવું પડે છે. એ ઇચ્છેલી વસ્તુને કેવી રીતે મેળવવી તે આપણો કોયડો છે. એ આકાંક્ષા પૂર્ણ કરવા માટે આપણે નવા આદર્શો ગ્રહણ કરવા પડશે અને તે મુજબ કામ કરવું પડશે. હિંદને છેલ્લો આશરો એની અફાટ જનતા છે. આજે આપણું કર્તવ્ય તેને સંગઠિત કરવાનું છે. હિંદના આ મુંગા, અભણ, લુંટાયલા, દુઃખી પ્રજાવર્ગને જગાડવો પડશે. તેને તેના હકની વાત સમજાવવી પડશે. એમની સામાજિક અને આર્થિક જરૂરતો પૂરી કરવી જોઇશે, તેમનામાં વર્ગભાન પ્રગટાવવું જોઈશે ને તેમને સમજાવવું જોઇશે કે સ્વરાજ તેમનેજ ખાતર છે.

આમવર્ગ કંઇ બાબુસાહેબોને માટે પ્રાણ ન આપે. ધાર્મિક ઝનૂનના ઠેકડા કંઇ કાયમ ન ટકે. આમવર્ગની સહાનુભૂતિ મેળવવી હોય તો તેમનો સ્વાર્થ જોવો પડશે. હિન્દની અફાટ જનતાના નીચલા થરો અત્યંત પ્રાચીન કાળથી માનવીના સમસ્ત અધિકારોથી

વિમુખ બનેલા છે. તેઓ ગુલામીના અપાર બંધનોથી જકડાયલા છે ને તેથીજ સૌ પોતપોતાના સ્વાર્થ કૂટયા કરે છે. એકતાનું જ્ઞાન કયાંથી થાય, ખાસ કરીને હિન્દુ સમાજમાં, જ્યાં 'બાર જાત ને તેર ચૂલા' હોય ત્યાં ? જે સમાજમાં એકને બીજા સાથે ભળવા હળવાની વાત નથી, ત્યાં એકજાતીયતાનો ભાવ પ્રગટે કયાંથી ?

હિંદની સ્વતંત્રતા એટલે હિન્દીનો ઈંગ્રેજો સાથે ટંટો ને તેમને કોઈ પણ રીતે વહાણમાં બેસાડી વિદાય કરવાની વાત. એ અર્થ ભૂલવો જોઇશે. વીસ વીસ સદીઓનો એ કોયડો છે–લુંટનારા અને લુંટાતા વર્ગના ટંટાની આ મીમાંસા ! હિંદીઓનો મોટો ભાગ લુંટાતો વર્ગ છે. ઈંગ્રેજ બુરજ્વાઓ તેને લુંટે છે, ને આ લુંટનીતિમાં દેશી અમીર વર્ગ ને તવંગરો ભળી જાય; પણ તે જાળને છિન્નભિન્ન કરી નાંખી કેવી રીતે હિન્દીને મુક્ત કરવો એજ આપણી સમસ્યા છે. બધી જાતની ગુલામીઓનું મૂળ તો એકજ છે–માત્ર સ્વરૂપ જુદાં છે. આપણે માત્ર એકજ જાતની ગુલામીનો સામનો કરીયે એ ન ચાલે. હિન્દની સ્વતંત્રતા માટેના પ્રયાસમાંની આડખીલી આર્થિક વિપ્લવ વડેજ જવાની છે. જ્યાં સુધી હિંદી સમાજ આર્થિક સામ્ય ઉપર ન રચાય, ત્યાં સુધી સાચું સામ્ય નહિ પ્રગટે. હિંદ એ જાતના સામ્યનો અભાવ આજે કેટલાય વરસથી ભોગવી રહ્યું છે ને તેથીજ એ કાયમ પરતંત્ર છે. તરૂણ હિંદે આ રોગનેજ ટાળવાનો પ્રયાસ કરવો જોઇએ. પરદેશી અમલ સાથે લઢી ઝગડી તેને સ્થાને દેશી 'અમલ' ગોઠવવાથી કંઇ રોગનું નિવારણ થવાનું નથી. ધર્મ દ્વારા સમાજમાં સામ્ય સ્થાપવાનો પ્રયાસ નિષ્ફળ ગયો છે. બૌદ્ધ ધર્મે અને ઈસ્લામે એ પ્રયાસ કરેલો. પણ આર્થિક સામ્યને અભાવે એ ધર્મના લોકોમાં પણ ભેદભાવ અને ગડબડ ઉઠયાં છે. તેથીજ આજે દુનિયામાં હાક પડી છે કે (Economic Democracy) આર્થિક પ્રજાતંત્ર દ્વારા સમાજમાં

સામ્ય પ્રગટાવવું પડશે. ઇંગ્લાંડના (Fabian Sydney Webb) વેબ સાહેબથી માંડીને બોલ્શેવિક લેનીન સુધી સૌ આજ વાત ટીપી ટીપીને કહી રહ્યા છે.

## હિન્દુની ઉણપો

આપણામાં–ખાસ કરી હિન્દુમાં સહકાર શક્તિ અને સમષ્ટિ ભાવ (Collective Spirit) બહુ ઓછાં છે. હિન્દુમાં કોઇ કાળે એ નહોતાં. તેથી સંખ્યામાં પુષ્કળ હોવા છતાં હંમેશ એ નાનકડી પણ સંગઠિત શક્તિ સામે પરાજય પામે છે. અને મુસ્લીમ સમાજ સામ્યવાદ પર સ્થાપન થયેલો છતાં હાલમાં અર્થશાસ્ત્રીય કારણોને અંગે છિન્નભિન્ન થયો છે અને તેમનામાં મતભેદ ઉભા થયા છે. મુસ્લીમ આમવર્ગ ધનવાનોના પગ તળે કચડાય છે.

હિન્દુઓ હંમેશ માંહોમાંહે કપાઇ મર્યા છે અને એ રોગ ટળ્યાનું હજુ કશુંય ચિહ્ન દેખાતું નથી. આ બધાં કારણે હિન્દુસ્તાન દેશ ધીમે ધીમે અહિન્દુપ્રધાન થતો ચાલ્યો છે. હિન્દુના આ રોગનું ઓસડ જડયું નથી. અરે, જે વિપ્લવીઓ દેશને સ્વતંત્ર કરવા બહાર પડેલા તેમણે મૃત્યુને પંથે સંચરતાં પણ પક્ષાપક્ષી કરેલી! એટલા માટે આપણે દરેક રીતે હિંદીઓમાં સહકાર શક્તિ પ્રગટાવવી પડશે. સમાજમાં (Collectivity) સમષ્ટિભાવ આણવો જોઇશે. સમાજમાં જાતજાતના સહકારના પ્રસંગો ઉભા કરવાથી એ શક્તિ ખીલવી શકાય.

## એ રીત ખોટી

ધર્મને નામે લોકોને ઠેકડા મરાવવાથી હિંદની મુક્તિ નથી મળવાની. ઉલટું એનું પરિણામ અતિ ભીષણ આવશે. અત્યારે તો પ્રત્યક્ષ જોઇ શકાય છે. ૧૯૧૫ના પ્રયાસની નિષ્ફળતાને લીધે પણ વિષાદ છવાયો છે. ૧૯૧૫ની સાલમાં યતીન્દ્રનાથ મુખોર્જી

પાખ્યાય અને તેના સાથીઓ કંઇ નહિ તો થોડા વખત માટે પણ હિન્દની થોડી ધરતી-એકાદ નાનકડો ભાગ પણ હથિયારબળ વડે પોતાને કબજે કરી રાખી શકયા હોત, તો પણ રાજકીય ક્ષેત્રમાં આટલો વિષાદ ન છવાત, અને સ્વરાજ મેળવવા માટે ધર્મની ધાંધલ ન કરવી પડત. અધઃપતન પામેલી જાતિઓ જ્યારે પોતાની શૃંખલાઓ ખસેડવાનો કંઈ ઉપાય નથી જોતી, ત્યારે ધર્મના ભભકા ભર્યાં નામ હેઠળ તે આત્મવંચના કરે છે. દાખલા તરીકે પ્રાચીન કાળમાંની યાહુદી જાતિઓ અને ગ્રીસમાંનો સ્ટોઇક પંથ અથવા તે પછીના ખ્રીસ્તીઓ વગેરે. કોઇ પણ જાતની શક્તિનું માપ એ પરથી નથી મળતું. ઈ. સ. ૧૯૧૯માં શ્રીયુત મહેન્દ્રપ્રતાપને મહાત્મા લેનીને કહેલું: અમારા દેશમાં ટોલસ્ટોય વગેરેએ ધર્મનો પ્રચાર કરી દેશને મુક્ત કરવા યત્ન કરેલો પણ તેનું ફળ કંઇ ન મળ્યું. હિંદમાં ફરી જઇને તમે વર્ગઝગડો (Class Struggle) ઉભો કરો ને ફેલાવો, એટલે મુક્તિનો રસ્તો મોકળો થશે.

વાત સાચી છે. હિંદના મોટા ભાગના લોકો જે આમવર્ગ કહેવાય, તેમનામાં રહેલી સુષુપ્ત શક્તિને સંઘબળથી પ્રગટાવી સ્વતંત્રતા માટે ડગલે ડગલે પ્રયાસ કરવો જોઇએ. એથી સમાજમાં જે નવું તેજ પ્રગટશે તે વડે હિન્દનો માર્ગ ખુલ્લો થશે.

### આ[illegible] કામ

ક્રાન્તિની બૂમો પાડવાથી સ્વતંત્રતા નથી મળતી. પહેલાં તો પોતાના મનમાંજ વિપ્લવ ઘટાવવો પડે છે. પહેલાં વિચાર-ક્ષેત્રમાં વિપ્લવ પ્રગટાવવો પડે. ત્યારેજ સમાજમાં અને આર્થિક ક્ષેત્રમાં ક્રાન્તિ પ્રગટી શકે. હિન્દમાં સ્વતંત્રતાનો જે જૂનો આદર્શ છે તે બદલી નાંખવો જોઇએ. સ્વતંત્રતાવાદને 'હિન્દુત્વ' અને 'ઇસ્લામીત્વ' ના કુંડાળાની બહાર લઈ જવો જોઇએ. દેશના રાજકારણમાં કોઇ અપૂર્વ ચિંતનશીલ વ્યક્તિની જરૂર છે. બધાય દેશોમાં

રાષ્ટ્રીય ઉત્થાન થતાં પહેલાં કોઈ પ્રખર વિચારસરણી પ્રગટે છે. ભાવપ્રદેશમાં ઘોર પરિવર્તન થાય છે. આ માનસ પરિવર્તનનો છેલ્લો પલટો રાજકારણમાં આવિર્ભાવ પામે છે. આપણા સ્વાતંત્ર્ય-પંથ પાસે કશી નવી ફીલસુફી નથી, કશું સ્વતંત્ર વિચારબળ નથી. માત્ર એક વાત છે "પકડો ને મારો!" આપણું કર્તવ્ય ભારતને નવેસર ઘડવાનું છે. નવો વિશ્વદર્શી (World–view) આદર્શ ગ્રહણ કરવો પડશે; નવું વિચારબળ પ્રગટાવવું પડશે.

અલબત્ત, આદર્શને અંગે મતભેદ ને પક્ષાપક્ષી થશેજ. એ તો અનિવાર્ય છે. પણ એ વડે તો વિચારબળ વધારે સ્વચ્છ ને સ્પષ્ટ થવું જોઇએ. આપણને Concrete વિચારબળની જરૂર છે. શું જોઇએ છે, શા માટે જોઇએ છે, કોને માટે જોઇએ છે—એ કોયડાઓ ઉકેલીને કામ કરવું પડશે. જેઓ ગમે તે રીતે લોકોને કુદાવી ઉછાળીને ઇંગ્રેજને જહાંજમાં બેસાડી દેવા માંગે છે, તેઓ પોતાનો માર્ગ સમજતા ભલે હોય. પણ જેઓ ભારતના જન સાધારણની મુક્તિ વાંછે છે તેમણે તો નવો આદર્શ ગ્રહણ કરવોજ જોઇશે. જગતનો શ્રમજીવી સંપ્રદાય પૂર્વ તરફના મહાદેશોના આમવર્ગની વિચારસરણી અને કાર્યતત્પરતા તરફ તરસી નજરે જોઈ રહ્યો છે. તે આશા રાખે છે કે પૂર્વના આમવર્ગની મુક્તિ થતાં પાશ્ચાત્ય આમવર્ગની મુક્તિ વિષે પણ શ્રદ્ધા પ્રગટશે. એટલાજ ખાતર આજે જગત આખાનો મજુર વર્ગ બન્ધુતાને સૂત્રે સંધાવા ઇચ્છે છે.

હિન્દના ઉત્થાન કાજે આમવર્ગને જાગ્રત કરવા સિવાય બીજો ઉપાય નથી. ચિંતનશીલ રાજપુરૂષો આ વાત કબુલશે, પણ એક બાજુ સરકારનો ત્રાસ Red Terror અને બીજી બાજુ તવંગર વર્ગનો જુલમ White Terror, એ બેની વચ્ચે સત્ય પ્રગટી નથી શકતું. તો પણ પ્રજા સમક્ષ સત્ય વાત કહેવીજ જોઇશે. ભારતના જુવાનોએ એ નવીન વાણીના દૂત થવું પડશે. તેમના

સમક્ષ એ કામ પડ્યું છે. નવી ભાવનાએ પ્રફુલ્લ બનવાનો તેમનો અધિકાર છે. પણ તેમણે Declassed થવું પડશે, વર્ગ-મુક્ત થવું જોઇશે! આમવર્ગની પીઠે ચઢી તેના પર મુરબ્બીપણું કરવાથી તેઓ એ વાત નહિ સાંભળે. તેમની સાથે કામ કરવું હોય તો તેમની વિચારસરણી સમજવી જોઇશે; અને તવંગરનું ક્ષુદ્ર માનસ તજવું જોઇશે. અર્થાત કેવી રીતે મોટાઈ મળે-નામીચા થવાય અને આગેવાન બનાય એ મનોવૃત્તિ તજવી પડશે. બંગાળી જુવાનોનો આજ એક ખાસ અવગુણ છે.

હિન્દીઓની મુક્તિ તેમના પોતાના ઉપરજ નિર્ભર છે. પરદેશીઓ કદિ તેમને મુક્ત ન કરી શકે. કાબુલથી યુરોપ અને અમેરિકા ઉપર એક સીધી લીટી ટોકીયો સુધી દોરવામાં આવે તો તેમાં જેટલા મોટા મોટા દેશ આવે છે, તે બધાયની પાસે વિપ્લવીઓએ પોતાના કામમાં મદદ માંગવા :માટે જુદે જુદે વખતે યાચના કરેલી. પણ કશું વળ્યું નહિ. એ ભૂલભૂલામણીમાં હવે ભમવું શાને ? આત્મશક્તિ પર અવલંબવું એજ માત્ર એક ઉપાય છે.

દેશના કચડાયલા વર્ગોની ઉન્નતિ કરવા તેમનાં મંડળો સ્થાપવાં જોઇશે. જાતજાતની સહકારી સંસ્થાઓ ચોમેર ઝમાવી તેમની આર્થિક ઉન્નતિ કરવી જોઇશે. ખેડુતોના જમીનને લગતા સવાલો ઉકેલવા પડશે. આથવર્ગના હિત અને હક જાળવવા તેમને રાજદ્વારી દષ્ટિબિંદુથી સંગઠિત કરવા પડશે, અને તેમને સામ્યવાદનો આદર્શ સમજાવવો પડશે. તેમને ગળે ઉતારવું પડશે કે સ્વરાજ તેમનેજ ખાતર છે. ત્યારેજ તેઓ સ્વરાજને ખાતર સર્વસ્વ તજી શકશે અને 'મુક્તિ' પણ તે વેળાજ નિકટ આવી લાગશે.

સમાપ્ત

# હિંદી—જર્મન મીશન

લખનાર

રાજા મહેન્દ્રપ્રતાપ

## મારી પિછાન

મહાયુદ્ધ જાગ્યું ત્યારે હું ૨૮ વરસનો હતો. રૂશિયાએ જર્મનીને કરેલા પડકારની વાત ઈંગ્રેજી છાપાઓમાં છપાયલી મેં આગગાડીમાં બેઠાં બેઠાં વાંચી. તે વેળા ઓગસ્ટ મહિનો શરૂ થતો હતો. દહેરાદુનના મસૂરી હીલ સ્ટેશન પરથી હું નીચે ઉતરતો હતો. પાંચ વરસ પર મેં વૃંદાવનમાં સ્થાપેલા છોકરા છોકરીના ઉદ્યોગવિદ્યાલયના વાર્ષિક સમારંભ માટે મારે વૃંદાવન જવાનું હતું.

એ વિદ્યાલય મેં હાથરસના જમીનદાર રાજા ઘનશ્યામસિંહના દત્તક પુત્ર તરીકે પહેલવહેલુંજ શરૂ કરેલું. મારા પૂર્વજો બ્રિટીશ અમલ શરૂ થતા પહેલાં સ્વતંત્ર રાજા તરીકે રાજ કરતા હતા. જે વિદ્યાલય મેં સ્થાપેલું ને જેને મેં પ્રેમ મહાવિદ્યાલય—Great School of Love નું નામ આપેલું, તેને માટે મારા પાંચ ગામોની આવક લગભગ ૫૨૫૦૦ રૂપિયા, અને મારી ખાનગી મિલ્કતમાંથી

અડધાથીયે વધુ ભાગ મેં આપી દીધેલાં. વૃંદાવનમાં મારા પૂર્વજોની જે ભવ્ય ઇમારત હતી તે પણ મેં વિદ્યાલય માટે આપી દીધેલી. તે ઈમારત આપી દીધા પછી હું, મારી પત્ની અને નાનાં બાળકો સમેત દહેરાદુનના શિખરો પર રહેતો. હિંદમાં ઠંડી હવા માટે જે થોડાં સુંદર સ્થાનો છે તેમાં દહેરાદુન ખૂબ રમણીય ગણાય.

યુદ્ધ પોકારાયું

તે વેળા ઉનાળામાં મેં ગાડીમાં બેઠાં બેઠાં મહાયુદ્ધની જે ખબર અકસ્માત વાંચી તેનાથી મને અજાયબી થઇ. મારી સાથે મારો એક હિંદી મિત્ર મુસાફરીમાં હતો. તેની સાથે મારે ભારે કડક વાદવિવાદ થયો. અમે એ વિષય પર ખૂબ ચર્ચા ચલાવી. મારા મિત્રને એ ખબર કંઈ મહત્વની ન લાગી. પણ એ અચાનક આવેલા સમાચારે મારા અંતરમાં ખળખળાટ મચાવી મૂકયો. મારૂં મન ખૂબ અસ્વસ્થ બન્યું. મને લાગ્યું કે કદાચ આ લઢાઈ દુનિયા આખીને ફેરવી નાંખશે, દુનિયાનો નકશો ફરીથી રચશે. ફરી ફરીને એ વિચાર મારા મનમાં ઘોળાયા કરવા લાગ્યો. 'જર્મનીએ યુદ્ધ જાહેર કર્યું' એ વાતે મારા અંતરમાં વિલક્ષણ અસરો નીપજાવી. મારા આંતર ચક્ષુ સમક્ષ જાણે ભાવિના પડદાઓ ઉકલી જવા લાગ્યા—ભવિષ્યમાં બનનારી અનેક વાતો સ્પષ્ટ રૂપે દેખાતી જણાઈ. મને કંઈક નવોજ વિચાર આવ્યો. હું મનમાં બોલી પડયોઃ કદાચ હુંયે રણ-ક્ષેત્ર પર જઇશ.

એવા આકસ્મિક સમાચાર વડે મારે એકદમ ભાવનાવશ બની જવું ન ઘટે, એમ પેલા મિત્રે મને બહુ બહુ ઉપદેશ આપ્યો. પણ તેની વાત મારે ગળે ન ઉતરી. મને મારો અંતરાત્મા વારંવાર કહ્યા કરતોઃ આ યુદ્ધ દુનિયાને ઉલટપાલટ કરી નાંખશે. અને અમે વૃંદાવન પહોંચ્યા ન પ્હોંચ્યા, ત્યાં તો આગ્રાથી એક છાની વાત

મારે કાને આવી પડી, કે વિલાયત પણ આ યુદ્ધમાં પડશે. એ વાત તદ્દન નક્કીજ છે.

'હું જાઉં ?'

ને બીજેજ દિવસે એ 'છાની' સાંભળેલી વાત જાહેર રીતે છાપાંઓમાં પ્રગટ થઇ. એ વાત પ્રગટ થતાંજ મારૂં અંતર ખૂબ ઉછળવા લાગ્યું. મને દરેક વસ્તુ હવે શક્ય લાગવા માંડી. હિંદ પણ પોતાની ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવશે એમ મને લાગ્યા વિના ન રહ્યું. ખુદ રણક્ષેત્ર પરજ જઈને ઉભા રહેવાનો મેં ઠરાવ કર્યો. મેં મારા જીવજાન દોસ્તોને અને સગાંવહાલાંને એ વાત કહી પણ દીધી.

એ લાંબી મુસાફરીની મેં બધી તૈયારી કરી. મારૂં છાપું ચાલે અને તુરતમાંજ સ્થાપેલ 'સર્વન્ટ્સ ઓફ ધી પાવરલેસ'ની સંસ્થા પણ રીતસર નભે એવો બંદોબસ્ત કર્યો. મારી ગેરહાજરીમાં મારી મિલ્કતની તજવીજ બરાબર રહે એ ગોઠવણ પણ કરી. એ બધું કરતાં ઘણી વાર લાગી. તેથી ૧૯૧૪ની સાલ બેસતાં પહેલાં હું ગૃહત્યાગ કરી ન શક્યો.

તે અંધારી રાત્રે મારી વહાલી સહચરીને અને મારાં બે બાળકોને દહેરાદુનમાં તજી દૂર દૂર યુરોપ જતાં મારૂં અંતર ચીરાઇ જતું હતું. પણ છેવટે જવુંજ, એવો મેં નિશ્ચય કર્યો. જવુંજ એ મારો ધર્મ હતો. મારૂં અંતર વારંવાર કહ્યા કરતું કે, "તું આનેજ ખાતર જન્મ્યો છે."

મુંબઈ જતાં ત્યાં મારે બહુ ખોટી થવું પડયું, કેમકે મારી પાસે બ્રિટિશ પાસપોર્ટ–પરવાનો ન હતો. પહેલાં તો ઇટાલિયન સ્ટીમર મારફત સફર કરવાનો મારો મનસૂબો હતો. પણ તેમાંય પરવાના સિવાય બોટ પર પગ કોણ મૂકવા દે? છેવટે બીજીજ એક બોટ મારફત વગર પરવાનેજ યુરોપ જવાનું મેં ઠરાવ્યું. તે વેળા

મારો મિત્ર હરિશ્ચંદ્ર પણ મારા ખાનગી કારભારી તરીકે મારી સાથેજ હતો–અલબત્ત પરવાના વિનાજ, એ કહેવાની જરૂર નથી. મેં ૬૦૦૦ રૂપિયાની નોટો સાથે રાખેલી. ઉપરાંત બીજા કંઇ વત્તા ઓછા પૈસા જોઇએ તો તે યુરોપમાંથીજ મળી રહે એવી વ્યવસ્થા પહેલેથીજ કરેલી હતી.

## સુએઝ નહેર

સુએઝની નહેરમાંથી અમે પસાર થતા હતા તે વેળા આવતા મહાયુદ્ધની આગલી તૈયારીઓની નિશાની ઠેર ઠેર અમને દેખાઇ. દરેક ઠેકાણે ખાઇઓ ખોદેલી હતી. સો સો વારને આંતરે તોપખાનાં ગોઠવેલાં. નહેરના બંને કિનારા પર દૂર દૂર સુધી લશ્કરી છાવણીઓ. ઇસ્માઇલીયા પહોંચતાં ઘણાક ઘવાયલા સિપાઇઓ સાથે અમારે મેળાપ થયો. તેમાંના કેટલાક દકખણના રહીશ હતા અને ફ્રાન્સની રણભૂમિ પર લઢતાં નકામા થયાથી સ્વદેશ પાછા ફરતા હતા.

માલ્ટામાં એક રાત રહી અમે ભૂમધ્ય સમુદ્ર ઓળંગ્યો. પછી માર્શેલ્સ બંદરે આવી પહોંચ્યા. મેં મારી આગલી મુસાફરીઓમાં ત્રણ વાર માર્શેલ્સ જોયું હતું. બંદર પર ને શહેરમાં જ્યાં ત્યાં હિંદી સિપાઇઓ જ નજરે પડતા. તેમાંના કેટલાકને આ લઢાઈ એક નવાઇની ગમ્મત જેવી લાગતી હતી. પણ ઘણા તો યુરોપની એ ભયંકર ઠંડી અને સખત વરસતા હીમને લીધે ખૂબ કાયર કાયર થઇ ગયા હતા.

## તેડું આવ્યું

ફ્રાન્સમાંથી સ્વીટ્ઝરલાંડ જવાની રજા મળતાંજ અમે જીનીવાનો રસ્તો પકડયો. ને ત્યાં જતાં 'હોટલ ડી એંગ્લેર'માં ઉતરવાની ને રહેવાની ગોઠવણ કરી લીધી. હોટલ સામેજ એક સરોવર

હતું, તેને લીધે રહેઠાણ ખૂબ સરસ ને રમણીય બન્યું હતું. વાંચનાલયમાં યુરોપના બધાજ દેશોનાં છાપાં આવતાં. એ છાપાંઓમાં લઢાઇને લગતી આવતી ખબરોમાં લગભગ એકસરખાપણું જોઇને મને બહુ નવાઈ લાગી. કેમકે હિંદમાં હતો ત્યારે મને લાગેલું કે લઢતા દેશોની ખાસ ખાસ ખબરો સરકારના અંકુશને લીધે હિન્દમાં પ્રગટ થતી નહિ હોય, અને તટસ્થ દેશોના છાપાંઓમાંથી તે આપણને સારી પેઠે જાણવા મળશે; પણ બંને તરફના છાપાં વાંચતા મને કંઇ ફેર માલુમ ન પડયો.

તે પછી થોડે દિવસે અકસ્માત જર્મનીથી એક હિંદી સજ્જન મારી મુલાકાતે આવ્યા. તેમણે મને કહ્યું કે "જર્મનીમાં આવવાની તમારી ઇચ્છા પાર પાડી શકાશે. હું તેની ગોઠવણ કરી આપું, પણ ત્યાં આવીને હિન્દુસ્તાન દેશ માટે કંઇક કામ કરવું જોઇએ–એ હેતુથી જ ત્યાં જવાનું. તમે ત્યાં આવો તેના વડે હિંદના હિતમાં કંઈ ફાયદો થવોજ જોઇએ."

મેં કહ્યું: કબુલ, પણ મને જર્મનીમાં ખુદ કયસર બાદશાહ સાથે મેળાપ થવો જોઇએ. તે થાય એમ હોય તો જ હું આવું.

પણ આ વાત કંઈ જીનીવાના જર્મન એલચીના હાથમાં નહોતી. ખુદ કયસરની મુલાકાત કરાવી આપવી એ કોઇથી ય બને તેવું નહોતું. છતાં પેલા હિંદીએ એ બાબતમાં તુરત બર્લિન તાર કર્યો અને વાટાઘાટ શરૂ કરી. દરમ્યાન હું રોમ ગયો. હું ત્યાં હતો તે ગાળામાં જ "તમે આવો, તમારી ઇચ્છા મુજબ બન્દોબસ્ત થયો છે," એવો તાર મને ત્યાં આવી મળ્યો; અને તેજ વેળા બર્લિનથી એક હિંદી દેશભક્ત મને લેવા માટેજ જીનીવા આવી લાગ્યો.

## જર્મનીમાં આગમન

ફેબ્રુવારીને એક મંગળ પ્રભાતે એ નવા હિંદી દોસ્ત સાથે મેં ફ્રાન્સની સરહદ ઓળંગીને જર્મનીમાં પગલાં માંડયા.

મારો મંત્રી હરિશ્ચંદ્ર તો જીનીવેજ રહ્યો; કેમકે ત્યાં તેને એક યુરોપી સંસ્કૃતજ્ઞ પંડિત સાથે મેળાપ થતાં એવી દોસ્તી જામી પડી કે તે તજીને બર્લિન આવવામાં તેને કંઈક મઝા જેવું ન લાગ્યું. હું જર્મન સરહદ પર આવ્યો ત્યારે એક જર્મન અમલદાર પરવાનો તપાસવા માટે અમારા ડબ્બામાં પેઠો. મારા મિત્રે તેના કાનમાં કંઇક ફુંક મારતાંજ તેણે અમને બંનેને ભારે નમનતાઈથી લળીને સલામ કરી અને પછી ચાલ્યો ગયો. જર્મનીમાંની મારી મુસાફરી દરમ્યાન લઢાઇની ચોકખી તૈયારી ક્યાંય મને નજરે ન પડી. માત્ર દરેક સ્ટેશને લશ્કરી સિપાઇઓ નજરે પડયા કરતા હતા. મારી તબીયતને એ મુસાફરી ઠીક માફક આવી.

મને મારી તબીયત વિષે કશો ભો નહોતો એ ખરૂં, પણ મારા મનમાં તો બીજો ભારે ખળભળાટ થઈ રહ્યો હતો, અને તેથી હું મારી નચિંતાઈ ખોઈ બેઠો હતો. હવે પછી શું થશે એ વિચારમાં હું ખૂબજ મશગુલ બન્યો હતો. હિંદના કલ્યાણ ખાતર જર્મન સરકાર કંઇક યોજના હાથ ધરે, કામ શરૂ કરે તોજ જર્મનીમાં રહેવું ઠીક છે, સાર્થક છે એમ મને લાગ્યું; ને મેં એ પ્રમાણે મનમાં નિશ્ચય પણ કરી લીધો. જર્મન સરકાર જો તેવી કશી મરજી ન બતાવે તો તરતજ એ દેશ તજી નીકળવું એવું પણ મેં નક્કી કર્યું હતું. આગળ ઉપર પનામાની નહેર અને સાન ફ્રાન્સિસ્કો તરફ જવાનો મારો મનસૂબો હતો.

મારા હિંદી મિત્રે બર્લિનના કોન્ટીનેન્ટલ હોટલમાં મારા ઉતરવાની સરસ ગોઠવણ કરી દીધી હતી. તે સ્થળે જતાંજ બૅરન વેસન ડૉક અને જનરલ સ્ટાફમાંના એક બે મોટા અમલદારો મને મળવા આવ્યા. એ ગાળામાં ખુદ કયસર બાદશાહ તો યુદ્ધક્ષેત્રમાં સરહદ પર હતા. તેજ હોટલમાં સર રોજર કેસમેન્ટ (આયરલાંડવાળા) પરોણા–મિત્ર તરીકે મારી સાથેજ હતા. એ રોજર કેસમેન્ટ-

નેજ પાછળથી બ્રિટીશ સરકારે ફાંસીએ ચઢાવેલા.

કયસરની મુલાકાત

બે અઠવાડીયા કેડે કયસર બર્લિન પાછા ફર્યા તે વેળા તેણે ટાયર-ગરટન આગળ આવેલા બેલે વ્યુ નામના મહેલમાં મારી ખાસ મુલાકાત લીધી. હોટલમાંથી મહેલમાં લઈ જતાં પૂર્વે મારી પાસે એક પૂર્વના રાજકારણનો અભ્યાસી, મુત્સદ્દી અને પરદેશ ખાતામાંનો એક અમલદાર એમ બે જણા આવી ગયેલા. તેઓ મને ખાસ સરકારી મોટરમાં બેસાડી મહેલમાં લઈ ગયા. મહેલમાં હું દાખલ થતો હતો તે વેળા પેલો સરકારી અમલદાર ત્યાંના એક મોટા અરીસા આગળ એક મિનિટ ઉભો રહ્યો અને પોતાની મૂછોને બંને હાથે વળ દીધો! જાણે કયસર બાદશાહનું અનુકરણ કરતો હોયને! એ જોઈ મારૂં મ્હોં મલકચા સિવાય ન રહ્યું!

એ પછી અમે એક ભારે ભવ્ય ને રઢિયાળા દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તે સ્થળે કયસર બાદશાહ પોતેજ લશ્કરી પોશાક પહેરીને ઉભા હતા. તેની મુખમુદ્રા પર સારી પેઠે અભિમાન છવાયલું દેખાતું. તેની એ ભૂરી શી આંખો ભારે પાણીદાર દેખાતી. બીજાનું હૃદય તત્કાળ પામી જવાની અદ્દભુત શકિત એ આંખોમાં હોય એમ દેખાતું હતું. અમે અંદર જતાંજ તે સહેજ આગળ આવ્યા, અને હસતાં હસતાં મારી સાથે હાથ હલાવ્યા. ઇંગ્રેજી ભાષામાં તેમની સાથે મારી ઓળખ કરી આપવામાં આવી. તરતજ કયસરે પણ મારી સાથે ઇંગ્રેજીમાંજ વાત કરવા માંડી. તે ઇંગ્રેજીમાં બોલે, પણ તેના ઉચ્ચારો સ્પષ્ટ રીતે પરદેશી જેવા લાગી આવતા હતા. ને છતાં તે જાણી જોઇનેજ આ પદ્ધતિથી બોલે છે, એમ મને લાગ્યા વિના ન રહ્યું. એ તો ઇંગ્રેજની ભાષા-તેના દુશ્મનની ભાષા! એ વાત જાણે શબ્દેશબ્દમાં ઉચ્ચારે ઉચ્ચારે તે મારી આગળ ટીપી ટીપીને બતાવે છે, એમ મને લાગ્યું. અમારી વાતચીત

ઉભાં ઉભાં જ થઇ. તે વેળા અમે હિન્દુસ્તાનની પરિસ્થિતિ વિષે જ વાતચીત કરી. તેણે હિન્દ વિષે ખૂબ ઝીણવટથી જ્ઞાન મેળવ્યું છે. એમ મને લાગ્યું.

## કયસર વહેમી છે?

કયસરે મને કહ્યું: મહેન્દ્ર પ્રતાપ! આ વરસની આખરે હિન્દમાંથી ઇંગ્રેજ રાજ ઉખડી જશે એવી વાતો હિન્દના લોકોમાં ચાલતી કહેવાય છે, એ ખરૂં છે કે? હિન્દમાંની ઇંગ્રેજની હકુમત આ વરસે ખલાસ થશે એવું કોઈએ ભવિષ્ય ભાખ્યાની વાત મારે કાને આવી છે.

સો વરસ પછી ઇંગ્રેજનું રાજ જશે એવી ભવિષ્યવાણી સંભળાતી હોવાનું ખરૂં છે એમ મેં કહ્યું. ઇંગ્રેજનું રાજ હિંદમાં શરૂ થયાને સો વરસ થવા પણ આવ્યાં હતાં. મેં કહ્યું: એ સો વરસ પૂરાં થયાં કે તરતજ ઇંગ્રેજનું રાજ ડૂલ થશે, એવી સમજ હિંદમાં લાંબા કાળથી છે.

કયસરને ભવિષ્યવાણી પર અને શકુન અપશકુન પર ભરોસો છે, એવું જોઇ મને ખરેખર નવાઈ લાગી. જોર્જ બાદશાહને એક ઝાડુવાળાએ સાવરણી આપી અને તેઓ તેને અડયા-સ્પર્શ કર્યો; આવો સ્પર્શ હિંદમાં ખૂબ અપશુકનિયાળ—અમંગળ ગણાય છે, એ વાત મેં તેને કરી.

અમારી એ ૨૦ મિનિટની મુલાકાતમાં હિન્દના ભાવિ પર આ લઢાઇની શી અસર થશે એ વિષેજ ખાસ કરીને વાતચીત થઇ. કયસરે હિંદી—તેમાંય ખાસ કરી પંજાબ તરફના રજવાડા સંબંધે ઝીણવટથી પૂછપરછ કરી. મેં કહ્યું: અફઘાનિસ્તાનને જો તમે જર્મની તરફ મેળવી શકો, તો ઇંગ્રેજની વિરૂદ્ધ હિન્દે ઉભા થવાનું અશક્ય નથી. તે માટે અફઘાનિસ્તાન હું ખુશીથી જઇશ. હિન્દ માટે જે કંઇ પ્રયાસ ત્યાં કરવાના હશે તે હું કરીશ.

આ યોજના સાંભળી તે ખૂબ રાજી થયેલા જણાયા. એ ૨૦ મિનિટની વાતચીત પછી હું વિદાય લેતો હતો ત્યારે તેમણે મોટેથી બુમ મારી કહ્યું: તમે જ્યારે અફ્ઘાનિસ્તાન જાઓ, ત્યારે મહેરબાની કરી હીઝ મેજેસ્ટી અમીર સાહેબને મારી ખાસ સલામ કહેજો. (When you go to Afghanistan Please give my Personal greetings to His Majesty the Amir !)

## મીશનની યોજના

તે પછી જર્મન પરદેશ ખાતામાંથી ઘણા અમલદારો મને અવારનવાર મળવા આવવા લાગ્યા. તેમાં પરદેશ ખાતાના અંડર સેક્રેટરી ડૉ૦ ઝીમરમૅન પણ હતા. છેવટે એમ ઠર્યું કે મારે કયસર બાદશાહ અને ખુદ ઇમ્પીરીયલ ચેન્સેલર ડૉ૦ વૉન બેથમૅન હૉલવેગના હાથદસ્તકના કાગળો લઇ જેમ બને તેમ જલદી અફ્ઘાનિસ્તાન ભણી ઉપડી જવું. મારી સાથે એક જર્મન અમલદાર પણ આવવાનો હતો. તેજ મુજબ હિંદના મુસલમાનો પૈકી મુલ્લા બરકતઉલ્લા આવનાર હતા. મુલ્લા બરકતઉલ્લાને હું સારી પેઠે ઓળખતો. એની સાથે મારે વાતચીત પણ ઘણી વાર થયેલી. એના સિવાય એક જર્મન દાકતર અને જર્મનીએ કેદ કરેલા ઈંગ્રેજી હિંદી લસ્કરમાંના છ માણસો પણ મારી સાથે આવશે એમ ઠર્યું. રસ્તે ઇરાન ને તુર્કીમાં ઇરાની અને તુર્કી પ્રતિનિધિઓ પણ અમને આવી મળવાના હતા. જ્યારે આ બધું નક્કી થયું ત્યારે મારૂં મન સંતોષાયું. કેમકે માનવજાતિના કલ્યાણ માટે અને તેને ગુલામીમાંથી મુક્ત કરવા માટે હું ઝૂર્યા કરતો. એજ મારૂં ધ્યેય હતું. એટલા ખાતર હું સાધુ બનેલો. મેં હાથમાં લીધેલું કામ ઘણું પવિત્ર હતું. આટલા ખાતર જાન જાય તોય ભલે એવો મારો નિશ્ચય હતો. આમ ભવિષ્યની આશા વડે મારૂં મન ઉત્સાહપ્રફુલ્લ બન્યું. નવોલ્લાસે પ્રફુલ્લપ્રાણ બનતી મારી માતૃભૂમિનું ભાવિ ચિત્ર

મારી નજર સમક્ષ આણીને ઉભું રહ્યું ! કેટલાય દિવસથી હું એ ઝંખતો હતો !

## રક્તગરૂડ સંપ્રદાયનો ચાંદ !

મેં અફઘાનિસ્તાન જવાની તૈયારી તાબડતોડ કરી.

અમીર પાસે જવાની અમારી તૈયારીઓ ચાલી રહી હતી, એ દરમ્યાન હું રૂશિયાની હદ પર જઇ આવ્યો. બર્લિન આવ્યો તેટલામાં બધી તૈયારી થઈ ગઈ હતી. નીકળતી વેળા મને લેખી અભિવચન અપાયું કે જર્મન સરકાર હિંદુસ્તાનની સ્વતંત્રતા કબુલ રાખશે અને સ્વતંત્ર હિંદુસ્તાનને સરખા જ દરજ્જાના મિત્ર રૂપે ગણશે. કયસર બાદશાહે મને "ઓર્ડર ઓફ ધી રેડ ઇગલ"ની બહુમાન પદવી ધારણ કરવા ખૂબ આગ્રહ કર્યો. એવું માન લેવા હું કેવળ નારાજ હતો; કેમકે જે મહાન કામ મેં હાથ ધરેલું તે કંઇ હજુ સિદ્ધ થયું ન હતું. મેં એ સૂચના માટે ખૂબ ડોકું ધુણાવ્યું. પણ મારો નકાર ત્યાં સાંભળેજ કોણ ? "હિંદુસ્તાન અને જર્મનીના કાયમી મિત્ર સંબંધ"ના ચિહ્ન રૂપે મારે એ શુભ માન લેવું એમ મને કહેવામાં આવ્યું. છેવટે મારે પણ તે કબુલવું પડયું. જર્મની અને હિંદના રાષ્ટ્રીય કરારોનો એ જીવંત એકરાર હતો. હિંદની સ્વતંત્રતાનો હું સ્વયંસેવક બનું છું એમ તે પળે મને લાગ્યું. મારા હરખને તે શી સીમા હોય ? ઇશ્વરે જે કાર્ય માટે મને જન્મ આપેલો તે કામ–ઇશ્વરનુંજ તે કામ હું કરૂં છું એમ મારી મનોદેવતા મને કહી રહી હતી.

## એ કાગળો !

તે વેળા જર્મન સરકારે ખાસ જરૂરી કાગળપત્રો મારે હવાલે કર્યા. તેમાં જર્મન ચેન્સેલરે હિંદુસ્તાનના ૨૬ રાજાને જે કાગળો લખ્યા હતા તે બહુજ મહત્વના હતા. એ

કાગળો જર્મન, ઉર્દુ અને હિંદી એમ ત્રણ ભાષામાં છાપેલા હતા અને સુંદર લાલ રંગના ચામડાના પાકીટોમાં તેને મૂકેલા હતા. અફઘાન અમીરને ખુદ કયસરે પત્ર લખ્યો હતો તે શુદ્ધ અફઘાન ભાષા તેમજ જર્મન ભાષામાં હતો. અમીર પરના તે કાગળમાં કયસરે અમીરનું ગૌરવ સ્વીકાર્યું હતું પણ તબીયતના સમાચારની પૂછપરછ શિવાય બીજું કશુંજ તેમાં લખેલું નહોતું. કાગળમાં યુદ્ધ સંબંધે કે રાજકીય પરિસ્થિતિ સંબંધે કયસરે તલભાર પણ ઇશારો નહોતો કરેલો.

તે પછી મારી સાથે આવવા માટે જર્મન સરકારે બીજા એક અમલદારની નીમણુંક કરી. તેનું નામ લેફ્ટેન્ટ ડાક્ટર વરનર ઓટો-વોન હેંટીગ હતું. તહેરાનમાં તેણે એલચીખાતાના મંત્રી તરીકે કામ કરેલું, મારી સાથે મોકલવા ખાતર એને ખાસ સરહદ પરથી બોલાવવામાં આવેલો. અમીરને આપવા માટે હેંટીગને એક બીજો પત્ર અપાયો. તે પત્ર ચાન્સેલર વોન બેથમેન હોલવેગે લખેલો. તેનો સાર એવો હતો કે—

> "Legation Secretary Dr. Von Hentig will introduce the high-born Raja and Kumar Mahendra Pratap, who is working for India's freedom. Any help extended by the Afghan Government will be highly appreciated by the Imperial Government of Germany. The Kumar and Raja can fully describe the condition of Germany as he himself has seen it here, Herr Von Henting is authorized to speak on political and economical relations between Germany and Afghanistan."

"એલચીખાતાના સેક્રેટરી વોન હેન્ટીગ કુમાર રાજા મહેન્દ્રપ્રતાપ સાથે આપની ઓળખ કરાવશે. કુમાર મહેન્દ્રપ્રતાપ હિંદની સ્વતંત્રતા માટે પ્રયાસ કરે છે. અફઘાન સરકાર તરફથી તેમને જે કંઇ મદદ થશે તે જર્મન સરકાર આનંદભેર સ્વીકારશે. હિંદને અફઘાન સરકારે કરેલી મદદ જર્મની નહિ ભૂલે. રાજા મહેન્દ્રપ્રતાપે જર્મનીમાં રહી અહિંની પરિસ્થિતિનું બરાબર અવલોકન કર્યું છે અને તે વિષે એઓ બધો ખુલાસો આપના આગળ કરશે. જર્મની અને અફઘાનિસ્તાન વચ્ચે રાજકીય અને આર્થિક સંબંધ બાંધવા વિષે વાતચીત કરવાનો તમામ અધિકાર જર્મન સરકારે ડૉ. વોન હેન્ટીગને આપેલો છે."

## કેદીઓની મુલાકાતે

બર્લિન છોડી બહાર જતાં પહેલાં ઝોસેનમાં આવેલા લશ્કરી કેદખાનામાંના હિંદી સિપાઇઓની મુલાકાતે હું ગયો. પુષ્કળ હિંદી કેદીઓને હંમેશના કામમાંથી માફી અપાઇ હતી. હિંદુ મુસ્લીમ કેદીઓની ધાર્મિક ભાવના દુઃખવવામાં ન આવે એની ખાસ કાળજી રાખવામાં આવતી હતી. મુસલમાનો માટે એક મસ્જીદ અને એક નાનો મિનારો ઉભાં કરેલાં. ઉત્તર હિંદની સ્વતંત્ર જાતિઓમાં જન્મેલા ઝોસેનમાંના ઘણાક શૂરા હિંદી સિપાઇઓએ ઇસ્લામ અને હિંદની સ્વતંત્રતા માટે ઇંગ્રેજોની વિરૂદ્ધ લઢવા માટે અત્યંત ઉત્સુકતા બતાવી હતી. એ કેદી સિપાઇઓમાંથી છ આફ્રીદી અને થોડા પઠાણ પસંદ કરી મેં મારી સાથે લઈ લીધા. તેમણે અફઘાનિસ્તાન સુધી મારી સાથે આવવું અને પછી પોતાના દેશમાં જતા રહેવું એવું ઠર્યું હતું. કેદીઓને જોયા પછી મેં ત્યાંના ઉપરીને ભલામણ-વિનંતિ કરી કે દરેક હિંદી સિપાઇને થોડું થોડું માખણ આપો તો સારૂં. એ ભલામણ તે અમલદારે કબુલ રાખી.

## ખેદીવની મુલાકાત

પછી અમે પૂર્વ તરફ જવા નીકળ્યા. એકદમ ન નીકળતાં અમે નાની નાની ટોળી-ટુકડી રૂપે વહેંચાઇ જઇને નીકળ્યા. પ્રત્યેક ટુકડીએ જુદે જુદે દિવસે બર્લિન છોડયું. કોન્સ્ટાંટીનોપલ આગળ અમારે સૌએ એકત્ર થવું એવું નક્કી હતું. હર વોન હેન્ટીગ, એક હિંદુ રસોઇયો, એક જર્મન ખિદમતગાર અને હું– એટલા વીએનાને રસ્તે ગયા.

વીયેના પહોંચતાં ઇજીપ્તના માજી ખેદીવ અબ્બાસ હિલ્મી જેને સિંહાસન પરથી પદભ્રષ્ટ કરીને સ્વદેશમાંથી હદપાર કરવામાં આવેલા તેમની સાથે અમારો ભેટો થયો. લગભગ છ કલાક સુધી મારે ને તેને વાતચીત થઈ. જમ્યા પહેલાં અને પછી, ખેદીવે મને તેનો ૨૩ વરસનો ઇતિહાસ કહી સંભળાવ્યો. તેણે અમને કહ્યું: હું એ પહેલાં ઈંગ્રેજોની સાથે ખૂબજ હળીમળીને વર્તતો—સહકાર કરતો. ત્યાં સુધી તેમના પર મને ઠીક ભરોસો હતો. પણ તેમણે મારા પર હંમેશ શંકાભરી નજર જ રાખી. છેલ્લે છેલ્લે તો એમની વર્તણુંક કેવળ અસહ્ય થઇ પડી. અને ધીમે ધીમે મારૂં મન ઇજીપ્તની સ્વતંત્રતા તરફ વળવા માંડયું. ઈંગ્રેજોને તો એટલુંજ જોઇતું હતું. તેમણે મને વધારે ને વધારે જ કનડવા માંડ્યો. સારી પેઠે ઝામવા આવેલી મારી રેલ્વે લાઇન પણ તેમણે કબજામાં લઈ લીધી.

ખેદીવ કહેઃ ફ્રાઉદ તો આજ કાલ ઈંગ્રેજોના હાથમાં પુતળુંજ થઇ બેઠો છે. અને તેઓ પોતાની મરજી પ્રમાણે એનો ઉપયોગ કર્યા કરે છે. એ તો કેવળ મૂરખ માણસ છે.

ખેદીવને આ બધું કહેતાં અસહ્ય દુઃખ થતું હોય એમ મને લાગ્યું. તેના વદન પર વિષાદ છાયા ફરી વળી. તે કહેઃ હાય! એવા રાજકુળમાં જન્મવાને બદલે-ઈજીપ્તના યુવરાજ કહેવાવાને બદલે હું કોઈક નિર્ધન કુટુંબમાં જન્મ્યો હોત તોજ સારૂં થાત-ઘણું

સારૂં થાત. ગરીબાઈમાં હું ખૂબ સુખે રહી શકયો હોત.

એના એ છેવટના વાક્યમાં એના અંતરની યાતના સ્પષ્ટ તરવરતી હતી. એ નિરાશાની દશામાં પણ એની આશાજ્યોત છેક બુઝાઈ નહોતી-કદિક કદિક ચમકી ઉઠતી. તે કહેઃ હજુયે મને જાણે મારી આંખો આગળજ મારા દેશનું સ્વાતંત્ર્ય ઉભેલું લાગે છે. મારા દેશનું ભાવિ સદૈવ ઉજળુંજ રહેવાનું છે. ઈજીપ્તની સ્વતંત્રતામાં આડખીલી નાંખે એવી એકેય શક્તિ જગતભરમાં નથી.

ઇંગ્રેજો પ્રત્યેના તિરસ્કારથી એનું હૈયું ભડભડી રહ્યું હતું. ૭ કલાકના એ સહવાસમાં ખેદીવને મોઢે મેં ઘણી ઘણી વાતો સાંભળી. તેની આંખો કોઇક અજબ જેવા વૈરભાવથી ભભુકી રહી હતી.

## અનવરપાશા

વીયેનાથી અમે બુડાપેસ્ટ, બુખારેસ્ટ, સોફીયા, એડ્રીયાનોપલને રસ્તે થઈ કોન્સ્ટાંટીનોપલ આવી પહોંચ્યા. ત્યાં પેરા પેલેસ હોટલમાં અમે પંદરેક દિવસ રહ્યા. વધારે દહાડા રહેવાનું કારણ એ હતું કે તુર્કસ્તાનમાંથી અફઘાન અમીર તેમજ હિંદી રાજાઓને ઉદ્દેશીને લખાયલા કાગળો અમને મળવાના હતા. અને બીજી વાત એ હતી કે વોન હેંટીગને આગળ મુસાફરીને લગતી કેટલીક ગોઠવણો કરવાની હતી. કોન્સ્ટાંટીનોપલમાં રહ્યા તે દરમ્યાન મેં અને વોન હેન્ટીગે ઘણાક માણસો સાથે મુલાકાત કરી. તુર્કી યુદ્ધવજીર અનવરપાશાને પણ અમે બંને સાથેજ મળેલા. પ્રખ્યાત મુત્સદ્દી તાલાદ બે, ગ્રાંડ વઝીર અને ઈજીપ્તના રાજકુંવર સૈયદ હાલિમ તેમજ સાધુ શેખ-ઉલ-ઇસ્લામ એ બધાને પણ હું મળેલો. +

યુદ્ધવજીર અનવરપાશા સાથે મારી મુલાકાત ઇસ્તંબુલના જ એક મહેલમાં થયેલી. હું મળ્યો તે પહેલાંની એમને મીશન વિષે ખબર પહોંચી ચૂકેલી હતી, એમ જણાયું. અમારા રસ્તામાં જે

+ એમાંના ઘણાંકનું મહાયુદ્ધ કેડે ખૂન થયું.

હિમાલય જેવડી મુશ્કેલીઓ ઉભેલી હતી તેનું બરાબર ભાન અનવરપાશાને હતું. તે મુશ્કેલીઓ કેમ વટાવવી એનીજ ચર્ચા એમની સાથે વિશેષ કરીને થઈ. મુલાકાત ચાલતી હતી તે ગાળામાં બીજી બાજુએ ગેલીપોલીમાં તુર્કીની છાવણી પર ઇંગ્રેજોએ સખ્ત હલ્લો કર્યો હતો. પણ અનવરપાશાના અંતર પર એ બીનાની કશી અસર મેં ન દીઠી. શત્રુનો આવો હુમલો-ધસારો છે એવું જાણુતાંયે પાશાને ઠંડે કલેજે મીશનની ચર્ચા કરતાં મેં ભાળ્યા. અમારી વાતચીત પૂરી થતાં પહેલાં મીશનના કામકાજમાં મદદ કરે, અને મીશનની સાથેજ અફઘાનિસ્તાન જાય એવો એક તુર્કી અમલદાર નીમવાનું તુર્કી સરકારે ઠરાવ્યું છે એવી પાશા મારફત અમને ખબર પડી. શેખ-ઉલ-ઇસ્લામ સાથે પણ પાશાએજ મુલાકાત કરાવી આપી.

## સુલતાનની મુલાકાત

તુર્કીના સુલતાન-ખલીફા મહમદ પાંચમાએ પણ સારી રીતે મને મુલાકાત આપી. એ મુલાકાત દોલ્સા બાગશાહ નામના મોટા મહેલમાં થઈ. એ મહેલના દરવાજામાં દાખલ થતાંજ સુલતાનના એડીકાંપે અમારૂં સ્વાગત કર્યું. ત્યાંથી એક રઢિયાળા દિવાનખાનામાં અમને લઇ ગયા. એ દિવાનખાનાનો ભપકો ભારે હતો. આંતરગૃહના વ્યવસ્થાપકે અમને ત્યાં લઇ જઈ પહેલાં તો કૉફી પાઈ. પછી સિગાર આપી. અમારી એ સરભરા ચાલુ હતી તે દરમ્યાન એડીકાંપ વોન હેન્ટીગને સારાનરસાની શિષ્ટાચારી પૂછપરછ કરી રહ્યો હતો. પછી અમે વળી એક જુદાજ દિવાનખાનામાં ગયા. એ દિવાનખાનું અમારી મુલાકાત માટે ખાસ શણગારવામાં આવેલું હતું. ત્યાં અમે જતાંજ આંતરગૃહના વ્યવસ્થાપકે ખૂબ લળીલળીને અમને દરબારી સલામ કરી અને પોતે ત્યાંથી જતો રહ્યો.

ઘરડો સુલતાન સામેજ એક ઉંચા આસન પર બેઠેલો હતો. તેના શરીર પર ઊનનો કાળો કોટ હતો અને માથા પર લાલ ફેઝ

ટોપી હતી. અમને જોતાંજ સુલતાન પોતાના આસન પરથી ઉતરી થોડા આગળ આવ્યા, અને સ્વાગત માટે તેણે સપ્રેમ પોતાના બંને હાથ લંબાવ્યા. હસ્તધૂનન થયા કેડે અમને તેણે બે કીંમતી ખુરશીઓ પર બેસવા સૂચવ્યું. અમે સુલતાનની સામેજ બેઠા. પેલો આંતરગૃહ-વ્યવસ્થાપક પણ પાછો આવીને અમારી પાસે બેઠો. તેણેજ અમારા દુભાષિયાનું કામ કર્યું. સુલતાને અમારા સ્વાગત માટે જે શબ્દો ઉચ્ચાર્યા, તેનો ફ્રેંચ તરજુમો કરી વોન હેન્ટીગને સંભળાવવામાં આવ્યો. તેણે તેનું ઇંગ્રેજી કરી મને સંભળાવ્યું. પહેલાં તો સુલતાને અમારી તબીયત વિષે પૂછપરછ કરી. પછી તુર્કી અને ઇરાનની પેલી મેરના લાંબા પ્રવાસમાં અમને કેટકેટલી મુશ્કેલીઓ પડશે તેનો તેણે ખ્યાલ આપ્યો અને અમારે માટે ઘણી ચિંતા પ્રદર્શિત કરી. 'અલ્લાહની રહમ' થી મીશનનું કામ યશસ્વી નીવડે અને 'તમારી સફર નિર્વિઘ્ને થાય' એવા આશિષ તેણે આપ્યા. મુલાકાત પૂરી થતાં અમે સુલતાનને નમ્રતાથી વંદન કર્યું. અને સુલતાને પણ ફરી આગળ આવી એક વાર હાથ હલાવી અમારા મીશનને યશ મળે એવી ઇચ્છા પ્રદર્શિત કરી.

## કોન્સ્ટાંટીનોપલ છોડ્યું

સુલતાનને મળી અમે બહાર નીકળ્યા ન નીકળ્યા, એટલામાં સુલતાનના ભત્રીજા પ્રિન્સ યુસફ તરફથી અમને થોડો નાસ્તો લેવા આગ્રહભર્યું તેડું આવ્યું. તે વેળા બર્લિનથી તુરતજ ઇસ્તંબુલ આવેલા મુલ્લા બરકતઉલ્લા પણ અમારી સાથે હતા. યુવરાજનો બંગલો એક રૂપાળા બાગની પાસે એકલવાયા જેવો હતો. તેની સાદાઇ જોઇ અમને ખૂબ અચંબો લાગ્યો. ત્યાં નાસ્તાની તૈયારી તુર્કી-યુરોપી પદ્ધતિ પર હતી. શરૂથી તે મુલાકાત પૂરી થઇ ત્યાં સુધી યુવરાજ સુંદર અરબ્બી ભાષામાં અમારી સાથે વાત કર્યાંજ કરતા હતા.

આખરે બર્લિનથી પેલા રાજાઓને લખેલા કાગળો ઇસ્તંબુલ આવી પહોંચ્યા. તુર્કી સરકાર તરફથી મળેલા કાગળો સુંદર ફારસી ભાષામાં લખેલા હતા અને તેના પર કીમતી કવર લગાડેલા. તુર્કી સરકારે તે કાગળો અમારે હવાલે કરતાંજ અમે ફરી મુસાફરીએ ચઢવાની ખટપટે લાગ્યા.

અમે કોન્સ્ટાંટીનોપલ છોડવાની તૈયારીમાં હતા. એટલામાં ડૉક્ટર બેકર નામના એક જર્મન મિલિટરી સરજ્યન અમને આવી મળ્યા. તેમણે ઇરાનમાંજ કેટલાક વરસ સુધી નોકરી કરી હતી. ઉપરાંત એક બીજો જર્મન જુવાન વૉલ્ટર રોહર પણ આવી ચઢ્યો. એણે પણ ઇરાનમાં ઘણો વખત કાઢેલો અને તેથી એને તે ભાગ વિષે સારી માહિતી હતી. મેસોપોટેમિયા અને ઇરાનમાં ડૉક્ટર બેકર ખૂબ નામીચા હતા. મેલેરીયા અને બીજા ખરાબ તાવ સારા કરવામાં તે એક્કા હતા. આ બંને જર્મન બન્ધુઓને ફારસી ભાષા સારી પેઠે આવડે. અમારી સાથે આવનાર તુર્કી અમલદાર કાઝિમ બેને પણ ફારસી ભાષા ખૂબ સરસ આવડતી.

ઇ. સ. ૧૯૧૫ના મેની શરૂમાં એક રઢિયાળી સ્હવારે અમે ઇસ્તંબુલથી નીકળ્યા. બોસ્ફરસની સામુદ્રધુની ઓળંગી અમે સામાન સરંજામ સમેત એશિયાનો કિનારો પકડ્યો. હૈદરપાશા નામના સ્ટેશન પર અમે બધા ભેગા થયા. અમને વિદાય દેવા અમારા ઘણાક મિત્રો ત્યાં સુધી આવેલા. તેથી ગાડી ઉપડતાંયે મોડું થયું. પછી માર્મોરાને કિનારે કિનારે અમારી મુસાફરી શરૂ થઈ. સાગરના જલ પર ભૂરાં મોજાં ઉછળી રહ્યાં હતાં. દૂર દૂરની ભૂરાશમાં કાળા ટપકા જેવા ટાપુઓ નજરે પડતા. વસંત રાણીને વધામણાં દેવા વનરાજી ખીલી ઉઠી હતી. બાગબગીચા, ખેતરો, ટેકરીઓ સૌએ લીલમ લીલી શાલ ઓઢી લીધી હતી. માઇલના માઇલો સુધી આંખો ઠરી રહે એવું હરિયાળું, રૂપાળું મનોમુગ્ધકર દશ્ય પ્રસરી

રહ્યું હતું. એ જોતાં જોતાં હું જાણે સૌંદર્યસમાધિએ ન ચઢી ગયો હોઉં એમ કેટલીક વાર મને લાગ્યું. થોડી વારે ચમકીને જોઉં છું તો માર્મોરાનો કિનારો પૂરો થઇ એશિયા માઇનોરના વિસ્તારી પ્રદેશમાં અમારી ગાડી દોડી રહી હતી. બંને બાજુ ટેકરીઓની હાર નજરે પડતી. તેને જોઇ જાણે પર્વતોની ગોદમાં લપાઈ ગયા ન હોઈએ એવો ભાસ કોઇ કોઈ વાર થઇ જતો.

## પ્રવાસના અનુભવો

એ રાત્રે અમે એસ્કી શહેર નામના નગરમાં આવેલા એક તુર્કી ભોજનગૃહમાં મુકામ કર્યો, ને બીજે દિવસે આગગાડીમાં બેસીનેજ અમે ઉપડયા. આખો દહાડો અમારી સફર ચાલુ રહી ને અમે કોનિયા શહેર પહોંચ્યા. એ શહેર તુર્કી મહારાજ્યની જુની રાજધાની હતું; તેથી ઈતિહાસદૃષ્ટિએ ખૂબ જોવા લાયક ગણાય. ત્યાંજ મેઉલેવ વંશના સ્થાપક જલાલુદ્દીનની કબર છે. ફારસી કાવ્યરસધાર અને તત્વચિંતનના ભોકતાઓ માટે તે એક જાત્રાનુંજ ધામ છે. અમેય જલાલુદ્દીનની કબરનાં દર્શન કર્યાં.

ત્યાંથી આગળ ચાલ્યા. નાના નાના જંગલો એક પછી એક દેખાયા કરતાં. ત્યાં વસતી કે લોકો નજરેજ ન પડે. માત્ર સુંદર ઘોડા અને વછેરાઓનુંજ જાણે ત્યાં રાજ્ય ચાલે. બીજું એક પણ પ્રાણી નજરે ન પડતું. એ વછેરાઓ નદીના તીર પર અને ટેકરીઓ પર પવન વેગે દોડતા કુદતા, તે જોઇ અમને ભારે ગમ્મત આવતી. પછી અમે અધુરી રહેલી બગદાદ રેલ્વેના બોઝાન્ટી સ્ટેશન પર આવી પહોંચ્યા. ત્યાં વસ્તી ખૂબ ગીચ હતી. તાઉરસ પર્વતની મોકળી હવા અહિંજ અમે પહેલવહેલી અનુભવી. તે રાતે હું ખુલ્લામાંજ ઉંઘી ગયો. પર્વત પરથી શીળો પવન એટલો બધો આવતો કે શરીરમાં ગરમાટો રાખવા માટે અધરાતે મધરાતે ઉઠીને પણ ફેરા આંટા મારવા પડતા! બોઝાન્ટીથી અમે ચાર ઘોડાની

બગીમાં બેસી તાઉરસ પર્વતની ખીણ વટાવી ભૂમધ્ય સમુદ્રની લગ્ન પાસે આવેલા મરસીના નામના સ્ટેશન પર આવ્યા. ત્યાંથી ટ્રેન માર્ગે અદાના અને ઉસ્માનિયા વટાવ્યાં. પછી ઘોડે ગયા કે કે હરવેન હેન્ટીગ અને કાઝિમ બેએ ઘોડાગાડી અને ખચ્ચરો ભાડે કર્યાં. એવી રીતે અમે અમાનસ ખીણ ઓળંગી અને મોસ્લેમિયામાં પહોંચ્યા. એ બગદાદ લાઇન ને સિરિયન રેલ્વેનું જંક્શન. અહિંથી એલેપ્પો, દમાસ્કસ ને જેરૂસાલેમ જવા માટે ફાંટા ફુટે છે. એલેપ્પોનું બજાર બહુ સમૃદ્ધ લાગ્યું-બધીજ મોજમઝાની વસ્તુઓ ત્યાં મળતી દેખાઇ. એક અરબ્બી કાફેમાં મેં અને મુલ્લા બરકત-ઉલ્લાએ હિંદી ઢબનું ભોજન કર્યું. આ કાફેમાં ચિત્રવિચિત્ર પોશાકવાળો એક છોકરો હાથમાં હુક્કો લઈ ફર્યા કરતો અને દરેક મહેમાન સામે ધરતો, તથા દમ મારવા ખૂબ આગ્રહ કરતો. મુલ્લા બરકત-ઉલ્લાને કુરાનનો સારો અભ્યાસ હતો, છતાં અહિંની ભાષા તેને બરાબર ન સમજાઈ. તેણે મને કહ્યું કે આપણા સાહસ માટે આ લોકોને રહી રહીને અચંબો લાગ્યાજ કરે છે.

## નદીની સહેલ

મોસ્લેમિયા પાછા આવી અમે પૂર્વ તરફ જેરાબ્લસનો રસ્તો પકડ્યો. ત્યાં બગદાદ રેલ્વે માટે યુફ્રેટીસ નદી પર એક લોખંડી પુલ તાજેજ તૈયાર કરવામાં આવેલો હતો. અશેમીલ આગળ કેટલાક જર્મન પુરાતત્વ સંશોધકો એક જૂના શહેરના અવશેષો જમીનમાંથી ખોદી કાઢવાનું કામ કરી રહ્યા હતા. તેમણે અમને પોતાને મુકામે તેડ્યા અને સારી પરોણાચાકરી કરી. તેમની સાથે એ જૂના નાશ પામેલા સ્થળના ખંડીએરો અમે ફરી ફરીને જોયા. એ પહોળી ઉંડી ભીંત અને શહેરનો મોટો ઘેરાવો જોઇ અમે ઘડીભર ચકિત થઇ રહ્યા.

તે સ્થળે અમે બે દિવસ રહ્યા. કેમકે હરવેન હેંટીગ અને

કાઝિમ બે બોટની તૈયારી કરી રહ્યા હતા. યુફ્રેટીસનો પટ વિશાળ હતો ને વળી એ ગાળામાં તેમાં મહા પૂર આવેલાં હતાં. બોટ તૈયાર થતાંજ મહા પૂરમાં ધોધમાર ગતિવાળા પ્રવાહ સાથે અમારી ઝપાટાભેર સફર શરૂ થઇ. દિવસ જેમ જેમ ચઢતો ગયો તેમ તેમ અમારાં અંગે અંગ બળવા લાગ્યાં, કેમકે માથે તાપ ઘણો હતો. પરસેવે ઝેબાઝેબ થતાં તરબોળ કપડાં ઘડીયે ઘડીયે બદલવાં પડતાં હતાં. અમારી સાથેના કેટલાક જર્મનો તો બે બોટ વચ્ચેના પ્રવાહમાં પડીને તરતા આવતા હતા ને વચ્ચે વચ્ચે ડુબકી માર્યા કરતા. બપોર થયા કેડે દુધ, ખીમો, તાજા ઇંડા વગેરે કિનારા પરથી વેચાતાં લેવા સારૂ અમારી નાનકડી હોડી અવારનવાર થોભતી. સલાહિયા આગળ પણ જુની વસ્તુ જોવા માટે અમે થોડો વખત અટકેલા. ત્યાં આગળ એક પ્રચંડ પણ સુંદર સંગેમરમરી મહેલ છે. એ જગા અત્યારે તદ્દન અવાગરી છે. ત્યાંનું એક કાળે ભવ્ય દરબારગૃહ, સફેદ સંગેમરમરી પત્થરના દહેરાઓનાં ખંડીયરો, અને કિનારા પરની જંગી મજબૂત દિવાલો વગેરે, આથમેલા યુગની હુન્નર કળાના મૂર્તિમંત ચિત્રો નજરે પડે છે. પૂર્વ તરફ ઉદ્યોગ હુન્નર કેટલા વધેલા હતા તેનો ખ્યાલ આ ખંડીયેરો મુસાફરોને આપ્યા કરે છે.

આમ અમારી મુસાફરી ઘણા દિવસ ચાલી. બગદાદમાં ત્યાંના રહીશોમાં ઈંગ્લાંડના જાસુસો હતા. તેઓ અમારે વિષે જાણી ન જાય એટલા ખાતર અમે ફરી નાની નાની ટુકડી રૂપે જુદી જુદી દિશાઓમાં જવાનું ઠરાવ્યું. આગળની મુસાફરીની તૈયારી માટે વોન હેન્ટીગ એકલાજ આગળ નીકળી ગયા. અમે પાછળથી ઉપડયા. બગદાદથી અમારી ટોળી આઠ માઇલ દુર આવતાં ફેલુઝ ગામે અમારે માટે બે ગાડીઓ તૈયાર હતી. અને અમારામાંના બાકીના માણસો સારૂ બીજી પણ કેટલીક ગાડીઓ વોન હેન્ટીગે ફેલુઝ મોકલી હતી.

## બગદાદી રથમાં !

હું આવ્યો છું એ જાતનો શોરબકોર જર્મન એલચીખાતામાં પણ ન થાય એટલા ખાતર ગામ બહારના એક ખાનગી બંગલામાં મને ઉતારો અપાયો. કેટલોક વખત રહી અમારી મંડળીના માણસો અમને આવી મળ્યા. બીજાઓની ગોઠવણ બીજે થઇ. ત્યાં આઠ દહાડા જાણે કેદમાંજ હું રહ્યો ! કેમકે ઈંગ્રેજના જાસુસો અમારી શોધમાં ઉપડી ચૂક્યા હતા. માંડમાંડ કોઈક વાર હું નદી કિનારે બાગમાં કે ટાઈગ્રીસ નદીમાં હોડીમાં બેસી ફરવા નીકળતો. યુફ્રેટીસ ને ટાઈગ્રીસ બંને નદીમાં મહા પૂર આવ્યાથી બગદાદની પાસેનો પ્રદેશ જળતરબોળ બન્યો હતો. તા. ૧ લી જૂને બપોરે અમે બગદાદથી ઉપડયા. પણ પૂરને લીધે અમારે નાની નાની હોડીમાં બેસી નદી પાર કરવી પડી. તેમાં લગભગ અમારો અડધો કલાક ગયો. પેલે પાર ગાડીઓ તૈયાર હતી. આ ગાડી એટલે ચાર ચાર ઘોડાથી ખેંચાતા ખટારાઓજ હતા. અગત્યનો સામાન નીચેથી મૂકી ઉપર લાંબા પડવા માટે અમે બન્નુસ પાથરી દીધાં. બીજો ભારે અને ઓછો અગત્યનો સામાન ખચ્ચરો પર લાદી દીધો. એકેક ખટારામાં અમે ત્રણ ત્રણ બેઠેલા. સફર શરૂ થઈ. બધાને લાંબા પડવાની ગાડીમાં જગા ન મળે. ઉંઘ આવે એટલે એકજ ઉશિકા પર સૂતા, તે એવી રીતે, કે જો સહેજ પાસું ફેરવવું હોય તો બીજાની રજા લેવી પડે. આવા બગદાદી રથમાં અમે ત્રણ હતા: એક હું-પ્રેમ ધર્મનો ભેખધારી; બીજો બરકતુલ્લા-મુસ્લીમ ધર્મનો કટ્ટો અભિમાની; ત્રીજો ક્ષત્રિય વૃત્તિવાળો એક ખ્રિસ્તી-વોન હેન્ટીગ. રાજકારણે અમને ત્રણેને જાણે મા-જણ્યા ભાઇ જેવા એકાકાર કરી દીધા હતા. હજાર વાર મારા મનમાં આવી ગયું, કે આવું દશ્ય કદિય મારા દેશમાં જોવા મળે ખરૂં ? એવો દિવસ કદિય મારા દેશમાં નહિ ઉગે શું ?

રઉફ બે

દહાડે તો સૂરજનો તાપ કહે મારું કામ, અને ધૂળનો પાર નહિ, એટલે સફર રાત્રેજ કરવી પડતી. ઉપરાંત દુશ્મનનો ડર તો ખરોજ. અમારા એ ખડતલ પ્રવાસે અમારા હાડકાં પાંસળાં સારી પેઠે ખોખરા કરી આપ્યા. ડુંગરાળ મુલકમાં એ સફર હતી ને તેમાં ઘણા દહાડા ગયા. છેવટે અમે બગદાદથી ઘણે દૂર પૂર્વ તરફને એક ગામડે આવી પહોંચ્યા; તે ગામ નદી કાંઠે ને ઈરાનની સરહદ પર હતું. ત્યાંથી અમે ગુલગુલ પાસે સરહદ ઓળંગી. ત્યાં કોઇ જાતનો પહેરો નહોતો. ત્યાંથી તુર્કી સરહદ પણ પાસેજ હતી. કાઝિમ બે અને વોન હેન્ટીગે ત્યાંના તુર્કી અમલદાર પાસેથી ફક્કડ ઘોડાઓ લીધા અને અમે તે પર સવાર થયા. પછી અમે કીંદ આવ્યા, ત્યાં રઉફ બે સેનાપતિનો મુકામ હતો. રઉફ બે પાછળથી કમાલપાશાના અમલમાં તેનો મુખ્ય પ્રધાન બન્યો. એણે પોતાના લશ્કરી તંબુમાં અમને ઠાઠમાઠથી મિજબાની આપી. એણે એક બ્રિટિશ સ્ટીમર પર અચ્છું શિક્ષણ લીધેલું; દરિયાઈ યુદ્ધમાં તે ભારે નિપુણ હતો. ઈંગ્રેજી પણ સરસ બોલે. એનેટોલિયાની ગરીબ પ્રજાને પૈસે બે વહાણ બંધાયાં ને તે ઈંગ્રેજોએ જપ્ત કર્યાં તેથી તુર્કીને ઈંગ્રેજ સામું હથિયાર ઉપાડવા પડ્યાં, એનું એના કહેવા પરથી જણાયું.

બીજે દિવસે સ્હવારે એણે પોતાના સરદારો સાથે અને સૈન્ય સમેત અમને વિદાય દીધી. તે વેળા સૌએ લશ્કરી પોશાક પહેર્યો હતો. સિપાઇઓના હાથમાંના હથિયારો તડકામાં ઝગઝગ થતા.

મેલેરિયાથી પછડાયા !

પછી એક દૈવી આફત આવી પડી. હારૂનાબાદ છોડ્યું ન છોડ્યું ત્યાં તો અમે મેલેરિયાથી પછડાયા. હું તો બિ-

છાના વશજ થયો— જાણે મરણ પથારી ન હોય! સર્વને માટે ફરીથી વધારે ગાડીઓ કરવી પડી. જેમ તેમ રસ્તો કાપતા, અમે પશ્ચિમ ઇરાનની રાજધાની કેરમાન શાહ આગળ આવ્યા ને ત્યાં મુકામ કરવા ઠરાવ્યું. ત્યાં આઠ દહાડાને હું બિછાને રહ્યો. કેરમાનથી પૂર્વ તરફ ઇસ્પહાન આઠજ દહાડાને અંતરે હતું. અમે ત્યાં જઇ પહોંચીએ એટલામાં વોન હેન્ટીગે તહેરાનથી ત્યાં આવવું એમ ઠર્યું: તહેરાન તો રાજધાની ને ત્યાં શાહના ઘરમાં પ્રિન્સ હેન્રી રૂસ જર્મન એલચી હતા. તેમની મદદથી હેન્ટીગે આગલી સફરની તૈયારી કરવી એવું ગોઠવ્યું.

જુનની ૨૮ મીએ બપોરે ઇસ્પહાન દેખાવા લાગ્યું. 'બે કલાકમાં પહોંચી જઇશું' એવું બોલ્યા ન બોલ્યા, ત્યાં તો અમારી ગાડી ઉથલી પડી ને બંને પૈંડા ભાંગીને ભુકો થયા. ત્રણે જણા દૂર જઇ અફળાયા. છૂટા થયેલા ઘોડાને પકડી લીધા વિના છૂટકો નહોતો. ગાડી પર ચોકી કરવા ગાડીવાનને ગોઠવી ઘોડા પર ખોગીર સિવાય બેસી અમે એમ ને એમ ઇસ્પહાન ગયા. દૂરથી ઇસ્પહાન પાસે દેખાતું હતું પણ ખરી વાત એ હતી કે અમે રસ્તોજ ચૂકી ગયા હતા. વાંકાટેડા રસ્તે અંધારામાં અથડાતા કૂટાતા ઠોકરાતા અમે આગળ જતા હતા. જેમ તેમ પહોંચ્યા ત્યારે બહુજ થોડાં હોટલો ખુલ્લા હતાં. જર્મન એલચીખાતામાં વોન હેન્ટીગ અમારી વાટ જોઇનેજ ઉભા હતા. એલચી ડૉ. વોન કારડોર્ફે અને ... નકડી મિજબાની આપી ને સરભરા સરસ કરી. એમને ત્યા તે વેળા બાવેરીયાથી આવેલા કેપ્ટન નીડરમીયરનો મુકામ હતો. આ નીડરમીયરની આગેવાની હેઠળજ એકવાર ઇરાનમાંથી એક રાજદ્વારી મીશન અફઘાનિસ્તાન મોકલાયું હતું. છેવટે એમ ઠર્યું કે અમારે —અમારા મીશને કેપ્ટન સાહેબની પણ મદદ લેવી અને તેમણે પણ અમારી સાથેજ અફઘાનિસ્તાનમા આવવું. નીડરમાયર બારે રાજ-

કારણુપટુ ને અનુભવી મુત્સદ્દી હતા. એણે મીશનને આગળ ઉપર ભાતભાતની મદદ કરી ને તે સૌને જણાઈ પણ ખરી. અફઘાનિસ્તાનમાં એમણે જે મદદ કરી તે ખરેખરજ અણુમૂલ હતી.

જર્મન વકીલે અમને ઉતારા તરીકે શહેર બહાર એક મોટો બંગલો આપેલો. ત્યાં હું ત્રણ દહાડા રહ્યો. પણ એકકે દિવસ હું બહાર ન નીકળી શકેલો. ઈસ્પહાનમાં પ્રવેશ કરતાં મેં જે કંઈ જોયું તે, ને મારા બંગલાને બીજે માળથી જેટલું દેખાતું તેટલુંજ 'ઈસ્પહાન' મેં જોયું. દૂર દૂર થોડી ટેકરીઓ દેખાતી તે ભારે રૂપાળી હતી. ત્રીજે દહાડે સાંજે દીવા થયા કેડે અમે ગાડીમાં સામાન ભરી શહેર બહાર નીકળ્યા; ગાડીઓ પૂર્વ તરફ હંકારી.

## નપાણીઆ મુલકમાં

રાત્રે નૈન નામના પુરાણા શહેરમાં અમે મુકામ કર્યો. તે પછીનો રસ્તોજ કઠણ હતો, પૂર્વ ઈરાનનું દસ્તેકાવીર નામનું ઉજ્જડ રણ અમારે ઓળંગવાનું હતું. કાઝિમ બેએ અહિં થોડા ઉંટ અને ઉમદા ઘોડાઓ ખરીદ્યા. નૈન છોડયું ત્યારે અમે જાણે 'અજીત' જેવા બન્યા હતા—એટલી અમારી સંગીન તૈયારી હતી, અમારો સામાન લઇ ઉંટોનો એક કાફલો અમારી પાછળ પાછળ આવતો હતો. એવી સ્થિતિમાં દસ્તેકાવીરના રણમાં અમે પગલાં માંડયાં.

એ આડો રસ્તો અમારે જાણી જોઇનેજ લેવો પડયો. કેમકે બીજા બધા રસ્તા દુશ્મનો ઘેરી વળ્યા હતા રોકી બેઠા હતા. અમારી સાથે જે ભોમીયા અને વણઝારા હતા તેમના સિવાય કોઇને (અમનેય નહિ) પણ અમારી ભાવિ આફતોનો ખ્યાલ ન હતો. એ મુલકમાં પાણી મળવાનાં થાનક બહુ જૂજ. જે હતાં તેય બહુ છેટે છેટે હતાં. એટલે ચામડાની થેલીઓમાં અમારે પાણી ભરી લેવું પડેલું. આકરા તડકાને લીધે એ પાણી ખૂબ ગરમ ગરમ થઈ જાય,

ને વળી ઘણુંક તો થેલીમાંથી ચૂઇ જતું લાગ્યું. ખાવા માટે અમારી પાસે ખજુર, બદામ અને બાફેલા ચોખા ત્રણુની ભેગી બનાવેલી એક વાની હતી. જનાવરનો ચારો તો અહિં રણમાં મળેજ શાનો ? તેથી જે કંઇ અવારનવાર ઓછુંવ-તું મળે તે પરજ એ મુંગા પ્રાણીઓને સંતોષ માનવો પડતો.

અમે એક આખી રાત એ અવાગરા ને સૂકા પ્રદેશમાં પ્રવાસ કર્યો ત્યારે એક ખાઇ પાસે આવી પહોચ્યા. તરસને લીધે અમે જાણે પાગલ બની ગયા હતા. પણ એ ખાઇ જોતાં અમે કેવળ હતાશ થઈ ગયા. તે પાણીનો એક કોગળોયે અમારાથી પીવાય તેવો ન હતો. મુંગા પ્રાણીઓએ પણ તેને અડતાંજ મ્હોં મચકોડયું. ધગધગતા પવનના ઝપાટા અમારા ડીલને ભાંગી નાંખતા હતા. એવી આફતમાંય અમે આગળ ચાલ્યા. પણ સાંજ પડતાંજ અમે કોઇ અવળે રસ્તે ચઢી ગયા. પાણીના બધાં થાનકો બીજે રસ્તે રહી ગયાં. થેલીઓમાંનુ ઉકળતું પાણીય કયારનું ખતમ થઈ ગયું હતું. એક બે ઠેકાણે કયાંક પાણી નજરે પડયું તો તે હોઠે અડકાડાય તેવું ન હતું. આખી રાત એમ ને એમ રેતાળ રણુમાં કાઢી. સ્હવાર પડી. સૂરજ જેમ જેમ ચઢતો ગયો. તેમ તેમ અમારામાંના કોઇ કોઇ ગરમીથી બેભાન થઇ ગયા. અમારી સાથેના ભોમીયાઓએ કંઇ કંઈ ઉપાયે કેટલી વારે તેમને શુદ્ધિમાં આણ્યા. પ્રત્યેક ક્ષણે ગભરાટ વધતો હતો. એટલામાં અનારાકનો રસ્તો અમને ફરી સાંપડયો ને અમે સીધે રસ્તે ચઢયા.

## નવું નંદન વન !

સાચે રસ્તે પડયા કેડે જે પહેલવહેલું જળાશય અમારી નજરે પડયું તેમાં, તરસે પાગલ બનેલા જાનવરોએ એકદમ પોતાનાં મોંઢાં ઘાલ્યાં ને પાણી પીધાંજ કર્યું. અમે પણ એમજ કર્યું. એ રેતાળ રણુમાં એક નાનકડી હરિયાળી ટેકરીની બાજુમાંથી

ખળખળ વહેનારા એ ઝરાને—અમને સૌને બચાવનારા એ પ્રાણદાતાને હું કદિ નહિજ વિસરૂં. એ ટેકરીની આસપાસમાં અંજીર, દાડમ, બદામના ઝાડોની ઝાડી હતી. થોડેજ દૂર એક મિનારો હતો અને એ ભવ્ય મસ્જીદમાં ફુવારો પણ હતો. તે સ્થળે હજારો માણસ વિશ્રાંતિ માટે ઉતરેલા હતા. અમને એક શીળી, સોઇવાળી ધર્મ-શાળામાં જગા મળી. અહાહા! સૂકા, લૂખા, ઉકળાટીયા રણમાં સફર કર્યા પછી એ આરામગાહ અમને કેટલી પ્યારી લાગી હશે, એનો ખ્યાલ શી રીતે આપું ! એ સ્થાને જનાવરોને વિશ્રાંતિ આપવી ને બે દહાડા સૌએ રહેવું એવો મનસુબો સૌનોજ થયો. આટલું લાંબું ચાલ્યા પછી એ જગા વહાલીહીમ જેવી લાગતી હતી. પણ ત્યાં રહે-વાનું બને તેમ નહોતું.

ફરી એ અફાટ વેરાનમાં અમે મુસાફરી શરૂ કરી.

ધગધગતા અંગાર જેવા એ રણમાં મુસાફરી કરી અમે ઉંચાણવાળા ભાગમાં આવ્યા. ત્યાં રાત પડી. દિવસે અંગારા જેવો તાપ, તો રાત્રે બરફથીયે કકડતી ટાઢ પડતી—રાતની ઠંડી પણ દિવસના તાપ જેટલીજ અસહ્ય હતી. એમ ને એમ અમે ચારદેહ નામની ધર્મશાળા આગળ આવી પહોંચ્યા. ત્યાં રાત રહેવાનું ઠરાવ્યું. સામાન ઉતાર્યો ન ઉતાર્યો એટલામાં તો રશિયન–ઇંગ્રેજ ઘોડેસવારોએ મીશ-નનો પીછો પકડયો છે એવી ખબર આવી. શત્રુને હાથતાળી આપ્યા વિના તો છૂટકોજ નહોતો. અમે જુદી જુદી ટુકડીઓ કરવાનું ને જુદી જુદી દિશાઓમાં જવાનું નક્કી કર્યું.

## નીડરમીયર આવ્યા

ભૂખ, તરસ ને મુશ્કેલ મુસાફરી એ સૌથી અમારી અકળા-મણનો પાર નહોતો. એમ ને એમ છેવટ અમે દેહમહમદ નામના સ્થળે જુલાઈની આખરમાં આવી પહોંચ્યા ને છાવણી નાંખી. ગામ ગરીબડું. ત્યાંની ધર્મશાળા ભાંગીતૂટી. અમારા ધામા પડતાંજ

ગામમાં હોહા મચી ગઇ કે લુટારા આવ્યા! કોઇ કશું વેચાતુંય ન આપે. મહામહેનતે એમની બ્હીક દૂર કરી ત્યારે એક સાધારણ ઠીક જગા રહેવા મળી. આમ આશરો મળતાંજ અમારી સાથના વણ-ઝારા અને ભોમિયાઓએ આગળ આવવાની સાફ ના પાડી. સાંઢણી સ્વારોએ પણ 'હવે અમે જઇશું'નું ગીત ગાયું. તેમનું કહેવું હતું કે અમે બહુ બહુ ભોગવ્યું, હવે અમારે પાછા જવું જોઇએ. પણ એ નાનકડા ગામમાં નવા જાનવર ક્યાંથી લાવવાં? છેવટે તેમને કાઝિમ બે અને જર્મન અમલદારોએ હથિયારની બ્હીક બતાવી અને વળી સફર પૂરી થતાં નવાં જાનવરો ને નવો સામાન વસાવી આપવાનું કબુલ્યું ત્યારે તેઓ સાથે આવવા પાછા કબુલ થયા.

પછી સાતેક દહાડે અમે એક નાનકડે ગામે પાછો મુકામ કર્યો. અહિં કેપ્ટન નીડરમીયરની વાટ અમારે જોવાની હતી. વળી રૂશિયનોની ખબર કાઢવા અમે જે જાસુસ મોકલેલા તે પણ અહિંજ આવવાના હતા. થોડા દિવસ વાટ જોયા કેડે એક દહાડો આકાશમાં દૂર ધૂળના ગોટેગોટા ઉડતા દેખાયા, તે અમારા તરફજ આવતા હતા. ગામની નાનકડી વસતીમાં કોલાહલ મચી ગયો. પણ સદ્ભાગ્યે એ નીડરમીયરનોજ કાફલો હતો. નીડરમીયરની સાથે વિલ્હેલ્મ પેશન નામનો એક આફ્રિકા ખંડમાં શોધખોળ કરનારો જર્મન પણ હતો, ને વળી રૂશિયન છાવણીમાંથી તુર્કસ્તાન નાસી આવેલા કેટલાક આસ્ટ્રીયન અને હંગેરીયન કેદીઓ પણ હતા. એ દશબાર જણા હથિયારબંધ હતા. અમે તેમનું સ્વાગત કર્યું. થોડે દહાડે અમારા જાસુસો પણ શત્રુ પક્ષની નક્કી ખબર લઇને આવી પહોંચ્યા. તેમણે કહ્યું કે મીશન ઇરાન તરફ જવાનું છે તેથી પૂર્વ ઇરાનના બધા પહાડી રસ્તા શત્રુઓએ રોકી રાખ્યા છે. મીશનનો પીછો લઈ બે ટુકડી ઉપડી છે. મેશીદની ઉત્તરના ભાગમાં થઈ થોડા રૂશિયન સ્વારો આપણી શોધ માટે આવે છે. ઉત્તર તરફથી બિરજાંદ થઇને

છઘ્રેજો આવે છે.

## સખત હાડમારી

વળી જાસુસોએ કહ્યું કે ઠામ ઠામના જળસ્થાનો શોધી ત્યાં શત્રુએ જાસુસો ગોઠવી દીધા છે. મેશીદથી ફેન અને બિરજાંદથી નસરતાબાદ જનારી ઇરાન ટેલિગ્રાફ લાઈન પર પણ સારી પેઠે ચોકી પહેરો મૂકાયો છે.

અમે એક કાઉન્સીલ ઓફ વૉર–યુદ્ધમંત્ર સભા ભરી. તેમાં જે સામાનસુમન લઇ જવાનું અગવડભર્યું હતું તે સામાન અને ઉંટ લઈ ડાક્ટર બેકરે આગળ જવું અને બાકી રહેલાઓએ બે ટુકડી કરી જુદે જુદે રસ્તે ગુશરૂઇ થઇ કુચ કરવી એવું ઠર્યું. તેમ કરવામાં અમારો હેતુ શત્રુને ઓર્કોસીસ તરફ મોકલી હાથતાળી આપવાનો હતો. શત્રુસૈન્ય એ બાજુ તરફ દોડાદોડ કરી થાકીને લોથ થઇ અમારી પાસે આવી પહોંચે, તે પહેલાં અમારે નાસી છૂટવાનું અશક્ય નહોતું.

અમારૂં તે પછીનું આખું અઠવાડીઉં બહુજ ખરાબ ગયું. એ દરમ્યાન શત્રુ તરફથી અનેક રસ્તે અમારો પીછો પકડવામાં આવેલો. એક જળસ્થાનથી બીજે જળસ્થાન પહોંચી અમે જાનવર ખડાં કરીયે ત્યાં તો દોડવું પડતું. તરસના માર્યા અમે જાણે પાગલ બની ગયા હતા. એમ અમે પન્દર પન્દર કલાક સુધી દોડાદોડ કરતા. છેવટે એ ગરીબ જાનવરો એટલાં થાકયાં કે તેમની પાસે વધારે કામ લેવું એ નર્યું ઘાતકીપણુંજ લાગ્યું. મેશીદ ને બિરજાંદને રસ્તે જતાં એક બે સ્થળેજ શત્રુપક્ષને અમારી ભાળ કંઈક લાગી. પછી અમે ઉત્તર દિશાથી ફરી પાછા રણમાં પેઠા. અમારા અંગરક્ષક સ્વારો પર અને આગળ જતાં અમારા માણસો પર પણ અવારનવાર ધાડપાડુઓ તૂટી પડતા. સવારો તેગને બરાબર જવાબ વાળતા. એટલે લુટારાઓ બહુ ફાવી ન શકયા.

એ દોડાદોડમાં અમે એક જળાશય પર આવ્યા. તેનું પાણી કડવું કરીયાતા જેવું હતું. જાનવરોય તેને ન અડયા. એ જળાશયને લોકો 'કડવો ઝરો'જ કહેતા. ત્યાં અમને બે જંગલ-વાસીઓ સાથે ભેટો થયો. તેમણે કહ્યું કેઃ થોડા રૂશિયન સ્વારો થોડાજ દહાડા પર આવી તમારે માટે પૂછપરછ કરી ગયા. અમે અમારા સામાનમાંનો ઘણોક ભાગ, પાણીના થેલા, દારૂગોળાની ખાલી પેટીઓ વગેરે ત્યાં ફેંકી દીધો. અને ખાસ રીઢા ને સારા જાનવરો હતા, તેજ રાખી બીજા ત્યાંજ તજી દીધા. આખી રાત નાસભાગ કરી અમે એંગ્લો-રૂશિયન મિલિટરી ટેલીગ્રાફ લાઈન ઓળંગી. જંગલ પૂરૂં થતાં અમે એક જળાશય આગળ આવ્યા. ત્યાંના લોકો અમારાથી ભડકયા, પણ પછી તેમણે ખબર આપી કે 'શત્રુપક્ષના આગેવાન તમનેજ આશરો ન આપવો એવી અમને તાકીદ કરી ગયા છે.'

ને પછી તો અમારી ને શત્રુની વચ્ચે જાણે શરતજ રમાઇ. ઘોડા પરથી ખોગીર ઉતારીએ ન ઉતારીએ ત્યાં પાછા સ્વાર થઇને દોડવું પડતું; એમ ૨૬ કલાક લાગલાગટ શરત ચાલી. છેવટે જાનવરો પણ ચાલી ન શકે એમ લાગ્યું. વળી ડૉ. બેકરનું શું થયું હશે તેની ફિકર અમને થઇ. જાસુસોએ ખબર આપ્યા કે અમે છોડી દીધેલા સામાન ને જાનવરો પર શત્રુઓએ હલ્લો કર્યો હતો ને ડૉ. બેકર પર પણ કેટલાક રૂશિયનોએ હલ્લો કર્યો હતો. ઝપાઝપી સારી થઇ. ડૉ. બેકરે કીંમતી વસ્તુઓ જમીનમાં દાટી. ખાઈ ખોદીને તેમાં ભરાઈ બેઠા. એવી રીતે ૪૮ કલાક ખાઇમાં રહ્યા. પછી દારૂગોળો ખલાસ થયો એટલે લાચાર થયા. માણસો શત્રુના હાથમાં પડયા. ડૉ. બેકર પોતે જખમાયા, પણ શત્રુની હાર તોડી ભારે થરાતન દાખવી તે ભાગી છૂટયા. ભારે જુક્તિઓ લઢાવી તે પછી જર્મની પહોંચેલા.

અ ઘાનોનું આતિથ્ય

આમારો પોતાનો માર્ગ તો હવે સરળ થઇ ગયો હતો. રણ પૂરૂં થયેલું ને હવે ડુંગરાળ માર્ગે અમે ધીમે ધીમે જતા હતા. જળસ્થાન પુષ્કળ હતાં. ઈરાની પર્વતોને પગતળીયે આવેલી ટેકરીઓ પરથી અમે જતા હતા. આગળ થોડાં ઝાડપાન ને રમણીય વનપ્રદેશ પણ આવ્યાં. ને પછી તો વિશાળ ને ગગનચુંબી પર્વતમાળાઓની મધ્યમાંથી અમે જવા લાગ્યા. જેમ આગળ જઇએ તેમ પર્વત વધારે ઉંચા! આખરે યઝદાનના ઓએસિસને પાછળ મૂકી અમે અફઘાન હદમાં પેંઠા. અમારા આગમન માટે હિરાતના ગવર્નર જનરલને ખબર આપવા મૌ૦ બરકતઉલ્લા અમારા એલચી તરીકે આગળ ગયા.

પરાહમાં ત્યાંના લોકોએ અમારૂં ઠાઠમાઠથી સ્વાગત કર્યું: શહેરીઓએ ધોળા સુતરાઉ ને ઊનનાં કપડાં પહેરેલાં. સ્વાગતાધ્યક્ષે એક લાંબો લીલો કોટ ચઢાવેલો ને માથે લીલા રંગની એક ટોપી પહેરેલી. તેના હથિયારો જડાવ હતાં. તેની સાથે તેના અંગરક્ષકો ને મોટા મોટા અમલદારો પોતાના હોદ્દાદારી પોશાકમાં હાજર હતા! અમીર હબીબુલ્લા અને ગવર્નર જનરલના ખાસ મહેમાન–એ નાતે અમારૂં સ્વાગત થયું. ગરીબ શહેરીથી માંડી ખાનદાન ધનિકો–સૌમાં અમને સ્વાભિમાન ઘણું દેખાયું. નાના મોટા સૌમાં સ્વાતંત્ર્યની લગની દેખાતી હતી. અમારી સાથેના જર્મન અમલદારો તેમજ કાઝિમ બેએ પણ તે વેળા પોતાના લશ્કરી પોશાક ચઢાવી દીધા; અને અમે સર્વ એ અફઘાન સરદાર સાથે ચાલવા લાગ્યા.

લીલમ–લીલી અફઘાન ટેકરીઓ અને રૂપાળી ગલીખીણોમાં થઈ અમે ઠાઠેમાઠે હિરાત પહોંચ્યા. અમારી ટુકડી કુલ ૫૦ સવારની હતી. સરંજામથી લદાયલા ઊંટ પાછળ પાછળ આવતાં હતાં.

હિરાતમાં અમીરના ખાસ મહેલમાં ઉતારો મળ્યો. જમવાને

સ્હવાર બપોરે અચ્છાં અચ્છાં પક્વાન. અમારો સામાન સરંજામ, અમારા ઘોડા ને અમારાં વાહનોની વ્યવસ્થા માટે જુદા જુદા અમલદારો નીમવામાં આવેલા. મીશનને કશોય ખર્ચ કરવાનો નહિ. ગવર્નર જનરલે બધું આપખરચે કર્યું તેથી અમે ખૂબ રાજી થયા. અરે, અમારી ખિદમત માટે નોકરો ને હજુરિયાઓનું જાણે મોટું લશ્કરજ ખડું કરવામાં આવ્યું હતું. ખાતર બરદાસની અતિશયતામાં અમે જાણે ગરકજ થઇ ગયેલા. ગવર્નર જનરલે પછી પોતાના અમલદારો સાથે મીશનને દરબારી મુલાકાત આપી ને પછી મીશને એજ રીતે ગવર્નરને મુલાકાત લીધી.

કાબુલ પહોંચ્યા

તા૦ ૭મી સપ્ટે૦એ અમે હિરાતથી ઉપડયા. તે વેળા અમારી સાથે સો સવારોની ટુકડી એક અફઘાન સરદારની હકુમત તળે આવી. એ પ્રદેશમાં દાખલ થતાંજ જાણે અમને નવજીવન મળવા લાગ્યું. અમારો પહેલાંનો થાક તો ક્યાંનો ક્યાં ચાલ્યો ગયો! પેલા થાકેલાં ભાંગેલાં મુંગા પ્રાણી પણ તાજામાજા ને ચબરાક બની ગયાં. અમે ડુંગરાળ મુલકમાંથી જતા હતા, તોયે અમને જરાયે મુશ્કેલી નડી નહિ. કેટલાક ડુંગરા તો એટલા ઉંચા હતા કે અમારી નજર પણ પહોંચતી નહોતી. મોટી મોટી ભેખડો પર બરફના ગચીયા ઝૂલતા હતા. પ્રદેશ ભારે રમણીય હતો, ને અમે ઠાઠમાઠથી કુચકદમ કરતા હતા. એટલામાં પેલા અફઘાન સરદારે દૂર દૂર દેખાતું કાબુલ બતાવ્યું. લીલી હરિયાળી ઝાડીમાંથી ચકચક થતા રાજમહેલની ટોચ અમને નજરે પડી. અમલદારે જણાવ્યું કે એ મહેલ હિંદ જીતનારા પહેલા મોગલ બાદશાહ બાબરે બાંધ્યો હતો. તેજ સ્થળે મીશનનો ઉતારો પણ થવાનો હતો.

બીજે દહાડે સવારે, જ્યારે સોનેરી સુરજ મીઠું મીઠું હસતો હતો ત્યારે કાબુલ પાસે અમે આવી લાગ્યા. અમારા આવકાર માટે

પાયદળ, ઘોડેસ્વાર, તોપખાનું વગેરેનું પ્રચંડ લશ્કર એક જુવાન તુર્કની સરદારી હેઠળ સામું આવતું જણાયું. એ અમલદારનું નામ ખૈરી બે. એને અમીરેજ મોકલેલો. બાબરના મહેલ પાસે જતાં બેઉ બાજુએ ખડા રહેલા અફ્ઘાન લશ્કરીઓએ અમને સલામ આપી. તે વેળાના સ્વાગતમાં હજારો અફ્ઘાનોએ ભારે ઉત્સાહથી ભાગ લીધેલો.

## મોજીલો અમીર!

મહેલમાં અમીરના સેંકડો સેવકો અને હજુરિયા અમારી વાટ જોતા ઉભા હતા. સ્નાન માટે ઊનું પાણી મળ્યું. જમવાનું તો જાણે છપ્પન ભોગ. બાગમાં મને બે જૂના ચિનાર વૃક્ષ બતાવવામાં આવ્યાં. તે ખુદ બાબર બાદશાહે પોતેજ રોપેલાં એમ સગર્વ મને કહેવામાં આવ્યું. બાબરના કબરસ્તાન આગળ એક જૂની મસ્જીદ હતી, તે તાજમહાલના બાંધનાર બાબરના વંશજ શાહજહાંએ પોતેજ બાંધેલી એવી ખબર મને મળી.

તે પછી અરસપરસ મુલાકાતોની ધમાલ ચાલી. જર્મની અને તુર્કીથી અમીરને આપવા માટે મળેલા કાગળો આપવાનો સમારંભ થયો. પ્રાર્થના થઇ. તે પછી અમીર હબીબુલ્લા અમને પોતાના, ઉંચા પહાડ પર આવેલા મહેલમાં લઇ ગયો અને અમારી ખૂબ ખાતર કરી. પોતાના નવા મહેલમાં એણે એ પછી મને ઘણીક મુલાકાતો આપી. ખઇબર ઘાટમાંથી મહા મહેનતે આણેલાં યુરોપી શણગાર સાહિત્યોથી એ મહેલ સારી પેઠે સજાવેલો હતો. અફ્ઘાનિસ્તાનમાં એકજ મોટર હતી—અમીરની પોતાની. એ મોટરનું તેને અભિમાન પણ બહુજ. એ મોટરને ખાતર તો એશફ્લાટના સુંદર રસ્તા ખાસ બનાવવામાં આવેલા. અમીર હબીબુલ્લા અત્યંત વિનયી, મિલનસાર ને આદરાતિથ્યનો હોંસીલો હતો. તેણે અમારા કામ પરત્વે પુષ્કળ ઉત્સાહ બતાવ્યો. પણ મોજમજાહ માણવાનો તેને એટલો

શોખ હતો, કે પોતાનો દેશ યુદ્ધના ભડકામાં ન સંડોવાય એટલા માટે કોઈ પણ રીતે તટસ્થ રહેવાનીજ ખટપટ તે કરતો હતો. એટલા ખાતર તે પોતાના રૂશિયન કે ઇંગ્રેજ પડોશીઓની વિરૂદ્ધ ચાલબાજી રમવાની હિંમત ન દાખવી શક્યો. અફ્ઘાનિસ્તાને યુદ્ધમાં ઝંપલાવવું જોઇએ એવો દરબારમાંના ઘણાક સરદારોનો મત હતો. પણ પોતાના જબરદસ્ત પડોશીઓ સામે માથું ઉંચકવાની અને તે વડે આવી પડનારી ભયંકર જવાબદારી માથે લેવાની નામદાર અમીર સાહેબની બિલ્કુલ તૈયારી નહતી. અમીર સાહેબની એવી રીતભાતથી મારૂં કામ સિદ્ધ ન થયું.

પાછો ફર્યો

હિંદી રાજારજવાડા પર લખાયલા પત્રોને ફક્ત હું પર્વતમાળાની પેલી મેર-હિંદમાં મોકલી શક્યો. એ લખતાં મને આનંદ થાય છે, પણ જેમણે એ કામ પૂરૂં પાર પાડવાનું માથે લીધેલું તેમનામાં કલ્પનાબળ, ચિવટ અને ધીરજ ન હતાં; તેમ પ્રસંગ આવ્યે કશું આત્મસમર્પણ કરવાનું પણ તેનાથી બને તેવું નહોતું. તેમનામાંનો એક તો ઇંગ્રેજને હાથે પકડાઇને પ્રાણ પણ ગુમાવી બેઠો. તોયે એટલું જણાવતાં મને ગર્વ ઉપજે છે કે અમે હિંદમાં મોકલેલા પત્રોમાંથીય ફક્ત બેજ ઈંગ્રેજોના હાથમાં તો ગયેલા!

કાબુલમાં હતો તે વેળા વાઇસરોયના યોદ્ધા પર કામ કરતા અમીરના નાના ભાઇ નસરૂલ્લાની સાથે મારે પિછાન થઇ. ઉપરાંત અમીરના ત્રીજા છોકરા અમાનુલ્લા સાથે પણ સારી મૈત્રી ઝામી. બીજાય ઘણા અફ્ઘાન સરદારો સાથે મારે કાયમી સ્નેહ-સંબંધ બંધાયો. તે પછી કેટલેક મહિને અમારૂં કામ રાજકીય દષ્ટિએ પૂરૂં થઇ ગયેલું જોઇ, વોન હેન્ટીગ સાહેબ ચાવાક ખીણમાં થઇ તુર્કસ્તાન, મંગોલીયા, ચીન, હોનોલુલુ ને અમેરિકા થઈ યુરોપ ગયા. કેપ્ટન નીડરમીયર બીજે રસ્તે પધાર્યા. મારા આફ્રિકન મિત્રો

પર્વતોમાં પોતપોતાને ઘેર ગયા. કાઝિમ બેએ અમીરના તુર્કી સલાહકારની સાથે રસ્તો માપ્યો. હિંદને કલ્યાણકારી થઇ પડે એવું કોઈ પણ જાતનું રાજકીય કાર્ય કરવા અમીર તૈયાર નથી, એવું જોઇ મેં પણ એ દેશ છોડવાનું નક્કી કર્યું. પહેલાં મેં કાબુલથીજ રશિકાના ઝાર પર એક કાગળ લખી મોકલેલો. એ કાગળ ઈંગ્રેજી ભાષામાં હતો. અને સોનાના ટુકડા પર કોતરેલો હતો. તેમાં 'રૂશિયાએ ઈંગ્લાંડની દોસ્તી છોડી અફઘાનિસ્તાન સાથે મૈત્રી બાંધવી જોઇએ' એવું લખેલું હતું. યોગ્ય વખત સુધી મેં જવાબની વાટ જોઇ, પણ જવાબ તો કદિ આવ્યો નહિ. તે પછી અમીરે તુર્કીના સુલતાન અને કૈસર બાદશાહ પર લખી આપેલા પત્રો લઇ હિન્દુકુશ પર્વતમાં થઈ હું યૂરોપ ગયો. તે વેળા રૂશિયાના એ ભાગમાં મને ખાસ કશો ત્રાસ વેઠવો ન પડયો.

## નવીન યોજના

જર્મની પાછા ફર્યા કેડે મેં કૈસરને એક યોજના સૂચવી. મેં કહ્યું કે એક આંતરરાષ્ટ્રીય સામ્યવાદી લશ્કર ઉભું કરો. ને તેમાં અસંતુષ્ટ જુવાનિયા તુર્કો, આસ્ટ્રીયનો, રૂશિયન ક્રાંતિવાદીઓ વગેરેને દાખલ કરો. તે સૈન્યે હિન્દની સરહદ પર હુમલો કરવો અને હિંદમાં દાખલ થવું. એ યોજનાને લીધે એશિયામાં દાખલ થઇ હિન્દ ગપચાવી બેસવાની જર્મનીની ઇચ્છા છે એવી કલ્પના કોઇને હોય તો તે તૂટી જાય, ને હિંદવાસીઓને બરાબર ભરોસો પડે. સામ્યવાદીઓનુંજ સૈન્ય ઉભું કરવાનો હેતુ એ, કે રૂશિયામાંથી રસ્તો સહેલાઇથી મળે. કેમકે બીજા સૈન્યને તો રૂશિયા પોતાની હદમાંથી જવા નહિ દે, એવી મારી પાકી ખાતરી હતી. પણ જર્મનીના મંત્રી-મંડળને એ મારી યોજના પસંદ ન પડી. અને તલ્વારના જોર પર યુક્રેનમાંથી રસ્તો કાઢવો એવુંજ છેવટે નક્કી ઠર્યું.

છેવટ

હું પૂરો નિરાશ થયો. અમીર હબીબુલ્લાનો કાગળ તુર્કીના સુલતાનને પહોંચાડવાનું બાકી રહેલું કામ પૂરું કરવા માટે હું કોન્સ્ટાંટીનોપલ ગયો. તે પછી રાજકારણમાંથી મેં નિવૃત્તિ લીધી અને હંગેરીના બુડાપેસ્ટ શહેરમાં રહી મારા પ્રેમધર્મના મંત્રોનો પ્રચાર કરવાનું મેં નક્કી કર્યું. સુલેહ થયા કેડે જર્મનો અને રશિયનો મને વિમાનમાં બેસાડી પોલાંડ થઈ મોસ્કો લઇ ગયા. ત્યાં ઘણાક બળવાવાદીઓ સાથે મારે મુલાકાત થઈ. એ સૌમાં મુખ્ય લેનીનજ ગણાય. રાજકીય દૃષ્ટિએ હું તેનું દિલ ન જીતી શક્યો. મારી ધાર્મિક ભાવનાઓનો તો એણે સ્પષ્ટ ઇન્કાર કર્યો. અલબત્ત એણે મારૂં ખૂબ સરસ સ્વાગત કર્યું ને મારા તરફ માન પણ ખૂબ દાખવ્યું.

ઇ. સ. ૧૯૧૯માં અમીર હબીબુલ્લાનું ખૂન થયા કેડે હું અફઘાનિસ્તાન ગયો. હમણાંના અમીરે (અમાનુલ્લાએ*) ખૂબ પ્રેમથી મારૂં સ્વાગત કર્યું. અમારો પ્રેમસંબંધ વધારે ગાઢો બન્યો. તેણે કૃપા કરી મને અફઘાન નાગરિકના હક આપ્યા. ત્યારથી હું મારા પ્રેમધર્મના મંત્રના પ્રચારમાં અથવા અફઘાન સરકારના કામમાં સદૈવ ગૂંથાયલો રહું છું.

રાજા મહેન્દ્રપ્રતાપ

---

* આજે તો અમાનુલ્લા અમીર મટીને એક સામાન્ય માણસ બની ગયા છે અને યુરોપના દેશોમાં રખડે છે જો કે ખૂબ એશ-આરામથી આરામમાં હશે.

# મેં હિન્દ કેમ છોડ્યું ?

લખનાર

**શ્રી શૈલેન્દ્રનાથ ઘોષ**

## દિલ્હીમાં બોમ્બ !

૧૯૦૪માં બંગભંગ વિરૂદ્ધની ચળવળ શરૂ થઈ તે બંગાળ ફરી એક બન્યું ત્યાં સુધી ચાલુ હતી. બંગભંગથી લોકોમાં પ્રસરેલો અસંતોષ ખૂબ તીવ્ર હતો અને છેવટે બંગાળને સાંધી દેવાની સરકારને ફરજ પડી. વળી હિંદની રાજધાની કલકત્તાથી બદલી દિલ્હી લઈ જવામાં આવી. કલકત્તાના રહીશોમાં વાત એવી ચાલતી હતી કે ગરમ મગજવાળા સંપીલા દેશીઓએ ખૂબ ત્રાસ આપવા માંડયો તેથી સરકારે એ ફેરબદલી કરી. ગમે તેમ, પણ ૧૯૧૨ની સાલમાં કલકત્તાથી સરકારી કચેરીઓ ઉપાડી લઈ તેની સ્થાપના દિલ્હીમાં કરવામાં આવી. ૨૨મી ડીસેંબરને દિવસે ગવર્નર જનરલ લોર્ડ હારડીંજે સત્તાવાર રીતે દિલ્હીમાં પ્રવેશ કર્યો ને તેજ દિવસે તેના ઉપર એક બોમ્બ નંખાયો, અને એને ઇજા થઇ. એ બનાવથી હિન્દ આખું ખળભળી ઉઠ્યું. કલકત્તા વિદ્યાપીઠના મજ સરખા વિદ્યાર્થીઓમાં પણ ખૂબ ખળભળાટ મચી ગયો.

## જર્મની સાથે સંબંધ

એ પછી તુરતજ બળવવાદીઓની ચળવળે અમારી કોલેજમાં પગપેંસારો કર્યો. અમારી કોલેજમાં બળવાના વિચારો ધમધમાટ ફેલાવા લાગ્યા. ત્યાં સુધી બળવાવાદીઓના પ્રયાસ ફક્ત અમુક માણસો પર બોમ્બ નાંખવામાં કે સરકારી રેલ્વેગાડીઓ ઉથલાવી પાડવામાં જ પૂરા થતા. ઇ. સ. ૧૯૦૮ના મે મહિનામાં મુઝફ્ફરપુરમાં પહેલો બોમ્બ પડયો. અને એ કામ વધતાં વધતાં દિલ્હીમાં ૧૯૧૨ ની સાલમાં ખુદ લોર્ડ હાર્ડીંજ પર બોમ્બ નાંખવા સુધી વધ્યું. ત્યારથી છૂટી છવાઇ ને વિખરાયલી ગુપ્ત મંડળીઓને એક મધ્યમવર્તી સંઘના તાંતણામાં ગૂંથી લેવાનો પ્રયાસ જોશભેર શરૂ થયો. બધાનો હેતુ એકજ-હિન્દમાં રાજકીય ક્રાન્તિ કરવાનો હતો. ઈ. સ. ૧૯૧૪માં એ પ્રયાસે મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું. એ સાલમાં મહાયુદ્ધ શરૂ થતાંજ બળવાવાદી આગેવાનોએ ખુદ જર્મની અને યુરોપના મધ્યભાગના રાજ્યો જોડે દૃઢ સંબંધ બાંધ્યો. અને હિન્દમાં બળવો જગાડવા માટે ભારે પ્રયાસ આદર્યો. ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં બળવાવાદીઓ અને જર્મન સરકારનો સંબંધ બહુ ગાઢ થયો.

## વિદ્યાર્થીઓમાં ખળભળાટ

તે પહેલાં વિદ્યાપીઠના ક્ષેત્રમાં રાજક્રાન્તિની ફરીજ શક્યાશક્ય કલ્પના દાખલ થયેલી નહોતી એમ ન કહી શકાય. વિદ્યાર્થીઓના માનસમાં ક્રાન્તિતત્વનું બીજ ધીમે ધામે રોપાતું જતું હતું. જુવાનોને ફાંસીએ ચઢતા જોઇ તેમનાં ભેજાં ફરી જતાં હતાં. કોલેજમાં બબ્બે ત્રણ ત્રણ વિદ્યાર્થીઓ એકત્ર થતા અને બળવાવાદીઓ અને તેમની પ્રવૃત્તિ તરફ પોતાની સહાનુભૂતિ દાખવતા. તે વેળા તરૂણોનું હૈયું તો સર્વસ્વે ક્રાન્તિવાદીઓ તરફ ઢળી ચૂકેલું હતું. એમના હૃદયસાગરમાં ક્રાન્તિવાદીઓના વિચારોની

રેલમછેલ ચાલી રહેલી. એજ અરસામાં માલમ પડયું કે એમની માંહે પણ પોલિસે છુપા જાસુસો ઉભા કરવાની પદ્ધતિ શરૂ કરી છે. અને જ્યારે એ વાત સ્પષ્ટ રીતે સાચી ઠરી ત્યારે તો જેઓ હજુ બળવાપ્રવૃત્તિમાં વટલ્યા નહોતા તે પણ પૂર્ણપણે તે તરફ ઢળ્યા. દેશ અને ધર્મને સંભારી તેમણે પૂર્ણપણે ક્રાન્તિતત્વનો અંગીકાર કર્યો. બળવાવાદીઓ તરફ તેઓ ખૂબ ખૂબ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા. કલકત્તામાંની બીજી નાની નાની કોલેજોમાં પણ અમારી પેઠેજ નાના નાના સંઘ સ્થપાયા હતા અને તે વાત મારા સાંભળવામાં આવતાં હું તે તે સ્થળોએ જઇ બળવાવાદી તત્વનો પ્રચાર કરવા લાગ્યો. તે પછી થોડા વખતમાંજ જર્મનીએ મહાયુદ્ધ પોકાર્યું.

## હિંદનું સંકટ!

તે વેળા રાત્રિશાળાઓનું સંચાલન કરતા મારા એક મિત્રે મને કહ્યું: શૈલેન, આ મહાયુદ્ધ વિષે આપણે હિન્દીઓએ ખૂબ દૂરંદેશીપણે વિચાર કરવો ઘટે. એ યુદ્ધને લીધે હિંદ સમક્ષ એક મોટો કોયડો ઉપસ્થિત થાય છે. ઈંગ્લાંડ આ યુદ્ધમાં પડયું છે ને જ્યાં સુધી તે એમાં સામેલ છે ત્યાં સુધી હિંદુસ્તાને પણ એમાં પડવુંજ જોઇશે, ને વળી છેવટ સુધી એમાં રહેવું જોઇશે. યુદ્ધમાં વિલાયત જીતે કે હારે; પણ તે જીતશે કે હારશે તોયે હિંદનું ભાવિ તો ક્રાંતિવાદીઓ જે ઘડવા ધારે તેજ ઘડાશે. જો જર્મની હારી ગયું તો તો આપણી કમબખ્તીનો પારજ નહિ રહે. કેમકે પછી વિલાયત વધારે બળવાન થશે ને હિન્દને પોતાની હથેળીમાં વધારેજ દબાવી શકશે. પછી આપણને–હિન્દને ગુલામીની જંજીરોમાંથી બહારની કોઈ શક્તિ છોડવી નહિ શકે. વિલાયત કરશે તે સવાવીસ ગણાશે. એના સમક્ષ બીજા કોઇનું કંઈજ નહિ ચાલે. વિલાયતને રાત દહાડો ચિંતા થયા કરે એવી સ્થિતિ આપણે હાલ હાલમાં

ઉભી કરી છે ને તેથી મનમાં ને મનમાં એ ડર્યા કરે છે. અને આપણે માટે કંઈક આશા જેવું રહે છે. બીજી બાજુ, વિલાયત હાર્યું તોયે આપણી તો છે તેથી વધારે બુરી દશા થવાની. યુદ્ધમાં વિલાયતને જે કંઇ ખમવું પડયું હશે તે તે આપણી પાસેથી મારી ઠોકીને લેશે. તે ભરી લેવામાં હિંદ પ્રત્યે કોઇ કશી દયા નથી બતાવવાનું. જે જોઇશે તે એ લેશે. આપણે કોઇ પણ રીતે વિલાયતને બતાવી આપવું જોઇએ કે એવું કરવાની એની મકદૂર નથી. ઇંગ્રેજો ધારે છે કે આપણામાં કશું પાણી નથી.–ને કદાચ આપણામાં પાણી નયે હોય; કોણ જાણે! પણ તેની આવી માન્યતા દૂર કરવી અને જુદાજ વિચારો એના મગજ પર ઠસાવવા એ હિંદ માટે ખૂબ જરૂરી છે. એ વિષયમાં એ લોકોનો વિચાર બદલી કાઢવો જોઇએ. તે ખાતર તારે, મારે ને બીજા સૌએ એ વાત હાથ પર લઇ શું કરવું તે તાબડતોબ નક્કી કરવું જોઇએ. બોલ, તું શું કહે છે?

## મારો નિશ્ચય

મેં કહ્યું: હું મારા દોસ્તોને પૂછી લઈ પછી નક્કી કરું. વાત નાની સૂની નથી; એટલે જરા વિચાર ગંભીરપણે કરવો જોઇશે.

તેજ રાત્રે અમારો બંનેનો વખત એ એકજ વાત વિષે વાટાઘાટ કરવામાં ગયો. મારો એ મિત્ર ખૂબ સાત્વિક વૃત્તિવાળો હતો. વાંચવાનો શોખ તેને ખૂબ ભારે. કોઇ પણ વાતમાં ઉંડા વિચાર વિના તે ન પડે. પોતાની પ્રવૃત્તિમાં જુલમનું તત્વ ન પ્રવેશે એ વિષે એ ખૂબ ખબરદારી રાખે. પણ આ વખતે કેવળ હિન્દનું કલ્યાણ કેવી રીતે થાય એ એકજ ઇચ્છા તેના મગજમાં રમી રહેલી, અને તે કલ્યાણ સાધવા ગમે તેવું ભલુંબૂરૂં કામ કરવા માટે તે તૈયાર હતો. કેમકે ખૂબ વિચાર કરી કરીને તેણે જોયું કે વિલાયતની ઝુંસરી ફગાવી દીધા સિવાય હિન્દનું કલ્યાણ થનારૂં નથી. એટલે એ

કલ્યાણ માટે હિન્દે ગમે તે ભલા બુરા રસ્તાને પણ પકડવોજ જોઇએ.

ત્યારથી દેશની સેવા એ મારૂં નિત્યનું કામ થઈ પડયું. દેશનું કલ્યાણ કેમ થાય એ વિષે હું નિત્ય વિચાર કરવા લાગ્યો. સ્વદેશાભિમાન સિવાય બીજો કોઇ ધર્મ મને નહોતો સૂઝતો. રાત દહાડો એ એકજ ફિકર મને વળગી. મારા મિત્ર સાથેની વાતચીત પૂરી થઈ, ત્યારે હું બોલ્યોઃ મને આ પ્રવૃત્તિમાં ભાગ લેવાનું પ્રાપ્ત થશે તો હું પાછો નહિ પડું જરાય નહિ અચકાઉં! ભલે ગમે તેવો ત્યાગ કરવાની જરૂર પડે. ખૂદ જાન જવા દેવો પડે, તોયે!

## યતીન્દ્ર મુકરજી-વજ્ર અને વહુ

આમારી આ વાતચીત પછી તુરતજ બળવા પ્રવૃત્તિના મુખ્ય આગેવાન શ્રી. યતીન્દ્ર મુકરજી સાથે મારે પિછાન થઇ. એમની ઉંમર ૪૦ વરસની. સ્વભાવ શાંત, ઠરેલ. બોલવું મીઠું ને મૃદુ. વાણી સંસ્કારી. રાજનીતિનો અભ્યાસ ભારે. હિન્દના કલ્યાણ વિષેની એમની ધગશ શબ્દે શબ્દે નીતરે-ઉભરાય. ભારતની ચિંતામાં ને ચિંતામાં તે જાણે પાગલ બનેલા. તેના કામમાં તેની પત્નીની પણ તેમને મદદ ખરીજ. બળવાવાદીઓનાં નિરનિરાળાં મંડળોને એકઠાં કરી તેમનું સંગઠન કરવા અને તેમનામાં સંપ ઝમાવવા એ સાધ્વી રાત દહાડો પ્રયાસ કરતી. યતીન્દ્ર બાબુ પૈસાવાળા હતા પણ ભર જુવાનીમાં તેમને સમજાઇ ગયું કે પોતીકા દ્રવ્યનો ઉપયોગ મોજમજાહમાં કરવો એમાં તે શું? માણસે પોતાની જરૂરતો કમી કરવી ઘટે. મારૂં બધું નાણું હિન્દના કલ્યાણમાં ખરચાવું જોઇએ. યતીન્દ્ર બાબુએ સાર્વજનિક હિતની સંસ્થાઓના પાયા ચણવામાં પોતાની મિલ્કતનો ઉપયોગ કર્યો.

એની કર્તૃત્વ શક્તિ તો અતુલજ. જાતે ભારે કાર્ય કુશળ. સાહસી પણ તેવાજ. જ્યારે કોઈ પણ અઘરું કામ પાર પાડવા પૈસાનો

ટોટો પડે ત્યારે ગમે તે રીતે પણ એ પૈસા ક્યાંકથી લાવી ખડા કરે. પોતે ખૂબજ ઓછે ખરચે ચલાવે. બળવા પ્રવૃત્તિમાં જે જે કોઈ એમના સહવાસમાં આવ્યા તે સૌમાં એક દિવ્ય શક્તિનો સંચાર એમના વડે થયો. એમની કાર્યનિષ્ઠા સૌને પોતાના તરફ આકર્ષી લેતી. ખૂબ શાંતિથી ઇંગ્રેજ પ્રજાના માનસનો અભ્યાસ એમણે કરેલો; અને પોતાના મન સાથે નક્કી કરેલું કે: ઇંગ્રેજોની સદ્દવૃત્તિઓ ડૂબી ગઇ છે. તેઓ વિવેકભ્રષ્ટ થયા છે. પરહિત શબ્દ તેમને આવડતો નથી. એ આદર ઉત્પન્ન કરવો હોય તો આપણે એમને બ્હીવરાવવા જોઇએ—એની વિરૂદ્ધ સખત ધમાલ કરવી જોઈએ. આપણે કંઇક એવું કરી બતાવવું જોઇએ, કે તેઓ ડરતા રહે. જ્યાં સુધી તેઓ અહિં રહે ત્યાં સુધી ડરતાજ રહે. હિન્દુસ્તાને એમનાથી બ્હીતાં અટકવું જોઇએ—જરાએ ડરવું ન જોઈએ. આપણે તે એનાથી ડરીએ કે એ આપણાથી ડરે?

### યતીન્દ્રનું માનસ

“બાવડાંના જોર પર ઇંગ્રેજો રાજ્ય કરે છે, અને તેથી તે બાવડાંના જોરનેજ માન આપે છે. જગતમાંની બીજી પ્રજાઓ સાથેના સંબંધમાં તેને એ તત્વ સિવાય બીજા કશાનો ખ્યાલ હોય એમ નથી લાગતું. ને ફક્ત વાદવિવાદ કર્યા કરવાથી કંઇ ન વળે. ફકત વાદવિવાદ કરતા રહેવાથી તે આપણો વધારે તિરસ્કાર કરે છે. આપણાં રોદણાં તો આપણને નબળા ને નબળાજ સિદ્ધ કરે છે. ને એ નબળાઈ એમને દેખાતી જાય છે, તેમ તેમ તે વધારે આપણને ધુતકારતા જાય છે. નબળાઈ પ્રત્યે એમને કદિ માન નથી ઉપજતું. અન્યાયો માટે એમની પાસે દાદ માંગવામાં કંઈ અર્થ નથી—એમાં કંઇ વળે નહિ. આપણને યોગ્ય ન્યાય દેતાં પહેલાં તેની નજર પોતાના સામ્રાજ્યના હિત તરફજ વળેલી રહે છે.

એટલે આપણે કરવાની બે વસ્તુ છે. એક તો આપણે લશ્કરમાં પ્રવેશ કરવો જોઇએ અને આપણું શરાતન બતાવી આપવું જોઇએ. અને હમણાં (લડાઇગાળામાં) હિન્દી લશ્કર તેમને કેટલું ઉપયોગી થઇ પડશે તે દર્શાવી આપવું જોઇએ. તથા તે તરફ એમનું ખાસ ધ્યાન ખેંચવું જોઇએ. તેજ મુજબ આપણી પાસે પોતીકા ઉપયોગ સારૂ હથિયારો શસ્ત્રો ને દારૂગોળાનો પણ સારો જથ્થો ભેગો કરી લેવો જોઇએ. તે માટે બે રસ્તા છે. હિન્દમાંથી મેળવવાં અને બહારથીય મેળવવા. જે હિન્દમાંથી મળે તે સાચવીને યોગ્ય સ્થળે છૂપાવવાં, પણ જે બહારથી આવશે તે માટે તો આપણા પર ખૂબ જાપતો રહેશે, માટે તે વિષે ખૂબ ખબરદારી રાખવી પડશે. બહારથી મળનારા હથિયાર ઓજારો ઉતારી લેવા માટે યોગ્ય સ્થળ પણ જોઈએ: ઝાઝાં નહિ તો યે થોડાં તો ખરાજ. વળી તે છૂપાવવા પૂરતી ગુપ્ત જગાઓ પણ જોઇએ. આપણા પર નજર ખૂબ રખાશે; તે આપણે ચૂકાવવી જોઈશે. એટલું જોર ને એટલી બુદ્ધિ આપણામાં હોવી જોઈએ. આજ ખરી મુદ્દાની વાત છે. હથિયારો હાથમાં આવે પછી તેનો ઉપયોગ શો કરવો તે વિચારી લઇશું."

મેં જવાબ એટલોજ દીધો કે: એ બધા માટે હું તૈયાર છું. મને બોલાવશો ત્યારે હું તૈયાર જ છું. કોઇ પણ રીતે સેવા બજાવવાનો મારો મનોરથ છે.

અમારી વાતચીત ચાલુ હતી તે વેળા ખૂબ ઝીણવટથી તે મારા તરફ જોઇ રહેલા. એકેએક શબ્દ સંભાળી સંભાળીને બોલે, અને મારા પર તેની શી અસર થાય છે તે નીરખી નિહાળીને જુએ. પણ છેવટે મારા પર એમને વિશ્વાસ બેઠો છે એવું એમની મુખાકૃતિ પરથી મને લાગી આવ્યું.

## એ સ્વાતંત્ર્યપ્રેમી આચાર્ય !

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ કોલેજોમાં બળવાવાદીઓની પ્રવૃત્તિનું જોર વધવા માંડ્યું. પ્રેસીડેન્સી કોલેજના પ્રિન્સિપાલને વિદ્યાર્થીઓની આવી ખટપટ પસંદ નહોતી. પણ તેના મનમાં એમ, કે વિદ્યાર્થીઓને ચેતવણી આપવાથી ખાસ કંઇ વળવાનું નથી. તે વિદ્યાર્થીઓને લાઠ લડાવ્યાં કરે. અમુક મર્યાદા સુધી તો તે વિદ્યાર્થીઓને પૂરેપૂરો અનુકૂળ હતો. ત્યાં સુધી એ તેમનુંજ ઉપરાણું તાણે પોલિસને તેની રજા શિવાય કોલેજમાં આવવાની રજા નહિ. અને પોલિસવાળા પ્રિન્સિપાલની રજા લેવા જાય એટલા ચાર પાંચ મિનિટના ગાળામાં તો વિદ્યાર્થીઓ પૂરા સાવધ થઈ તૈયાર બને પોલિસ ઇન્સ્પેકટરો હરખભેર જડતી લેવા ધસમસતા આવે. પણ જડે કંઇ નહિ, એટલે છેવટે નિરાશ થઇ પાછા જાય. છેવટે માલમ પડ્યું કે પોલિસને કોઇક ફુટેલો વિદ્યાર્થી જ ખબરો આપે છે. તેની આપેલી બાતમીઓનુંજ એ પરિણામ. એ છોકરો આગળ જતાં મુડદું થઇને પડેલો મળી આવ્યો તેણે ઝેર પીને આપઘાત કર્યો એમ જણાયું.

તે પછી પ્રિન્સિપાલ કડક બન્યા. કોઈ પણ વિદ્યાર્થીની ઓાલીમાં તેમની રજા સિવાય ને તેમની હાજરી સિવાય કોઈ પણ અમલદારે ન જવું એવો સખત હુકમ તેમણે કર્યો. જડતી લેવાની હોય, તોયે રજા લેવી જોઇએ ને પ્રિન્સિપાલ હાજર રહેવા જોઈએ. એક દિવસ પોલિસવાળા આવ્યા. પ્રિન્સિપાલની ખૂબ વાટ જોઈ. પછી બધી કોટડીઓની તપાસ તેમના સમક્ષ કરી, પણ કંઇ વળ્યું નહિ ને કંઇ મળ્યું નહિ.

એક દહાડો બપોરે ત્રણ વાગેલા ને પાંચ મિનિટ ઉપર થયેલી. મેડીકલ કોલેજની સામે ને પ્રેસીડેન્સી કોલેજની પાસેજ એક હિંદી અમલદારનું ખૂન થયું. કોઇએ તેને રિવોલ્વરની ગોળીથી વિંધ્યો.

કોલેજ છૂટી ત્યાં સુધી તો અમને આ વાતની ખબરજ ન હતી. તે દિવસ પૂરતી કોલેજ તરત બંધ પડી. અમે એકદમ તે તરફ દોડી ગયા, પણ શું થયું તે અમને ન સમજાયું. એક અમલદાર મૂઓ એટલીજ માત્ર ખબર પડી. બીજે દિવસે ફીઝીકસના વર્ગમાં મારા એક દોસ્તને પકડવાનું વારંટ લઇ પોલિસો આવ્યા. પ્રોફેસર તે જોઈ રાતાપીળા થયા. તેમણે લાવીને તે વિદ્યાર્થીનો રેકર્ડ-ચાલચલગતની નોંધ પોલીસના કપાળમાં ઠોકી. અને આગલે દિવસે તે વિદ્યાર્થી ત્રણ વાગે વર્ગ શરૂ થયો ત્યાં સુધી હાજર હતો, એણે હાજરી પણ પૂરાવેલી એ વાત પુરવાર કરી. બધા નિશાળીયા સાથે તે ૩ થી ૫ ના વર્ગમાં બરાબર હાજર હતો એવી સાક્ષી આપી.

પ્રિન્સિપાલને કાને આ વાત જતાં તે પણ ગુસ્સે થયા અને અમલદારોની બેવકૂફી માટે તેમના કાન આમળ્યા. પછી મને માલમ પડયું કે તેમ છતાં હજુ પેલા વિદ્યાર્થીનો પીછો પોલીસ છોડતી નથી. એ વાત મેં તાબડતોબ પ્રિન્સિપાલ સાહેબને જણાવી. તેમણે બહાર જઇ પોલીસને ખુબ જુલાબ આપ્યો અને પછી પોલીસની બધી દોડધામ અટકાવવામાં આવી. વળી તે નહિ અટકે તો ઉપલા અધિકારીઓને કાને પણ વાત લઇ જવામાં આવશે એમ ગાઈ બજાવીને કહેવામાં આવ્યું.

આવા તેજસ્વી વર્તનથી પ્રિન્સિપાલની કીર્તિ ખૂબ વધી. કોલેજમાં તેમજ બહાર પણ તેઓ અતિશય લોકપ્રિય થયા. તેમની સત્કીર્તિમાં ઘણો ઉમેરો થયો. પણ અફસોસ, એ કીર્તિજ એમની બરતરફીનું કારણ બની. તેમના એ વર્તનને લીધે પછીથી તુરતજ એ ઓદ્ધો તજવો પડયો. તે પછી ઘણાક વિદ્યાર્થીઓ જેલમાં પડવા લાગ્યા. અને પછીથી જેલમાં જગા ખૂટવાથી તેમના પુર નજર રાખવાનો બંદોબસ્ત થયો.

## અદ્ભુત સાહસ-કનકવાનો કિસ્સો !

ઈ. સ. ૧૯૧૫ના ઉનાળામાં કોલેજમાં હું એકલોજ પ્રવૃત્તિ કરતો હતો. તેવામાં ફરમાન આવ્યું કે: "અમુક હથિયારો મોકલ્યાં છે, કબજો લેજો." મેં કબજો લીધો ને છૂપાવી દીધાં. પછી પાછો ભણતરે વળગ્યો. લગભગ દશ દિવસ પછી તેને યોગ્ય સ્થળે લઈ ગયા.

ક્રાન્તિકારી તરૂણોમાં સાહસ વૃત્તિ ભારે. તેમની ધગશ, તેમનો ત્યાગ, તેમની બુદ્ધિમત્તા, અન્ય દેશોના કોઇ પણ બળવાવાદીઓ કરતાં જરા પણ કમી નહિ. એક વેળા એમાંના ચાર જણ પકડાયા, ને જેલમાં નંખાયા. તેમની તપાસ થવાની હતી. એટલામાં એવું સમજાયું કે ચારમાંના એક જણે ભેદીયા બની બધું ફોડી દેવાનું-રહસ્ય બકી દેવાનું કબુલ્યું છે. એ વાત પતંગની-કનકવાની મદદથી બીજા બેને જણાવી દેવામાં આવી. જ્યાં તેમને રાખેલા હતા ત્યાં બારી પાસે પતંગ ઉડાડવામાં આવ્યો. બંને માંદા પડ્યા. બંને હાસ્પીતાલમાં ગયા. ત્યાં તેમણે પોતાની બળવા પ્રવૃત્તિ માટે ખૂબ પસ્તાવો જાહેર કર્યો. અને પોતાના પેલા સાથી-ભેદીયાને મળવા માટે તેડાવ્યો. તે આવતાંજ બંનેએ તેના પર ગોળી છોડી અને તેને ઠાર કર્યો. એક પછી એક ૨૦ ગોળીઓ છોડી-જેથી તે મર્યા બાબત કશી શંકા રહે નહિ. તેમની નજરે મૃત્યુ એજ પેલાને માટેનો યોગ્ય ન્યાય હતો-બીજાને ભલે એ કામ ખોટું લાગ્યું હોય. પછી પેલા બંને ફાંસીએ ચઢ્યા. આ એક કિસ્સો.

## રકમ ગેબ !

બીજો: એક દિવસે રસ્તામાં જતી એક ગાડીની આસપાસ ખૂબ ગિર્દી થઈ પડી. ગાડીમાં એક જબરદસ્ત પેઢીના નોકરોનો પગાર આપવા માટેની રકમ જતી હતી. જ્યારે ગિર્દી;

ભાંગી ત્યારેજ ગાડી આગળ ચાલી શકી. પણ ગાડીમાંથી રકમ ગેબ થઇ ગઈ હતી. કેમ થઇ તે કોઇનેજ ન સમજાયું. જેણે તે કાઢી લીધી તે પેલી ગિર્દીમાં ભળી ગયો. કોઇને તેને પત્તો ન લાગ્યો.

## કેવો બ્હીકણ ? !

એક હિંદી અમલદારને બળવાવાદીઓની બ્હીક ખૂબ લાગે. તેને હંમેશ ધાક રહેતો. એની જાસુસકળા વિલક્ષણ હતી ને તેમાં એ સફળ પણ થતો. પણ પોતાની ઓફીસ છોડી તે બહુ દૂર ન જાય; ને જાય ત્યારે ત્યારે તેની સાથે તેના રક્ષકો હોયજ. પાંચ પાછળ, પાંચ આગળ અને આજુબાજુ એકેક મોટર સાઈકલ પર બેસીને તેનું રખેવાળું કરે. એક દિવસ એવા ઠાઠમાઠથી એક રસ્તાનો વાંક એ વળતો હતો એટલામાં ચાર સાઈકલીસ્ટો ત્યાંથી પસાર થયા અને ચારેએ તેના પર ગોળી છોડી તેને ઠાર કર્યો. પેલા રખેવાળો પોતાના હથિયાર પંપાળતા રહ્યા એટલામાં તો પેલાઓ ગેબ પણ થઈ ગયા.

બળવાવાદીઓ પર જે નજર રાખતા તેમના પર બળવાવાદીઓ યે નજર રાખે. એવો એક બીજો અમલદાર હતો. તેને પોતાની ઓફીસની આસપાસ આંટા મારવાનો ખૂબ શોખ હતો. એક દિવસ એના આંટા કાયમના અટકી ગયા. ત્યાંજ, આંટા મારતાંજ એ ઠાર થઈ ગયો.

## ભેદી ભિખારી !

તે પછી લગભગ તુરતજ યતીન્દ્ર મુકરજીને કલકત્તાના એક ઘરમાં છૂપાઇ બેસવાનો પ્રસંગ આવ્યો. એક ભિખારી ફાટાતૂટા ચીંથરા પહેરી શહેરમાં ભીખ માંગતો હતો. જ્યાં મુકરજી હતા ત્યાં તે ભીખ માંગતો માંગતો આવ્યો. તેણે પોતાની

રીત મુજબ ભીખ માંગી. મુકરજી બહાર આવ્યા. ને પેલો ભીખ લેવા પાસે આવતાંજ તેને રિવોલ્વરથી વિંધી નાંખ્યો. તે એક પોલિસ ઇન્સ્પેક્ટર હતો !

યતીન્દ્ર અને તેના બીજા ત્રણ સ્નેહીને ત્રણ દિવસ મદદ કરવી એવું મને ફરમાન થયું. ત્રણે મારી કલબમાં આવ્યા. ત્રણ દિવસ મારા પરોણા તરીકે રહ્યા. બધું જેમનું તેમ, રિવાજ મુજબ કામ ચાલ્યું. કોઇને કશી ગંધ ન આવી. કોઇને એની ખબર પણ પડી નહિ.

## ઓરિસ્સાના જંગલમાં

બળવાવાદીઓના સમૂહમાંથી ઘણાંક, જર્મનો સાથે વાટાઘાટ ચલાવવા અને હથિયારોનો કબજો લેવા માટે જાવા ગયેલા. પણ તેઓ ત્યાંજ પકડાઈ ગયા. એ દરમ્યાન બીજી બાજુ યતીન્દ્ર મુકરજીએ એક છૂપી જગા શોધી કાઢી હતી. તે જગા ઓરિસ્સાને કિનારે, પણ એક ગાઢા જંગલમાં હતી, અને ત્યાં જવા માટે બલેસરથીજ માત્ર એક રસ્તો હતો. મુકરજીએ તે જગા 'જંગલ ભાંગી સાફ કરી નહેરનાં પાણીથી ખેડુતોને મદદ કરવાના' હેતુથી મેળવેલી હતી. પણ એનો સાચો હેતુ ઝાઝા દિ છૂપો ન રહી શકયો. છૂપી પોલિસવાળા તે પામી ગયા. અને મુકરજીનો જીવ જોખમમાં છે એમ તેના સાથીઓ સમજી ગયા. મને ફરમાન થયું કે મારે તાબડતોબ કટક જવું. હું ગયો. પણ ત્યાં મને બલેસરથી મુકરજીનો સંકેત થયો કે "પોલિસ મને પકડવાની ખટપટમાં છે." તે અને તેના ચારે સાથી નાઠા. પણ જંગલમાંથી નીકળી સુરક્ષિત સ્થળે પહોંચે તે પહેલાં તો પોલિસે જંગલને ઘેરી લીધું. યતીન્દ્ર અને તેના ચાર સાથીઓએ પોતાની આસપાસ ખાઈ ખોદી લીધી. પોતાની પાસેનો દારૂગોળો પૂરો થયો ત્યાં સુધી તે લડયા. તેમાંથી ત્રણ ઠાર થયા. ચોથા મુકરજી પણ જખમી થયા ને જમીન પર

પડ્યા. થોડા કલાકમાં તેનો પ્રાણ ગયો. ઇંગ્રેજોને મુકરજી બહુ મોંઘા પડ્યા. તેમનામાંથી ય ઘણાક મરાયા ને કેટલાક ઘાયલ થયા. પણ ગમે તે ઉપાયે પણ એને પકડવોજ એવા નિશ્ચય પર આવેલા તેથી જબરી કિંમત આપ્યા વિના છૂટકો નહોતો. પણ મુકરજીનું મૃત્યુ થતાં એની સાથે લઢનારાઓ પર અભિનંદનનો નર્યો વરસાદજ વરસ્યો. યતીન્દ્ર સામે વાતચીતનો પ્રસંગ જ્યારે જ્યારે મારે આવ્યો છે ત્યારે ત્યારે તેમના શબ્દોમાંથી દઢતા અને ધગશ નીતરતી મેં ભાળી છે. મૃત્યુ પછી એના શત્રુઓએ પણ એની અતુલ હિંમત અને એની યુદ્ધકળાનાં ખૂબ વખાણ કર્યાં. હિંદી સરકારને યતીન્દ્રનો જીવ લેવા ખૂબજ મહેનત કરવી પડી. તેનો જીવ મળવો બીજાના જેટલો સહેલો નહોતો. આખરે પોતાનું ધાર્યું થયા પછી તો એના યુદ્ધનૈપુણ્યની સરકારે પણ ખૂબ પ્રશંસા કર્યા કીધી. એ મહાન બળવાવીરનું મૃત્યુ નવમી નવેંબર ૧૯૧૫ને દિવસે થયું !

## ત્રીસ લાખની સખાવત

૧૯૧૫ના શિયાળાથી લગભગ એક વરસ—એટલે '૧૬નાં ઉનાળા સુધી હું મારી એક યોજના ઘડવામાં મશગૂલ હતો. તે યોજનાને ઉદારચિત્ત સર તારકનાથ પાલિત મૂર્ત સ્વરૂપ આપનાર હતા. પોતાની સંપત્તિને દેશકાર્યમાં વાપરવા તેમની ખૂબ ઇચ્છા હતી ને તે વિષે વિચાર કરી રહ્યા હતા. અને તે માટે ૩૦ લાખ રૂપિયા તેમણે જુદા કાઢેલા. કલકત્તામાં સાયન્સ કોલેજ સ્થાપન કરવી એવી તેમની ઇચ્છા હતી. પણ આ દાન તેઓ એક શરતે કરવા ઇચ્છતા હતા. એ શરત તે એજ, કે કોલેજમાં હિંદીઓ સિવાય બીજા કોઇને પણ કોઈ પણ, પરદેશીને દાખલ કરવામાં ન આવે. પ્રોફેસર કે વિદ્યાર્થી કે કારીગર બધાજ હિંદી જોઇએ. કોઈ પણ જાતનો એ કોલેજમાંથી બીજાઓને લાભ ન મળવો

જોઇએ. કલકત્તા યુનિ૰ના વાઇસ ચાન્સેલર અસુતોષ મુકરજીની ભલામણથી એ કોલેજ માટે પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ મેળવવાના કામ માટે મારી નીમણુંક થઇ. કામ ભારે જવાબદારી ભર્યું હતું. એટલે એ કામની ખટપટમાં રાજદ્વારી ચળવળ તરફ લક્ષ આપવાને મને વખત સુઝ્યો નહિ.

૧૯૧૬ના મેમાં પૂરા થતા ટર્મ વખતે સર અસુતોષે મને ખબર આપી કે "સર તારકનાથે તને ફીઝીક્સની ફેલોશીપ માટે પસંદ કર્યો છે." કોઇકને પણ ત્રણ વરસ સુધી ફીઝીકસના અભ્યાસ માટે અમેરિકા મોકલવાનું ઠરેલું. તેમાં હુંજ પસંદ થયો. મારે અમેરિકાની હારવર્ડ યુનિ૰માં ભણવાનું હતું. હું પરદેશમાં હોઉં તે દરમ્યાન મારે લગ્ન ન કરવું એટલીજ એક શરત હતી. મારા ખર્ચ માટે જોગવાઇ થઇ. પાસપોર્ટ માટે અરજી કરવામાં આવી એક મહિનો ખૂબ ખટપટ કરી ને સરકારને ખૂબ માહિતી મળી ત્યારે જેમતેમ મને પરવાનો મળ્યો. પરવાનો મળતાં, હું તૈયાર થઇ ગયો. સ્ટીમર પર જગા પણ રીઝર્વ થઇ. સગાંઓની વિદાય લેવા હું કૃષ્ણનગર ગયો. ઘરનાં માણસોની રજા લીધી. જુલાઇ ૧૯૧૬ના એક બુધવારે કલકત્તા તજી મુંબાઇથી શનિવારે અમેરિક ઉપડતી એક બોટમાં મારે જવાનું હતું.

## પરવાનો છૂ!

હું ખડે પગે હતો એટલામાં તો, સોમવારે, એક પોલીસ અમલદાર મારી પાસે આવ્યો. તેણે મારી પાસેથી મારો પાસપોર્ટ માંગી લીધો અને કહી દીધું કે હિંદ તજી બહાર જવાની પરવાનગી તમને નથી. હું સડકજ થઈ ગયો. તાબડતોબ સર અસુતોષને ત્યાં ગયો. તેમને ય એ વાત સાંભળી નવાઇ લાગી. તે બોલી ઉઠ્યાઃ પણ એનું કારણ શું? તું નથી જાણતો?

"ના!" મેં ખરો જવાબ દીધો. કેમકે મારી બળવાપ્રવૃત્તિની

ગ્રેજ સરકારને કેવી રીતે આવી હશે એની જરાય કલ્પના અને નહોતી.

"ઠીક, જા. કાલ સ્હવાર સુધીમાં મને શી માહિતી મળે છે તે હું જોઉં છું." સર અસુતોષે જવાબ દીધો.

મારા જવા પછી ટેલિફોન પર સર અસુતોષે તે વેળાના બંગાળના ગવર્નર રોનાલ્ડ શેને બોલાવ્યા. પણ તેઓ કશો ખુલાસો ન કરી શક્યા. બડા લાટ ચેમ્સફોર્ડે જવાબ દીધો કે ' અમને પણ કંઈ ખબર નથી. ઇંડીયા ઓફીસને તે વાત ખબર હશે."

તે વેળા અમેરિકા નહિ ને ઇંગ્લાંડ જવાની રજા મળે તો ત્યાં જવા પણ હું તૈયાર હતો. સર અસુતોષે એ વાતની પૂરી તપાસ કરવા ઠરાવ્યું. પણ થોડા દહાડામાં તેમને છેવટનો ઉત્તર મળી ગયો, કે 'હુકમ ફેરવી નહિ શકાય. એને હિંદ છોડવાની રજા નહિ મળે.'

## મારા પર સમન્સ છૂટે છે!

એ અરસામાં મેં મારી રહેવાની જગા ખાલી કરેલી ને તેમાં બીજાઓ રહેવા આવ્યાથી હું શહેરના બીજા ભાગમાં રહેવા ગયો. જે દિવસે નવી જગાએ રહેવા ગયો તેને બીજેજ દિવસે મને એક દોસ્તે ખબર આપી, કે "કાલે રાત્રે ૩ાા વાગે તારી આગલી ખોલી પર ચઢાઈ કરી પોલિસે ખૂબ સજડ તપાસ ચલાવી ને જડતી લીધી." થોડાજ દહાડા કેડે બીજી ખબર મળી કે પોલિસ વારંટ લઇ યુનિ૦માંની મારી ઓરડી તરફ ગઇ છે. મારા પર વારંટ લાગુ કરી મને આંદામાન જ્યાં રાજકેદીઓ મોકલાય છે ત્યાં મોકલી દેવાનો હુકમ છે. હું ઓરડીમાં ન મળ્યો તેથી પો૦ કમિશ્નરે જડતી લીધી અને ઓરડી પર સમન્સ ચોંટાડયો.

મને આ ખબર મળતાંજ મારા સમક્ષ ભારે કોયડો ઉભો થયો. તે રાત મારે હવે શું કરવું તેના વિચારમાંજ નીકળી ગઇ. છેવટે મેં નક્કી કર્યું કે પોલિસ કમિશ્નરને રૂબરૂમાંજ મળવું અને એમ

ફરી મારે વિષે તેને ખુલાસો પૂછવો.

એ પ્રમાણે નક્કી કરી બીજી દિવસે સ્હવારે ૧૧ વાગે હું પો૦ ક૦ની ઓફીસ તરફ ગયો. જે કારકુન પાસે મારો સમન્સ હતો તે એ સમન્સ લઇ અંદર ગયો. ઘણો વખત રાહ જોવી પડી. છેવટે તેણે આવીને કહ્યું: આ ઓફીસ સાથે એ વાતને કંઈ લાગતું વળગતું નથી. ફીડ સ્ટ્રીટમાંની ઓફીસમાં જાઓ, ત્યાં તમારો પત્તો લાગશે.—જાણે મારી ગરજ હોયને!

રસ્તે મને લાગ્યું કે બીજા કોઇકની આ કામમાં સલાહ લેવી ઠીક છે. કદાચ ફીડ સ્ટ્રીટની ઓફીસમાં જતાંજ હું પકડાઈ જઇશ. એટલે ત્યાં જવાનો વિચાર મેં બદલી નાંખ્યો, અને હું કોલેજ તરફજ વળ્યો. એટલામાં રસ્તેજ મને એક બિરાદરે ખબર આપી કે કોલેજના વંડામાંજ પોલિસ તારી વાટ જોઇને બેઠેલી છે.

## મહાનુભાવ મુકરજી

હું ઘર તરફ ફર્યો. સાંજે પાછો મુકરજી પાસે ગયો. તેમણે તે દિવસે મારૂં ખૂબ આતિથ્ય કર્યું. અને એમાંથી છૂટવાનો રસ્તો શો, એ વિષે અમે બંનેએ ખૂબ વિચાર કર્યો.

છેવટે મેં કહ્યું: આપનો મતજ વધારે અગત્યનો છે. મારા વિચાર બાજુએ મૂકતાં આપ જે કહેશો તેજ હું કરીશ. તેજ મારા હિતનું છે.

તેઓ થોડી વાર મુંગા રહ્યા. પછી બોલ્યા: હું એ વિષે વિચાર કરૂં છું, કે તારે ઠેકાણે હું હોત તો હું શું કરત? મારી ખાતરી છે કે કોઇ મરદને છાજે એવી રીતેજ હું વર્ત્યો હોત. તેથીજ મને લાગે છે કે તને તારી પોતાની કિંમત સમજાતી હોય, તો તારે પાછા પડવું ન જોઇએ-શરણે જવું ન ઘટે. તારા ઉજ્જ્વલ ચારિત્ર્યને જરાયે કાળો ડાઘ લાગે એવું કશું તારે હાથે ન બનવું જોઇએ. આજ પર્યંત જે રીતે તું વરત્યો છે એજ રીતે તારે આગળ વર-

તવું જોઇએ. ઉભો રહે. હું અંદર જઈ આવું."–

એમ કહીને તેઓ અંદર ગયા. થોડી વારમાં એક નાનકડી થેલી લઇને પાછા આવ્યા. તે થેલી તેમણે મને અર્પણ કરી. પાછળથી જોયેલું તો તેમાં ઘણીજ ભારે રકમ હતી. તેમણે મને શુભ આશીર્વાદ આપ્યા. તેઓ બ્રાહ્મણ હતા એ વાત બાજુએ મૂકીએ તો પણ કોઇ સંકટગ્રસ્ત તરૂણને જેમનો આશીર્વાદ મળી શકે, ને જે મળ્યાથી સંકટ પાર ઉતરાય એવા તે મોટા પુરૂષ હતા.

મુકરજીની રજા લઈ હું કલકત્તાની બહાર નીકળ્યો. લગભગ સાત માઇલ ચાલી રાત્રે ૧૧ વાગે એક ઘરનાં બારણાં ઠોકયાં–અમારા બળવાવાદીઓના મુખ્ય મથકમાં હું જઈ પહોંચ્યો હતો.

## જુનું સંભારણું

અહિં–એ ગામમાં આ મારૂં બીજી વારનું આવવું થયું. મારો પહેલો પ્રસંગ અહિં જણાવી દેવો જરૂરી લાગે છે. ક્રાન્તિતત્વનો કોલેજમાં કેવી રીતે પ્રવેશ થયો એ મેં જણાવ્યુંજ છે. એ પ્રવૃત્તિ તરફ હું તરેહ તરેહની નજરે જોતો હતો. એ અરસામાં અચાનક એક બનાવ બન્યો. તેનો, મેં આગળ દર્શાવેલી હકીકતો સાથે ખૂબ નિકટનો સંબંધ હતો.

એક રવિવારે સ્હવારે હું મારા દોસ્તને ત્યાં હતો એટલામાં તે દોસ્તને તેડું આવ્યું. એ દાક્તર હતો. પ્રસૂતિવાળી એક સ્ત્રીને આડું પડયું હતું. છૂટકા માટે તેને તેડું આવ્યું. જતાં તેણે મનેય સાથે લીધો. અમે બંને નાવમાં બેસી નીકળ્યા. ચાર કલાક મુસાફરીમાં થયા. તે અરસામાં એ સ્ત્રીનો છૂટકો સુખ રૂપે થઇ ગયો હતો. મારા મિત્રે તેને દવાદારૂ આપ્યાં. ફી ન લીધી. મારા મિત્રે ફી ન લીધી તેથી તે ગામડાના લોકોને ભારે નવાઇ લાગી. તેમને તે જાણે દેવપુરૂષ સમોજ લાગ્યો. અમે ત્યાંથી પાછા નીકળ્યા ત્યારે ગામના પાદર સુધી બધા લોકો અમને મૂકવા આવ્યા. આવડો મોટો દાક્તર

આપણે ગામ આવે; અને ફરી ન લે એ વાત તેમને ભારે ચમત્કારિક લાગી. એ ગુણ તેઓ ન ભૂલ્યા. તે લોકોનોજ આ વેળા મને ઉપયોગ થયો. બે વરસ નીકળી ગયા હતા, પણ તેઓ મને ભૂલ્યા નહોતા. હું તે અજબ દેવ-દાક્તર સાથે આવેલો એ વાત સૌને યાદ હતી. પણ તે દિવસમાં ને આજમાં બહુ અંતર હતો. આજે મને પકડવા માટે ૨૫૦૦૦નું ઇનામ નીકળેલું હતું. એ લોકોમાં સૌ-એ આખું ગામ જાણતું હતું કે હું ત્યાંજ હતો. એકાદે જરા પણ મન પર લીધું હોત, તો મને પકડાવી દેવાનું સળી ભાંગવા જેવું સહેલું હતું. પણ તે વાત એ ગરીબ લોકોમાંના એકનેય સ્વપ્ને પણ ન આવેલી!

## ભારતીની પુત્રી

રાત્રે આવી મેં જ્યાં આશરો લીધેલો એ સ્થળ સુરક્ષિત હતું. પણ મારૂં ખરૂં કામ ત્યાંથી થોડેજ દૂર રહેતા એક બળવા આગેવાન સાથે હતું. તે રાત્રે, એ ઘરમાં અનેક વ્યક્તિઓ કાળા અંધારામાં આવીને મને મળી ગઈ. તેઓમાં એક અપરિણીત તરૂણી પણ હતી. તેણે પોતાને ક્રાન્તિવાદીઓ વિષે સઘળી માહિતી છે એમ જણાવી એ પ્રવૃત્તિમાં પોતે ભાગ લેવા ઇચ્છે છે એમ જ-ણાવ્યું. તરૂણ કુમારિકામાં આવી ઇચ્છા પ્રગટે એ વાત મને ભારે અસાધારણ ને નવાઇભરી લાગી. હું એથી જાણે સ્તંભિત જ થઈ ગયો. આ વાતનો ઉલ્લેખ હું અહિં એટલા માટે કરૂં છું કે મા ભારતીની આવી પરમ ભક્તિજ તેને પડતી અપાર યાતનાઓમાંથી તેને મુક્ત કરી શકશે. ભારતમાડી પરનો તેની કુમળી કન્યાઓનો ઉત્કટ પ્રેમજ એ શૃંખલાઓને તોડી શકશે. ભારતમાતા પ્રત્યેની પોતાની કર્તવ્ય ભક્તિ તેની પુત્રીઓ આજે કેટલે અંશે સમજતી હશે તે મને માલમ નથી. પેલી તરૂણ કુમારિકા પર એકાએક વિશ્વાસ બેસવો શક્ય નહોતો. જતી વેળા થોડે જઇ તે પાછી ફરી ને મને કહેવા લાગી: આ મેં થોડા પૈસા બચાવેલા છે.

આપના કામને યશ મળે તે માટે એ તમને આપવાની મારી ઇચ્છા છે, માટે લ્યો.

મેં ના કહી. મેં કહ્યું: મારે જોઇશે તેટલા પૈસા મારી પાસે છે.

એ ખૂબ નિરાશ થઈ જતી રહી. પણ કલાકેકમાંજ પાછી આવી.

આવીને મારી સામે એક રિવોલ્વર એણે મૂકી.

"પેલા પૈસામાંથી મેં આ વેચાતી લીધી," તે બોલી.

પણ હું પૂરો હથિયારસજ્જ હતો. કોઇક સારા પ્રસંગ માટે એ રાખી મૂકવાની મેં તેને ભલામણ કરી.

હું બોલ્યો: મારે જે જોઇએ તે તો મારી પાસે છે. ફક્ત કોઇને નજરે પડ્યા સિવાય મારે આ ગામની પેલી મેર જવાનું ખૂબ જરૂરી છે. જે માણસને મળવા માટે હું આટલે દૂર આવ્યો છું, તેની સાથે તો હજુ મેળાપ થયો નથી. મારે તેમને મળવું છે.

"ઓહો ? એમાં તે શું ? એ તો સહેલું છે ?" તેણે જવાબ દીધો. અને તુરત એક બાઇને બોલાવી તેણે કહ્યું: છોકરાને મોકલી ગાડી જોડાવી મંગાવ. અને તું એક લુગડું, ચોળી ને ચણીયો લેતી આવ. અમારે હવા ખાવા બહાર જવું છે.

અને અમે એજ કર્યું. જ્યારે ગાડી રસ્તે નીકળી ત્યારે તેમાં બે બાઇઓ બેઠેલી હતી. બંનેએ ઘુમટો તાણેલો હતો. ગાડી ચાલુ રસ્તા પરથીજ ગઈ. લગભગ ૨૦ મિનિટમાં મારી ઇચ્છા પાર પડી ગઈ.

## પતંગ નૃત્ય

તે વેળા બળવાસંઘોના સભ્ય લગભગ ૫૦૦ હતા અને એ બધા બંગાળથી પંજાબ સુધી પથરાયલા હતા. દરેક ગામમાં તેમની સંખ્યા બે કે બહુ તો ત્રણની હોય. તેમના આ સંગઠન

ની વાત સરકારથી અજાણી નહોતી ને તેથી તેઓ શું કરે છે એ તરફ સરકાર લક્ષપૂર્વક જોતી હતી. હિંદી અમલદારોને તો બીજા અનેક કામોમાં એ એક અગત્યનું કામ થઇ પડયું હતું. ને છૂપી પોલીસ ખાતાને અંદરની વાતો મળી જવાનું પણ અશકય નહોતું. જે કંઈ વાતો તે વેળા અને પછી મારી નજરે પડી, તેનો ખુલાસો ખુદ ચળવળની અંદરજ સરકારના પોલીસખાતાના માણસો પેસી ગયેલા એવું નકકી માન્યા વિના થઈ શકતો નથી. બળવા પ્રવૃત્તિ એ તો પતંગ નૃત્ય-આગ સાથેનો ખેલ હતો-એ તો ખાંડા સાથેની રમત હતી. જેમની સામે અમે એ રમત રમતા હતા, તેનું સામર્થ્ય કંઇ જેવું તેવું નથી, એ વાત બળવાવાદીઓ બરાબર જાણતા હતા-કદીયે વીસર્યા નહોતા.

<u>ફસાયા !</u>

બંગાળામાંના બધાય ક્રાન્તિ આગેવાનોની એક ગુપ્ત સભા તા૦ ૧૪મી ઓગસ્ટ ૧૯૧૬ ને દિવસે ભરવામાં આવી. સભાનું કામ બરાબર સુરક્ષિતપણે ચાલે તે માટે કલકત્તાની પેલી મેર એક ઘરમાં એ ભરાયલી. ઘરની આસપાસ ઉંચી ભીંતનો કોટ હતો. ને એ કોટમાંજ એક લોખંડી દરવાજો હતો.

બે વાગ્યાને શુમારે જે બે જણા છાપરા પર બેસી ચોકી કરતા હતા તે નીચે ઉતર્યા અને "પોલિસોએ ઘેરો ઘાલવો શરૂ કર્યો છે." એમ તેમણે જણાવ્યું. તરતજ અમે આગલે દરવાજે ગયા અને હારબંધ ઉભા રહ્યા. પાંચ, ચાર, ચાર, ત્રણ. હું છેક છેલ્લી હારમાં હતો-દરવાજો એકદમ ઉઘડયો, પહેલી પાંચ જણાની હાર પોતાની ઓટોમેટિક પિસ્તોલમાંથી ગોળીઓ છોડતી આગળ ચાલી ગઇ. દરવાજામાં દશ કે બાર માણસ ઉભા હતા તે સર્વ પડી ગયા. અમે બધા સુરક્ષિતપણે નીકળી નાઠા ને એક રસ્તે ચઢી ગયા. એ રસ્તો આગળ જતાં બીજા એક મોટા રસ્તાને જઇને મળતો

હતો. મારા સિવાયના બીજા બધાએ નાસવામાં-દોડવામાં ખુબ કુશળ હતા. ગોળીબાર શરૂ થયો ત્યારે મારા સિવાયના બીજા બધા ગોળીબારની સીમમાંથી બહાર નીકળી ગયા હતા. પણ હું ખુણો વળતો હતો. એ અનુભવ મારે પહેલોજ હતો. મારા મનમાં એકજ વિચાર ઘોળાતો હતો કે જો મારે એ લોકોનો સાથ કરવાનો હોય તો મારે દોડવાનું ખૂબ જોશભેર ચાલુ રાખવુંજ જોઇએ. થોડીવારમાં બધાં ઘર હું વટાવી ગયો, બાગ વટાવી ગયો, તોયે હું દોડતોજ હતો!

## કેટલી ચિન્તા!

એટલામાં મારી સામે આવી એક સંકટ ઉભું રહ્યું. ગંગાએ ગંગાનદીના પ્રવાહે—મને ઉભો રાખ્યો. જાણે દમ ખાવા માટે અને આગળ શું કરવું તે નક્કી કરવા માટે તેણે મને ઉભો રાખ્યો! હું કયાં જાઉં છું અને હવે આગળ કેમ થશે એનો ખ્યાલ મને જરા પણ હતોજ કયાં? એટલામાં તો પ્હો ફાટવાનો વખત થતો દેખાયો. મેં દૂર દૂર જોયું. ઉજાસમાં શુમારે દોઢ માઇલ દૂર મારી પિછાનનું ગામ આવેલું દેખાયું હું ખૂબજ થાકેલો હતો. પણ ગમે તે પ્રકારેય ખુબજ જલદી મારે એ ગામ પહોંચ્યા વિના છૂટકો નહોતો. સૂર્યોદય થતાં થતાંમાં હું ત્યાં પહોંચ્યો ને એક દરવાજો ઠોકયો. એક રમણીનો અવાજ સંભળાયોઃ "કોણ?"

મેં જવાબ દીધોઃ "અમૂલ્ય"

'અમૂલ્ય' મારૂં ઘરનું-દાદીમાએ પાડેલું લાડનું નામ હતું.

દરવાજો ઉઘડયો. સામેજ એક બાઈ ઉભેલી તેણે કહ્યુંઃ હાય, હાય, શું થયું અમૂલ્ય? તારા પર આટલું આ લોહી શાનું?

મેં નીચે જોયું મારા જમણા ખભા પરથી ભગભગ લોહી નીકળતું હતું. તેજ ક્ષણે હું જમીન પર મૂર્છિત થઈને પડયો. મને અંદર લઇ ગયા. ઘરમાંનો એક પુરૂષ હાથમાં સાવરણી લઇને ગયો ને ઠેઠ જ્યાંથી એ લોહીનાં ટીપાં પડતાં પડતાં તેના ઘર સુધી આવ્યાં

હતાં ત્યાંથી તમામ લૂછી કાઢયાં. સહેજ પણ નિશાની રહેવા ન દીધી.

**એ તુંડમિજાજી અચ્છી કરી !**

મને જરા ઠીક લાગ્યું, ત્યારે મામલો કેવો છે એ સમજવા કલકત્તા જવાને હું નીકળ્યો. આ વેળા મેં પહેલા વર્ગ-ફર્સ્ટ કલાસમાંજ મુસાફરી કરવાનું ઠરાવ્યું. કેમકે મને લાગતું હતું કે ત્રીજા વર્ગના ઉતારૂઓ કરતાં પહેલા વર્ગનાઓ પર જાસુસો ઓછી નજર રાખતા હશે. ફર્સ્ટ કલાસ પેસેન્જર તરફ એટલી બધી નજર જાય નહિ. હું એક કંપાર્ટમેન્ટમાં પેઠો ન પેંઠો ત્યાં તો એકજ ને પહેલો જે માણુસ મારી નજરે પડયો, તે એક ગોરો—યુરોપિયન હતો. શી મારા કર્મની ગતિ ! જેણે મને પાસપોર્ટ આપ્યો હતો, તે અમલદારજ એ હતો ! મને જોતાંજ જે જાતના વિચારમાં તે પડયો, તેજ વિચારમાં હું યે હતો. તેણે જરૂર મને ઓળખેલો ! પણ ધન્ય છે એ ગોરા લોકોના રીતરિવાજને ! તે પોતાને ભારે મહાપુરૂષ સમજતો હતો અને મારા જેવા બેનસીબ પ્રાણી તરફ તે વળી એ જુએ ?—ઉલટી એણે પોતાની નજર બીજી બાજુ ફેરવી ! ખરે-ખરા યુરોપિઅનને છાજે એવુંજ વર્તન તેણે ચલાવ્યું ! હિંદી શિષ્ટાચાર કરતાં તેને ગોરો યુરોપી શિષ્ટાચાર વધારે પ્યારો લાગતો દેખાયો ! પોતાના ડબ્બામાં કોઇ બીજો માણુસ બેઠો હોય તોયે પોતાને તેની ખબર નથી કે દરકાર નથી એવી બેમુરવ્વત વૃત્તિથી મ્હોં આડે છાપું ધરી તેણે વાંચ્યા કર્યું, અથવા બારીમાંથી બહાર જોયા કીધું. ને સફર પૂરી કરી ! અને મેં પણ ઠેઠ કલકત્તા પહોંચતા સુધી એક અક્ષર પણ ન ઉચાર્યો !—શું મને, હિંદીને, કંઇજ અભિમાન કે સ્વમાન ન હોય ? !

**ભેદ શો હતો ?**

હું કલકત્તે આવ્યો ત્યારે તપાસતાં મને માલમ થયું કે તે રાત્રે જેઓ નાઠા તે સૌમાંથી જખમી કે ઘાયલ થયેલો

એકલો હુંજ ! કુદરતી રીતે બીજાઓને મારે વિષે ચિંતા થાયજ, કેમકે મારૂં શું થયું એ વિષે હું કલકત્તે આવ્યો ત્યાં સુધી તેમને કંઈજ ખબર નહોતી. પછી મને ખબર પડી કે જે ઓરડીમાં પેલી રાત્રે પોલિસને હાથતાળી આપવા માટે—ને પોલીસ નહિજ પકડી શકે એવા ભરોસાથી—મેં મુકામ કરેલો, તે ઓરડી પર મારા બહાર ગયા પછી પોલિસે છાપો માર્યો અને ઝાડી ઝપટીને જડતી લીધી ! હજુયે મને કલ્પના નહોતી કે મારા પર આરોપ શો છે ? મને પકડવા માટે ૨૫૦૦૦ રૂપીયાનું ઈનામ નીકળે એવું તે મારામાં શું બળ્યું છે, એમ મને થયા કરતું ! અને કેટલાય દિવસ સુધી મારી વિદ્યાપીઠની ઉજળી કારકીર્દિ પર કુહાડો શા માટે મરાયો અને મારા પ્રાણ માટે આવડું ભારે ઈનામ કેમ નીકળ્યું એ મને સમજાયું નહિ. પણ હું ઠેઠ અમેરિકા ગયો પછીજ એ વાતનો ખુલાસો થયો. અમેરિકામાં કોન્સલ જનરલ વોન બૉપની ઓફીસની જડતી જ્યારે લેવાઈ, ત્યારે તેની ઓફીસમાંથી મળી આવેલા કાગળોમાં જેની મારફત કે જેના જોમ પર હિન્દુસ્તાનમાં છૂપી રીતે હથિયારો ભેગાં થાય છે તેવા નેતાઓ ભેગાં મારૂં નામ હતું, એવી વાત મને મળી. મારૂં નામ કાગળોમાંથી મળતાં જર્મનોએ કંઈક યોજના કરી હથિયારો અને બીજો યુદ્ધ સરંજામ અમેરિકામાંથી ખરીદ્યો, અને તે વહાણમાં ભરી જવા વાટે ત્રણ જુદે જુદે સ્થળે બલેસર, સુંદર વન અને કરાંચી પહોંચે એવી રીતે રવાના કર્યો. તે સરંજામ તે તે ઠેકાણેજ છૂપાવી રાખવાનો હતો.

### હિમાળે ગાત્ર ગળે

હું કલકત્તે આવ્યો, એટલે સર અસુતોષને મળ્યા સિવાય તો કેમજ રહેવાય ? મળ્યો. બધી વાત કહી. તે સાંભળી તેમણે મને ખૂબ ઠપકો આપ્યો, ને પછી કહ્યું: My Boy, it is getting to be too hot for you. I advise you to

see if you can leave India for a while. (દીકરા, અહિં તો હવે તારે માટે મોતનાજ સોદા છે. મારી સલાહ છે કે હિંદ છોડી જવાય એવીજ કંઇ ખટપટ કર.)

તુરતજ હિંદ છોડવાના વિચાર પર હું આવ્યો.

પહેલાં મને થયું કે તિબેટનોજ રસ્તો સૌથી સારો. મેં ચંબી જનારી ગાડી પકડી. પહેલા વર્ગમાંજ જવાનું ઠરાવ્યું. યુરોપિયન પોશાક ચઢાવ્યો. હું છેક યુરોપિયનમાં નહિ તોયે યુરોઝિયનમાં તો ખુશીથી ગણાઇ જાઉં–એવી મારી ચામડી છે. ને યુરોઝિયન તો લગભગ યુરોપિયનજ. મારા પોશાકની ટાપટીપે મને ભારે મદદ કરી. કલિમપોંગની સરહદ હું વટાવી ગયો પણ તિબેટ હું પહેલવહેલુંજ જોતો હતો! એ પહાડી રસ્તે હું સીધો પાધરો ચીન સુધી જીવતો જઇશ કે કેમ એની મને શંકા થવા માંડી. થોડા માઇલ ગયો ન ગયો, ત્યાં તો જાત જાતની મુશીબતો ઉભી થઈ. સંકટોએ જાણે મને પડકારોજ કર્યો. એક વાત સ્પષ્ટ જણાઈ, કે આગળ જઇશ તો હિમાળોજ ગળવાનો છે! તિબેટમાંજ જીવતી કબર થઈ જશે! એમાં કંઈ મને મઝા જેવું ન લાગ્યું. તેથી હું તો કલકત્તેજ પાછો આવ્યો.

## ભામોને રસ્તે

પછી ધાર્યું કે ઉત્તર બ્રહ્મદેશમાંથી જંગલને રસ્તે ભામોને વટાવી જઇએ તો બ્રિટીશ હદ ઓળંગી ગયા ગણાશે. હું ભામો જવાની તૈયારી કરતો હતો, એટલામાં મારા પિતા કલકત્તા મને મળવા આવ્યા છે એમ સાંભળ્યું. હું તેમને મળવા ગયો. મને જોતાંજ તેમને નવાઈ લાગી. તે બોલી પડયા, "કેમ? મને તો પેલા પોલીસોએ ગામમાં કહ્યું કે તમારો છોકરો ભામોને રસ્તે હિંદ તજી ચાલ્યો ગયોને!"

શું પોલિસને ખરેખર ખબર પડી ગયેલી? મારી આવી ખબર

તેમને ક્યાંથી મળી ? મારી યોજનાઓ તેમને કેમ જણાઇ જાય છે એનો મને કંઈજ ખ્યાલ ન આવ્યો ! ઠીક. એ લોકોનું તો કામજ એ છે ને ? એવી એવી વાતો શોધી કાઢવી– જેની જગતને કલ્પના ન હોય, જે બનીજ નથી, તેવી વાતો શોધી જગતને ચકિત કરવાનો પ્રયત્ન કરવો ! કદિમદિ પોલિસને એવો અણકલ્પ્યો યશ મળી જાય છે ખરો.

## હિંદ–કેવી મોટી જેલ !

બીજો એકજ માર્ગ રહ્યો હતો. સમુદ્ર માર્ગે જવાનો. મારા મિત્રોને ખબર મળી કે ટુંકમાં એક ડચ વહાણુ જાવે જવાનું છે. અને મને તેમાં બેસાડી લઇ જવાને કોઇક તૈયાર પણુ થયેલું. સર મુકરજીને વાત કરી પણુ તેમણે એ બોટમાં ન જવાની સલાહ આપી. તે કહેઃ તું કદાચ હિંદ બહાર જશે. જાવા પણુ પહોંચે. પણુ બ્રિટીશો સમુદ્રના ય રાજા છે. સમુદ્રમાં કોણુ ક્યાં સફર કરે છે તે પર પણુ તેમની નજર રહે છે. એટલે એમની એ નજરમાંથી છટકી જવું લગભગ અશક્ય જેવું છે. તું થોડે દૂર જશે ન જશે ત્યાં તો તારે પાછું કદાચ કલકત્તે આવવું પડશે.

મને વાત સાચી લાગી. તે વેળા મને ભાન થયું કે હિન્દુસ્તાન આવડો મોટો–આટલો વિશાળ દેશ છે. એમ છતાં એમાંથી નાસી જવાનું કામ સહેલું નથી.

સર અસુતોષે મને પોતાની પિછાનવાળા એક સર્જનને મળવાનું કહ્યું. એ માણુસ પર એમણે કેટલાક ભારે ઉપકાર કર્યા હતા. તેના તરફથી મને થોડી આશા ઉત્પન્ન થઇ. અકટોબર પૂરો થવા આવ્યો હતો. હું જુલાઈથી પોલિસની નજર ચૂકાવી રહ્યો હતો.

તે માણુસે મને અમુક સ્થળે જવા કહ્યું હતું. હું તે રસ્તે લાગ્યો. મને અનુભવ થયો કે જ્યાં પૈસા વિના કશું પણુ નથી બની શકતું ત્યાંજ થોડા પૈસા હોય તોયે માણુસ ઘણુંક કરી શકે છે.

## ખાં સાહેબ!

થોડાજ દિવસમાં મારા અનેક દોસ્તોએ માંહોમાંહે ૧૨૦૦ રૂપિયા ભેગા કર્યા. હું "ખાં સાહેબ" બન્યો. મુસ્લીમ પહેરવેશ પહેરવા લાગ્યો. દાઢી વધારી. અને સ્ટીમર પર કામ કરનારા ખલાસીઓ જ્યાં રહેતા ત્યાં રહેવા ગયો. મને કામ તો કંઇ મળે એવું હતું નહિ. પણ દિન પ્રતિદિન હું તેમનામાં વધારે ને વધારે ભળવા હળવા લાગ્યો–થોડા દહાડામાં તેઓમાંનોજ એક થઇ બેઠો. એ અરસામાં વહાણુકામને લગતી ઘણીક માહિતી મેં મેળવી લીધી. છેવટે પરદેશમાં જોઇતા માણસો (મજુરો) પૂરા પાડનારા એક દલાલ સાથે મારે ખૂબ સ્નેહ-સંબંધ બંધાયો. નવેમ્બરના વચગાળામાં એક દહાડો મને ખબર મળી કે એક વહાણુ (સ્ટીમર) ફિલાડેલ્ફીયા જાય છે. માલની લાવલઇજા કરનારી એક ઇંગ્રેજ કંપનીનું તે છે અને નૌકા ખાતાએ હાલ તેને વેઠે પકડયું છે. વહાણુ મધરાતે ઉપડવાનું હતું. ત્રીજે પહોરે બધા ખલાસીઓની નોંધણી થઈ–તેમને જરૂરી પરવાના અપાયા. પણ રાત્રે, મોડેથી, ખબર પડી કે ઈજીન રૂમમાં કોલસા પૂરવાના કામ માટે જે બે માણસ રખાયલા હતા તે ગેરહાજર છે. તેમની જગા પૂર્યા વિના છૂટકો નથી.

## "શામ શામ!"

"આ અહિં કોઈક બે બેઠા છે. કદાચ તેઓ કામ લાગશે." ખલાસીઓનો ઉપરી અમે બે પાસેમાં જ નવરા બેઠેલા હતા તેમના તરફ આંગળી કરી બોલ્યો.

"તે આવતા હોય તો તેમની સહી કરાવી લ્યો. આજે રાત્રે તો આપણે નીકળવું જ જોઇએ. મધરાતે બંદર છોડીને દૂર જવુંજ જોઇએ" તેના ઉપરીએ ફરમાન કાઢ્યું.

મેં તરત સહી કરી. કોની-કોના નામ પર સહી કરી એ

મને નથી સાંભરતું. મધરાત પહેલાં હું વહાણ પર ચઢ્યો. વચલા ગાળામાં મારા પિતા આવીને મારો મેળાપ કરી ગયા ને આશીર્વાદ આપી ગયા, અને અમેરિકા સુરક્ષિત પહોંચું તથા હિંદની "હવા" તો મને માફક નથી, પણ અમેરિકાની "હવા" મને બરાબર માફક આવે એવી ઇચ્છા પ્રદર્શિત કરી ગયા; ને—

—ને મેં હિંદનો, મારી માતાભારતીનો કિનારો ધડકતે હૈયે છોડ્યો.*

શ્રી શૈલેન્દ્રનાથ ઘોષ




* હમણાંજ ૧૯૨૯ના ઓકટોબરની આખરમાં ઘોષ બાબુએ સરકાર પાસે હિંદ આવવા પરવાનો માંગેલો, પણ તેમને સ્પષ્ટ નન્નો જ વાસવામાં આવ્યો હતો.

# ગાંડીવ સાહિત્ય



ગાંડીવ સાહિત્ય મં